☞ મુનિરાજો અને વિદ્વાનોને આ ખાસ અંક માટે પોતાના સ્વતંત્ર અભિપ્રાય લખવા વિનંતિ છે.

---

# अनुक्रमणिका.

આ માસિકમાં પ્રગટ થતા લેખના દરેક વિચાર સાથે ઑન. તંત્રી સમ્મત છે એમ કાંઈ માની લેવાનું નથી. દરેક વિચારની જોખમદારી તેના લેખકને શિર છે. કોઇ લેખકના વિચારોમાં કાંઇ અનુચિતતા જેઓને ભાસે તેઓ જો યુક્તિ અને પ્રમાણ સહિત શાન્ત શૈલિમાં તે અનુચિતતા સમજાવી સત્યનું સમર્થન કરવાના ઇરાદાથી લેખ લખી મોકલશે તો તેવા લેખોને આ પત્રમાં સાભાર પ્રગટ કરવામાં આવશે.

આ ખાસ અંકમાં તેમજ વર્ષ દરમ્યાનમાં આ પત્રમાં લેખો લખી મોકલનાર મહાશયોનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

# કૉન્ફરન્સ શ્રી સુકૃત ભંડાર ફંડ.

(સંવત્ ૧૯૬૯ ના જેઠ વદ ૧૨—અશાડ વદ ૧૩, તા. ૧-૭-૧૩ થી તા. ૩૧-૭-૧૩) વસુલ આવ્યા રૂ. ૩૭૫-૪-૦ ની વિગત. આ માસ આખરના વસુલ ૧૬૫૭-૩-૦

**ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ**—ઉ. ગુજરાત.

બલગામ ૦ાા, ઊણુ ૩૫ા, માનપુરા ૨ાા, વાલપુરા ૨, ભદરવાળી ૧, સીયા ૦ા, જાખેલ. સીરવાડા ૧ા, માંડલા ૨ાા, રૂવલ ૩ાા, તેરવાડા ૧૮ા, ઇસરવા ૦ાા, એદરમાણા ૧ાા, વડા ૪ાા, ડુંગરાસણુ ૨, માનપર ૧ાા, આકોલી ૬, રવીઆણા ૩ાા. કુલ રૂ. ૯૨-૦-૦

**ઉપદેશક મી. અમૃલાલ વાડીલાલ**—દક્ષિણ.

ખડકલાટ ૨૫, નવલીહાશે ૧૨, એડકીહાલ ૩૦, સદલગા ૫, નીપાણી ૪૦ાા, કાગળ ૨. કુલ રૂ. ૧૨૩-૮-૦

**ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ**—પાલણપુર ઇલાકો.

ગઢ ૩૨, વસુ ૩૧ાા, મેતા ૪૮, કોરડી ૧૫ા, તેનીવાડા ૨૫ાા, સેદરાણા, ૫, એદરાણા ૩ા, કેન્દરાલી ૧૧ નાંદોત્રા ૧૪ા, કુલ રૂ. ૧૫૯-૦-૦

**આગેવાનોએ** પોતાની મેળે મોકલાવ્યા.

સંદેર ૦ા, સમલી ૦ાા. કુલ રૂ. ૦-૧૨-૦

એકંદર કુલ **રૂ. ૨૦૩૨-૭-૦**

ઊણુના શેઠ ઉજમશી કુલચંદે રૂ. ૧૧) તથા **થરા**ના શેઠ ચતુર ગણેશે રૂ. ૪).આ ફંડમાં પોતાને ત્યાં કારજ પ્રસંગ આપ્યા છે.

## ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદનો પ્રવાસ.

**રૈયા**—જાહેર મેળાવડામાં ભાષણ આપતાં જીવ દયા, દારૂનિષેધ, માંસાહાર ન કરવો ઇત્યાદિની પ્રતિજ્ઞાઓ ઘણા માણસોએ તેજ વખતે લીધી હતી. તેમજ જૈન સમાજમાં ભાષણ આપતાં લગ્ન પ્રસંગે ગવાતાં ફટાણાં નહિ ગાવાની હાજર રહેલી બ્હેનોએ પ્રતિજ્ઞા લીધી હતી.

**લોદરા**—કન્યાવિક્રય, મૃત્યુ પાછળ મિષ્ટાન, ફટાણા નહિ ગાવાં વિગેરે વિષયો પર ભાષણ આપતાં હાજર રહેલ જૈન બંધુઓ-બ્હેનો ઉપર ઘણી અસર થઇ હતી. વર્ષમાં એક બે વખત ઉપદેશક મોકલવાનો આગ્રહ કરવામાં આવેલ છે.

**થરા**—ફટાણા નહિ ગાવાની હાજર રહેલ ઘણી બ્હેનોએ પ્રતિજ્ઞા લીધી હતી. સુકૃત ભંડાર ફંડ વસુલ કરી આપ્યું હતું.

**ઉણુ**—એક આવાડીઇ રહી જીવહિંસા, માંસાહાર, રડવું કુટવું, ફટાણાં ગાવાં, હોલીપૂજન ઇત્યાદિ વિષયોપર જૈન તેમજ જૈનેતરના શ્રોતાઓ સમક્ષ ભાષણો આપતાં ઘણાએ પ્રતિજ્ઞાઓ લીધી હતી તેમજ ફટાણાં કોઇ ગાય તો મહાજનને સવા રૂપીયો દંડ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. સુકૃત ભંડાર ફંડ વસુલ કરી આપ્યું. વળી બલગામમાં કોળીનાં ઘર ૧૨૫ છે તેઓને જમાડી ભાદરવા સુદ ૪ ને દિવસે ખેતી વિગેરે બંધ કરી કોઇ પણ જાતની હિંસા ન કરવા દસ્તાવેજ લખાવી આપ્યો.

**જાખેલ**—દારૂ, હુકો, બીડી વિગેરે વ્યસનની ચીજોથી થતા ગેરફાયદા એ વિષયપર ભાષણ આપતાં સારી અસર થઇ હતી. સુકૃતભંડાર ફંડ વસુલ કરી આપ્યું હતું.

**માંડલા**—કન્યાવિક્રય ઉપર જાહેરભાષણ આપતાં હાજર રહેલ સર્વેએ પ્રતિજ્ઞાઓ લીધી હતી.

**ખારીઆ**—જીવહિંસા, માંસાહાર, કેફી વસ્તુ પીવાથી ગેરફાયદા ઉપર ભાષણ આપતાં ગામના ઠાકોર ભુપતાજી હજુરેજીએ પ્રતિજ્ઞા લીધી હતી તથા આકર વર્ધેગી હતી.

जैनाचार्य न्यायांभोनिधि श्रीमद्विजयानंदसूरि.

जन्म-संवत् १८९३. (आत्मारामजी महाराज) स्वर्गवास-संवत् १९५३.



Jainacharya Nyayambhonidhi Shreemad Vijayanandsoori.

Birth, V. S. 1893 (Atmaramji.) Death V. S. 1953

The Bombay Art Printing Works, Fort.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हॅरल्ड.

"सत्साधूनां पुनर्भगवतां महाराज ! नश्यन्त्येवामी पूर्वोदिताः सर्वेऽपि क्षुद्रोपद्रवा यतस्तेषां भगवतां प्रनष्टं मोहतिमिरं, आविर्भूतं सम्यग्ज्ञानं, निवृत्तं सर्वत्राग्रहविशेषः, परिणतं संतोषामृतं, व्यपगता दुष्टक्रिया, त्रुटितप्राया भववल्लरी, स्थिरीभूता धर्ममेघसमाधिः ॥ तथा गाढानुरक्तमंतरंगमतःपुरं ॥ यतस्तेषां भगवतां संतोषदायिनी धृतिसुंदरी, चित्तप्रसादहेतुः श्रद्धा, आल्हादकारिणी सुखासिका, निर्वाणकारणं विविदिषा, प्रमोदविधायिनी विज्ञप्तिः, सद्बोधकारिणी मेधा, प्रमदातिरेकनिमित्तमनुप्रेक्षा, अनुकूलचारिणी मैत्री, अकारणवत्सला करुणा, सदानंददायिनी मुदिता, सर्वोद्वेगघातिनी उपेक्षेति."—श्री सिद्धर्षिः

પુસ્તક ૯-અંક ૮-૯.] વીર સંવત્ ૨૪૩૯. [ ઓગષ્ટ-સપ્ટેંબર, ૧૯૧૩.

## પ્રભાત.

ઉગે છે પ્રભાત આજ ! ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ્ય ! ધીમે ધીમેઃ
ઉગે છે પ્રભાત આજ ! ધીમે ધીમે.
રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડુબે છે તારલા આજ ! ધીમે ધીમે.
ઉગે છે પ્રભાત આજ ! ધીમે ધીમે.
પરમ પ્રકાશ ખીલે,
અરૂણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ! ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ! ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ! ધીમે ધીમે.

નાનાલાલ દલપતરામ કવિ. M. A.

# Jain Phraseology into English.

*WITH EXPLANATORY NOTES.*

( BY THE LATE BROTHER GOVINDJI MULJI MEHPANI B.A.LL.B. )

*Avyapti*—अव्याप्ति—The fault, in a definition, of the special characteristic not found in all the members of the class; too narrow a definition.

*Asambhava*—असंभव—lit. 'impossibility;' the fault of the special characteristic in a definition being contrary to the nature of the thing defined.

*Ativyapti*—अतिव्याप्ति—too wide a definition; the fault of the special characteristic in a definition being found in things other than the one defined.

*Astikaya*—अस्तिकाय—means the substance is a collection of *pradeshas* ( indivisible inseparable parts. )

*Adharmastikaya*—अधर्मास्तिकाय—that *dravya* (substance) which is the *hetu* ( accompanying cause ) of the stationary states of things and beings that are not moving, or that are resisting in the sense of not moving. Fulcrum of rest.

*Akashastikaya*—आकाशास्तिकाय—That *dravya* (substance) which acts as a receptacle of all the other *dravyas*. (This particular *dravya* is not a kind of thing that needs to be contained—it has got the nature of needing to be contained.)

*Astitva*—अस्तित्व—existence. It is a general nature ( *Samanya Svabhava* ) of *dravyas* ( substances. )

*Astita*—अस्तिता—same as *astitva*.

*Agurulaghutva*—अगुरुलघुत्व—increase and decrease in various ways in the *paryayas* of all *dravyas*. Agurulaghu is not in the atom but only in the mass. It is a common nature ( *Samanya svabhava* ) of all *dravyas*.

*Astisvabhava*—अस्तिस्वभाव—It is a secondary *samanya svabhava*. It is the same thing as *astitva*. The *astisvabhava* is the *hetu* of the changes of space time and modifica-

tion. (*Asti* and *Nasti* are copulas 'is' and 'is not.') The fact that it it such and such.

*Arhat*—अर्हत्—( the deserving one ) Such *Jinas* who become spiritual heads and regenerators of the community.

*Anekanta-Vada*—अनेकांतवाद्—doctrine of non-isolation.

*Ajiva*—अजीव—insentient, inanimate or unconscious things or substances.

*Akasha*—आकाश—space.

*Asrava*—आस्रव—Attraction of *Karma*.

*Ahinsa parmo dharmah*—अहिंसा परमो धर्मः—non-injury is the highest religion. The preaching of this grand principle has almost entirely superceded Brahmanical sacrifices of animals.

**Avagraha*—अवग्रह—indefinite cognition ( ! perception ). the state of mind in which there is no clear differentiating notion about the object. It is a state in which the mind in a vague way feels that it ( the object ) is something. It is the state of mind prior to analysis=Greek Syn.

---

* All the words begin with vowels. There are others which our late brother Mr. Govindji has collected though without assigning any English equivalents to them but at the same time citing some authority against them. They are as follows:—

अकषाय Akashaya VI. 5, अकामनिर्जरा Akamanirjara VI 20, आगारी Agari VII 14, 15, अग्निकुमार Agnikumara VI 6 c. 11, अंग Anga VIII. 12, अंगप्रविष्ट Angapravista I 20 c, अंगबाह्य Angabahya I 20 c. अच्युत Acyuta IV 9 c. 20. 38. अजीव Ajiva I 4, VI 8, अजीवकाय Ajivakaya VI, अज्ञान Ajnana I. 32 c, 33 c, II 5, IX 9 : 13; आज्ञा Anjna=Pankâprabha, III 1. c, अणु Anu V 11: 25. 27, अणुव्रत Anuvrata VII 2 m. VII 15, अंडज Andaja II 34, अतत Atata IV 15 c, अतिक्रम VII 24·31, अतीथि संविभाग व्रत Atithisambibhaga Vrata VII 16 (30), अतिभारारोपण Atibhararopana VII 20, अतिसर्ग Atisarga VII 33, अतिचार Aticara VII 18 ff. अदर्शन adars'ana IX 9, अधर्म Adharma V. 1-J-13-1J. अधिकरण

*Bhava*—भाव—the actual state or condition or modification.

*Bandha*—बंध—Assimilation of karmas with the individual.

*Chetana*—चेतना—knowledge; it is the characteristic of *Jiva* or soul.

*Dravya*—द्रव्य—substance; the highest category; that which is real. Primal substance.

From the *dravya* (substance) point of view it may be defined as " that in which the differences of time, space, and modifications inhere to-gether. "

From the *paryaya* ( modification ) point of view it may be defined as " subject of having qualities ( *gunas* ) and modifications ( *paryayas.* )"

---

From both the *dravya* and *paryaya* point of view it may be defined as that "in which there are origination, destruction and permanence" *i. e.* the origination of a new *paryaya*, the destruction of the old *paryaya*, and the permanence of the *dravya*.

The *dravyas* are six in number; *viz dharmastikaya, adharmastikaya, akashastikaya, pudgalastikaya, jivastikaya* and *kala*.

A particular *dravya* is that which has an infinite number of *samanya* and *Vishesha svabhavas* i. e. general and particular natures; also that which performs a special action.

*Dravyatva*—द्रव्यत्व—The fact of its being a *dravya* ( *-tva* means-ness ). As a *Samanya svabhava* ( general nature ) it means the fact of all the *dravyas* performing their special specific functions.

*Distinction*—means that it is separable only in thought.

*Difference*—means a real difference in actual fact. There is only a distinction and not a real difference between *guna* and *paryaya*.

*Dharmastikaya*—धर्मास्तिकाय—that *dravya* (substance) which is the *hetu* ( हेतु—accompanying cause ) of the motion; of moving things and beings; the fulcrum of motion; ( a fine ether ? )

*Devardahi Gani*—देवर्द्धिगणि—the redactor of the sacred canon.

*Guna*—गुण—Quality, it is constant *i. e.* unchanging. ( the use of the Sanskrit word '*guna*' is preferable, as the English word 'quality' has connotations which the word *guna* has not. ) It is the modality.

*Hetu*—हेतु—the accompanying cause, without which you cannot do.

*Is*— the word sometimes means 'exists;' sometimes it is merely a copula asserting that the predicate is compatible with the subject of the proposition.

*Jivastikaya*—जीवास्तिकाय—that *dravya* (substance) the characteristic of which is *chetana* (चेतना knowledge;) soul.

*Jain(a)*—जैन—A follower of *Jina*.

*Jina*—जिन—A generic term applied to those parsons ( men and women ) who conquer their lower nature (passion, hatred and the like) and bring into prominence the highest.

*Jiva*—जीव—sentient, animate or conscious beings.

*Kala*—काल—time; it is figuratively ( for the matter of convenience ) called a *dravya*; it is only from the *vyavahara* (practical) point of view, by *upachara* ( attribution ) called a *dravya* ( substance ). It is that *paryaya* ( common to all *dravyas* ) which enables us to know the oldness or newness, or anteriority or posteriority, co-existences and sequences of things or beings. It is not made up of *pradeshas*. Time is the duration of the states of substances. ( Duration is the fact that a given state stays for a certain length of time. )

*Kshetra*—क्षेत्र—the space or room a thing occupies.

*Karma*—कर्म—an energy which an embodied being generates-be it vital, mental or moral—and which keeps him in the mundane world—*sansara*. It is, in short, the whole *sansaric* make-up of an emobodied being. ( It is entirely divested of the (vedic) sacrifice idea.)

*Lakshana*—लक्षण—special characteristic ( of the thing to be defined. )

*Moksha*—मोक्ष—liberation, the ultimate state of a perfected individual.

*Maya*—माया—illusion.

*Mukta*—मुक्त—liberated beings.

*Moksha*—मोक्ष—attainment of perfect spiritual individuality which does not disappear, is not dissolved, is not merged into a supreme being, is not a state of unconsciousness, but persists for ever and consists of perfected consciousness and highest rectitude.

*Nimitta*—निमित्त—the instrumental cause. Both the *upadana* ( substantial ) and the *nimitta* causes are equally necessary in causation.

*Nastisvabhava*—नास्ति स्वभाव—lit. the nature of non-existence; the fact that it is not such and such. As a secondary *samanya svabhava* it means that both existence and non-existence must be predicated of a thing (existence of some predicates and non-existence of other predicates *i. e.* the existence of its own *dravya, Kshetra, Kala* & *bhava*, and non existence of the *dravya, kshetra, kala* and *bhava* of other *dravyas* )

*Nastita*—नास्तिता—same as *nastitva* नास्तित्व ( Presence of its own *paryayas* (*astita*—अस्तिता) and absence of another thing's *paryayas* ( *Nastita*—नास्तिता ) simultaneously.)

*Nayavada*—नयवाद—consideration of aspects.

*Niyama*—नियम—law, a proposition which expresses the constant or regular order of phenomena, or the constant mode of action of things or beings under certain definite circumstances.

*Nirjara*—निर्जरा—working out of the *karmas*.

*Paryaya*—पर्याय—Modification; a particular modification of the *guna* ( quality ); *paryayas* succeed each other, they are changing. The sanskrit word *paryaya* has not all the connotations which the English word 'modification' has; therefore it is preferable to use the sanskrit word.

*Pradesha*—प्रदेश—an indivisible inseparable part of a substance. The *pradeshas* can only be thought of in imagination. In every *pradesha* there are infinite capacities of performing ways. Any particular dravya has many *pradeshas*; but the atom has no *pradeshas*.

*Pudgalastikaya*—पुद्गलास्तिकाय—that *dravya* ( substance ) the nature of which is such that its qualities ( colour etc. ) increase and decrease. ( Here the real *dravya* is the atom—the ultimate indivisible atom ( not in the theosophical sense.)

*Parmanu*—परमाणु—an atom of matter; the substantial (*upadana*) cause of all *pudgala* ( matter ). It is not a mixture

of other things; it is minute, indivisible, and permanent.

*Padarth*—पदार्थ—a real concrete existing thing ( substance ); a *vastu*.

*Prameyatva*—प्रमेयत्व—knowableness: the fact of being the subject of knowledge *i. e.* being known by the souls. It It is a *samanya svabhava i. e.* general nature of all *dravyas* ( substances ).

*Prakriti*—प्रकृति—primordial matter.

*Papa*—पाप—*karmas* which keep the individual in a backward condition.

*Punya*—पुण्य—*karmas* which help the individual in advancement.

*Soul*— —it is the conglomerate of the 8 characteristics viz.

*Sansari*—संसारी—embodied beings.

*Svabhava*—स्वभाव—nature.

*Samanya*—सामान्य—general; a *Samanya svabhava* is eternal, unanalytic, inactive.

*Sattva*—सत्त्व—the fact of having origination, destruction, and permanence; the fact of having the capacity of originating new *paryayas*, of destroying old *paryayas*, and of keeping itself permanent.

*Syadvada*—स्याद्वाद—the doctrine that in order to know a thing you must express it in seven ways.

*Syat*—स्यात्—It is a prefix. It presupposes that there are other aspects or modes of expression. It also shows that while a certain set of *paryayas* is being expressed or spoken of, they are changing and another set have come into existence.

*Sat*—सत्—The Jain position is this: First that right knowledge is the only test or measure on our part of the existence of a reality; secondly, that knowledge is always a knowledge of relations; thirdly, that reality is never out of relations ( a particular reality may not be in physical relation with another reality, it may be in the relationship of subject and object, knower and known ); and fourthly, that the relations are

constantly changing. To be is to be in relation. So, when we know a thing, we know the relations-some, if not all-in which it stands to us and to other things. *To that extent* we *know* the *thing as it is.* There are other present relations which we do not know, and there are other possible relations also which we may not know under our present state of development. This residuum of relationships is the noumenon. ( The task of our research ought to be to fix these unknown relations, and not to go in the quest of the phantom " thing-in-itself. " ) ( Gandhi's lecture ) Asiatic Quarterly Review p 174 July 1900.

*Samyag-jnana*—सम्यग्ज्ञान—knowledge purged of all infatuating elements.

*Syad-vada*—स्याद्वाद्—doctrine of the inexpugnability of the inextricably combined properties and relations.

*Sansara*—संसार—the mundane world.

*Samvara*—संवर—Stopping the inflow of *karmas.*

*Tirthankaras*—तीर्थंकराः—(bridge-makers in the figurative sense-that is those by the practice of whose teaching we can cross the ocean of mundane life and reach the perfect state.

*Upadana*—उपादान—the substantial cause.

*Vyapya*—व्याप्य—that which is permeated by.

*Vyapaka*—व्यापक—that which permeates.

*Vyapya-Vyapak-bhava*—व्याप्य व्यापकभाव—the relationship between the thing defined, and the special characteristic given in the definition; viz, wherever the thing is, the characteristic must be, and wherever, the characteristic is not, there the thing must not be.

*Vastu*—वस्तु—( see padartha पदार्थ ) every *dravya* is a *vastu* ( substance ).

*Vishesha*—विशेष—particular (as opposed to general ( *samanya*—सामान्य. )

*Vastutva*—वस्तुत्व—the fact of being the subject of *gunas* (qualities) and *paryayas* ( modifications ); it is a *samanya svabhava* a general nature of substances ( *dravyas* ).



# Naya Philosophy.

## *Elementary.

NAYA *means a standpoint or an aspect of viewing a* thing from that stand-point or aspect. According to Shreemat Siddhasena Deevakar, there are as many Nayas as there are words, and this statement is borne out by the fact that each word has to express something of an object. There are innumerable words and thus there are innumerable Nayas.

TWO PRINCIPAL NAYAS OR ASPECTS OF THINGS,
DRAVYARTHIKA AND PARYAYARTHIKA.

But Jaina Philosophers viewed the Universe with two principal aspects, viz (1) Dravyarthika Naya or an aspect which considers the common attributes or qualities, of all the Dravyas or objects of the Universe, and recognizes the real as well as the attributed state of things; and (2) Paryayarthika Naya or an aspect which considers the specific attributes or qualities of each Dravya or object and recognizes only the real natural state of the thing.

THE SEVEN NAYAS.

These Dravyarthika and Paryayarthika Nayas are divided into seven other Nayas, viz (1) Naigama Naya, (2) Sangraha Naya (3) Vyavahara Naya (4) Riju-Sootra Naya (5) Shabda Naya (6) Samabhiroodha Naya and (7) Evambhoota Naya. The first four constitute the Dravyarthika Naya, and the rest three the Paryayarthika. According to some philosophers the first three constitute the Dravyarthika Naya and the rest

* This contribution was written for my guidance in response to the Introduction of *Naya-Karnika* written by me into English and sent to the writer for his perusal and consideration. English translation of the said *Naya*-Karnika has already been published in the last Pajusan issue of this periodical and taking this would serve a very short introduction to it, I have deemed necessary to have this published here. *Editor.*

four the Paryayarthika. This difference is due to the different aspects from which the scholars see the thing; and really speaking, it is no difference, because both the schools consider and accept the arguments of each other. Shree Uma Svati Vachaka includes the 6th Samabhiroodha and the 7th Evambhoota into the 5th Shabda, and gives to Shabda the other name of Samprata. Each of these five or seven Nayas can be divided hundredfold; so there can be 500 or 700 Nayas, and if we go further-most there will be innumerable Nayas or aspects, because there are innumerable words, and it is in the beginning said that there are as many Nayas as there are words. All these innumerable Nayas are included in the afore-said seven Nayas. Among these seven Nayas each succeeding Naya is purer and of greater importance than the preceding one.

### Samanya and Vishesha or the general and specific qualities of things.

Before we define the seven Nayas, it is necessary to define Samanya and Vishesha which have a great bearing to them. Among other properties, all objects have these two properties also, viz Samanya or the generalizing properties and Vishesha or the differentiating properties.

### Illustrations of Samanya and Vishesha,

Suppose there are here lying a certain number of jars; if we look to them from the stand-point of their general property–their genus, we shall realize 'Jarness' or the quality of their being 'Jar' common in all of them; but if we view them from the aspect of their differantiating properties, we shall feel their qualities different, some jars being large, some small, some of red colour, some of black, some belonging to A, some to B, some made in Japan, some in China, some made for holding butter, some for water, some dear in price, some cheap, some made a year back, some two months back and so on.

NIKSHEPAS OR THE MODES RECOGNIZING THINGS.

Like Samanya and Vishesha, Nikshepas also have a great bearing to the Nayas. There are four modes of recognizing a thing. They are technically termed 'Nikshepas.' They form the unreal, attributed and the real, natural state of the thing: The first three are unreal, attributed and the fourth—the last real, natural. A thing is recognized (1) by its name (or Nama Nikshepa) (2) by its shape or image (or Sthapana Nikshepa) (3) by the unfailing causes surely to bring out or evolve its real, natural state (or Dravya Nikshepa) and (4) by the (final, effectual) real, natural state ( or Bhava Nikshepa ). Neither the name nor the shape or image, nor the unfailing causes surely to bring out the real, natural state of the thing constitute its real natural state; they are all its unreal, attributed qualities. Only the natural state ( Bhava Nikshepa ) of the thing really constitutes the thing. Each succeeding Nikshepa is purer and of greater importance than the preceeding one.

RELATION OF SAMANYA, VISHESHA AND THE NIKSHEPAS TO THE NAYAS.

The Naigama Naya regards both Samanya and Vishesha and all the four Nikshepas. The Sangraha Naya gives preponderence to Samanya and regards all the Nikshepas. The Vyavahara Naya gives weight to Vishesha and regards all the Nikshepas. The Rijusootra, Shabda, Samabhiroodha and Evambhoota Nayas also give weight to Vishesha, but accept only the fourth Nikshepa, viz the real, natural state of the thing. According to some scholars, the Rijusootra accepts all the Nikshepas; In this case there will be no difference between Vyavahara and Rijusootra; but Rajusootra is quite distinct from Vyavahara, in so far as it ( Rijusootra ) regards only the living-present, irrespective of the past and future. Vyavahara regards the past, the present and the future.

(1) NAIGAMA.

The Naigama Naya means that which does not consider only one aspect, that is which regards both Samanya and

Vishesha. ( न=not, एक=one, गम=view, aspect, stand-point, नैको गमो यस्येति नैगमः ) This aspect of Naigama is true, because Samanya is not irrelative of Vishesha and vice versa. In the definition of Samanya and Vishesha we saw that all objects are possessed of both general and specific properties

(2) SANGRAHA.

The Sangraha Naya considers an object as possessing only the general properties. This view of Sangraha is also right, because there exists no Vishesha apart from Samanya, *i. e.* both Samanya and Vishesha are co-existing, co-incident, correlative; Samanya devoid of Vishesha or vice versa is quite a nonentity. The mango-tree and the nimb-tree and the oak tree and all other trees and plants give us the common idea of their bring ' Vegetables ' as trees and plants they are different but they are all alike 'Vegetables,' the common property of 'vegetableness' running alike through all of them.

(3) Vyavahara.

The Vyavahara Naya considers an object as possessing only the specific properties. This view of the Vyavahara Naya is also based upon a right argument because the genus apart from the species, or the general properties devoid of the specific is ' Nowhere. ' A man wants the special vegetable of the mango-fruit. He asks his servant in *general* terms, 'Bring me a vegetable;' he does not *specialize* the mango-vegetable. What will the servant bring ? He may bring any vegetable other than the mango, which is of no use to his master. Similarly the practical view of things ( Vyavahara Naya ) has regard to only the specific properties of things, irrespective of their general ones. General conceptions have no utility in practice. A wound, or a bruise or a mere scratch on any part of the body would require an omitment for their healing; but the wound will require its *special* ointment and so the bruise and the scratch. As genus they will all be ' Ointments, ' but as ' species ' to heal the wound &c. their proporties *must* be different and specific.

(4) Riju Sootra.

Without any regard for the past or the future, the Rijusootra Naya considers a thing only as it exists at present and that also in its real natural state (Bhava Nikshepa). This Naya argues that it is of no good to think of the past or the future, or the unreal, attributed, (conventional) qualities (Nama, Sthapana and Dravya Nikshapas). The past, the future and the conventionally attributed qualities are, like flowers in the sky, nonentities. A thing living in the present and that in its natural state, is only real.

(5) Shabda Naya.

There are different words, expressing one object. Shabda Naya does not take into consideration the difference of the terms, it takes them as equivalents. For example Kumbha, Kalasha, Ghata &c. (Sanskrit terms expressing 'Jar') though different as words, express one and the same object.

(6) Samabhiroodha.

Whereas the Samabhiroodha Naya does consider the difference of words, expressing the same object. It holds that with the difference of the words expressing the object, the expression of the object also differs. It considers such words as synonyms, and not as equivalents like the Shabda Naya.

(7) Evambhoota

An object may be denoted by only one term; but if it is fulfilling (or is in the state of fulfilling) at the very moment when it is denoted by the said term its own natural function as expressed by the term,—then Evambhoota recognizes it. According to the Evanbhoota Naya the expression of the object and the fulfilling of the function of the object as expressed by term must be simultaneous. For if a thing is not in the state of fulfilling the function as expressed by the term, at the very moment that the expression is made and still it be recognized as *that* thing, then why? even a jar can be called a cloth, though it (the jar) is not in the state of fulfilling

the function of a cloth. Etymologically Evambhoota means True in its entirety to the word and the sense, all the qualities denoted by the word being prominent. Samabhiroodha is also true to the word and the sense, but not entirely, some of the qualities denoted by the word being in the back-ground, or not yet realized; Shabda is also true to the word and the sense, but is not so true as Samabhiroodha, more qualities being in the back-ground here. Thus Shabda, Sambhiroodha and Evambhoota are more or less one and the same sort of Nayas, and so Shree Umasvati Vachak groups them all in one 'Samprata' but separately each succeeding Naya is purer and of greater importance than the preceeding one.

*Morvi-Kathiawad.* } MANSUKHLAL KIRATCHAND MEHTA.
6 v. 11

---

## વિશ્વાસજનક સ્થળેથી વિશ્વાસ ગયો !

( રાગ—ભેખ રે ઉતારો રાજા ભરથરી )

વિશ્વાસ રહ્યો નહિ વિશ્વને, કુગુરૂએ કીધાં એવાં કામ જી;
વેશ ધરાવ્યો વૈરાગ્યનો, ન મળે શાંતિનું નામ જી— વિશ્વાસ. ૧
દયા નવિ જેના દિલ વિષે, પ્રેમ નથી જેની પાસ જી;
સત્ય નથી જેના શબ્દમાં, આખર બનાવે ઉદાસ જી— વિ૰ ૨
અંતર નથી જેનું ઊજળું, સૌમ્ય ન જેનો સ્વભાવ જી;
ન્યાય નથી જેના નયનમાં, જૂઠો જેનો જમાવ જી— વિ૰ ૩
ભભ્યા ઉપર ન ભૂલશો, કરી વર્તનનો વિચાર જી;
ઠગાશો નહિ તેના ઠાઠમાં, ઉપરનો દેખી આચાર જી— વિ૰ ૪
દુષ્ટ હૃદયના દંભીઓ, પંડિત થઇને પંકાય જી;
ભ્રષ્ટ કરે નિજ ભક્તને, ખોદે જેહનું ખાય જી— વિ૰ ૫
ઝાઝું ભણેલા ઝગડા કરે, વૈર વધારે વિદ્વાન જી;
પંડિત પડીઆ પ્રપંચમાં, અધિક ધરે અભિમાન જી— વિ૰ ૬
પલાળી દીએ મન પર તણાં, ગાળે અવરની ગાંઠ જી;
પોતે રહે જે પથ્થર સમા, ઠગી ખાવાનો ઠાઠ જી— વિ૰ ૭
ડોળી નાખી દુનિયા બધી, નાસ્તિક થયા નરનાર જી;
ધર્મ બધા શું ધાંધલ થયાં ? કર્યો વૈરાગે વિહાર જી— વિ૰ ૮
ભેદુ બનીને ભુલાવીઆ, સળગાવ્યો આ સંસાર જી;
બોળી માર્યાં બધાં બાળને, આંખો ખોલી જુવોય ઘર જી— વિ૰ ૯
સંત ગણીને સંજન કરે, અંતર ધરી કૂડી આશ જી;
સંતશિષ્ય શાંતિ નવ કરે, તેનો નરકમાં વાસ જી. વિ૰ ૧૦

—મુનિશ્રી નાનચંદજી.

---

# आशा भर्युं प्रभात.

આ ! વ્હાલાં આ ! થાળ ભરી સેવાનો ચરણે લાવીઓ.
પ્રભુનાં બાળો ! ભાવ ભરી અંતરમાં શરણે આવીઓ.
ધરી જન્મ નથી સાર્થક દીધું,
નથી અંતરધન લીધું દીધું;
કરી નિશ્ચય આજે વ્રત લીધું. આ ! વ્હાલાં આ !
તમ દ્વાર સમીપ હું આવું છું !
મ્હારો ગુરૂનો મંત્ર શુણાવું છું;
ઉભો હું અલખ જગાવું છું. આ ! વ્હાલાં આ !
સુકૃત કરશે વ્રત દીનબંધુ,
ખિલશે ઉજ્વળ ગગને ઇંદુ,
બાંધવડાં તરશે ભવસિંધુ, આ ! વ્હાલાં આ !
જે સાક્ષી સૂર્ય, શશી, તારા,
વિકસ્યાં ફુલડાં મધુરાં પ્યારાં,
પ્રભુ બીરદ નહિ વિસરે મારા. આ ! વ્હાલાં આ !
છે ભિક્ષા એક જ પ્રેમ તણી,
નિરખો નજરે મધુરી નમણી,
ઉર ભરશે મારો નાથ ધણી, આ ! વ્હાલાં આ !

—वसन्त.

# ધર્મ મહાવીર.

( કહાનરાની લયમાં- )

૧

ધર્મ મહાવીર ! કર્મ પ્રકટ તું !
દીન દયા વ્રત એક જ ધર તું !

૨

કર કલ્યાણ સકલ જગતનું:
હો પરમાર્થ પથે જ પ્રગત તું !

૩

ઝરવ જેગર જગર ઝવન તું:
સંસારે સાધુજન બન તું !

૪

સુન્દર શાંત પ્રસન્ન મને તું—
સકલ સદા ભગવંત બને તું !

—લલિત.

# स्फुट नोंध.

## EDITORIAL NOTES.

---

## 'हॅरोल्ड 'नो पर्यूषण अंक.

---

પર્યુંપાસના અથવા ભક્તિનું ખાસ સ્મરણ થાય એ હેતુથી નિર્માયેલા પવિત્ર પર્યુષણ પર્વમાં જૈન ભાઇઓને પ્રાયઃ ફુરસદ સારી હોય છે, કે જે ફુરસદનો ઉપયોગ આત્મભાવપોષક અને સમાજહિતકર વિચારોમાં કરાય તો ઘણો લાભ થાય એમ સમજીને આ ' હેરોલ્ડ ' પત્રનો ખાસ અંક કહાડવાની પ્રથા ગત વર્ષથી શરૂ કરવામાં આવી છે. જૂદા જૂદા ફીરકાના જૈન મુનિઓ અને ગૃહસ્થ લેખકો તેમજ જૈન સમાજનું હિત હૈડે ધરાવતા જૈનેતર વિદ્વાનોને આ ખાસ અંક માટે અમુક વિષયો ઉપર પોતાના વિચારો લખી મોકલવાની અરજ કરવામાં આવે છે અને વિવિધ મગજોના વિચારોની વિવિધતાથી જૈન ભાઇઓને આનંદ આપવા સાથે નવીન માર્ગસૂચન કરવામાં આવે છે. અમારો આ દિશાનો પ્રયાસ ગત વર્ષમાં કેટલે અંશે સફળ થયો હતો તે જૂદા જૂદા વિદ્વાનોએ ગયા પર્યૂષણ અંક ઉપર આપેલા અભિપ્રાયો ( કે જે તે પછીના અંકોમાં પ્રગટ કરવામાં આવ્યા છે ) ઉપરથી સહજ સમજાઈ શકશે. વિચારકો તરફથી મળેલા આ પ્રકારના સત્કારથી ઉત્સાહીત થઇ અમે આ સાલ ગત વર્ષથી પણ વધુ શ્રમે વધારે મ્હોટા કદનો અંક બહાર પાડવા હિંમત ધરી છે અને આશા રાખી છે કે, આ સાહસ જ્ઞાનમાં અને ઉત્કર્ષમાં આગળ વધવા ઇચ્છતા જૈન ભાઇઓના મગજ તેમજ હૃદયને કોઇ નહિ તે કાંઇક નવો ખોરાક આપનાર થઇ પડશે. આ સ્થળે, જે જે મુનિઓ અને જૈન તેમજ જૈનેતર વિદ્વાનો આ અંક માટે લેખો લખવા શ્રમીત થયા છે તેમનો અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ; અને જૈન જેવી વ્યાપારી કોમના ઉદયમાં હિંદમાતાનું અંશતઃ હિત સમાયલું માની તે વિદ્વાનો તે કોમ તરફની પોતાની ભલી લાગણીઓ હંમેશ ચાલુ રાખશે એમ પ્રાર્થીએ છીએ.

અનેક વિદ્વાનોએ લીધેલા શ્રમની ખરી સફળતા તો ત્યારે જ થઈ શકે કે જ્યારે દરેક સ્થળે બીરાજતા અમારા મુનિવર્યો આ ખાસ અંકના લેખો પોતાના ગામના શ્રાવકોને વાંચી સંભળાવે અને એમાંના અતિ અગત્યના મુદ્દાઓ ઉપર વિવેચન કરી ભાવિક ભક્તોનું તે તરફ ખાસ લક્ષ ખેંચે. ઉદારચિત્ત વિચારોનું વાતાવરણ સર્વત્ર ફેલાવવું એ હરકોઈ સમાજની ઉન્નતિ કરવાનું પહેલું પગથીઉં છે; કારણ કે ' વિચાર 'માંથી આચાર-ક્રિયા-કાર્ય સહજ ઉદ્ભવે છે.

---

# जैन समाजनी प्रगतिनुं टुंक अवलोकन.

---

જૈન સમાજ, તેના વિવિધ ઉપવર્ગો સાથે, આજ સુધીમાં કેટલી પ્રગતિ કરી શકયો છે તે બાબતનો ચોકસ ખ્યાલ, હવે આપણે કયે રસ્તે જવું જોઇએ તે સવાલ હાથ ધરવા **પહેલાં**, વિચારકોની સંમુખ રજુ કરવો જોઇએ છે. વર્તમાન સ્થિતિનું ભાન આવ્યા વગર, ભવિષ્ય માટેની કોઈ **ખરી** યોજના યોજી શકાય નહિ. દરદ પીછાન્યા ( diagnosis ) વિના અપાયલી દવા અસર કરવાની આશા રાખી શકાય નહિ. આ વિચારથી અમે એમ ઇચ્છયું હતું કે, જૈનના ત્રણે ફીરકામાં હયાતી ભોગવતાં તમામ સામયિક પત્રો ( છાપાંઓ ), પાઠશાળાઓ, પુસ્તકશાળાઓ, બોર્ડીંગ હાઉસો, સ્કોલરશીપ ફંડો, વિદ્યોત્તેજક ફંડો, કન્યાશાળાઓ, શ્રાવિકાશાળાઓ, ધર્મશાળાઓ, મંદીરો, કૉન્ફરન્સો, સભાઓ અને મંડળીઓ, સાધુશાળાઓ અને સાધુસમાજો ઇત્યાદિ સર્વ સંસ્થાઓની પાસેથી તે દરેક સંસ્થાને લગતી જાણવાજોગ તમામ હકીકતો મેળવવી અને તે ઉપરથી એક Bird's eye-view 'ઉડતી નોંધ' તરીકે એક લેખ લખીને જૈન વિચારકોને ખ્યાલ આપવો કે આપણે આજે અમુક સ્થિતિમાં છીએ. કઈ કઈ સંસ્થાઓ નીભાવવા જેવી છે, હેમને કઈ જાતની સહાયતાની ખામી છે, કઇ સંસ્થાઓ આજના જમાનામાં ( તે પાછળ થતા શક્તિ, સમય અને દ્રવ્યના વ્યયના પ્રમાણમાં ) ઓછી હિતકર હોઈ દુર્લક્ષ આપવા જેવી છે, સઘળી સંસ્થાઓની પ્રગતિને બાધક કયાં સામાન્ય તત્વો શોધી શકાયાં છેઃ આ બધું એ લેખમાં બતાવવાની અમારી ઇચ્છા હતી. અને એ વિચારથી અમે જે જે સંસ્થાઓનાં નામ જાણેલા હતા તે દરેક પાસે અમુક અમુક વિગતો મેળવવા પત્રવ્યવહાર દ્વારા અરજ પણ ગુજારી હતી. પરંતુ અમને જણાવતાં ખેદ થાય છે કે, માત્ર વીશેક સંસ્થાઓ સિવાય કોઇએ કાંઈ હકીકત લખી મોકલવાનો શ્રમ સેવ્યો નથી. એકાદ બે પેપરો, એકાદ બે પાઠશાળાઓ, એકાદ પાંજરાપોળ કે બે ત્રણ ફંડોના રિપોર્ટો ઉપરથી જૈન પ્રગતિનું માપ કહાડવા હિંમત ધરવી એ જૈન સમાજને અન્યાય આપવા બરાબર જ ગણાય, એમ સમજી અમારે આ વિષય ઉપર કાંઈ લખવાનો વિચાર આ વર્ષને માટે તો માંડી વાળવો પડ્યો છે. આવતી સાલ એ પ્રયાસ થોડા મહીના અગાઉથી શરૂ કરવાથી કદાચ ઘણી સંસ્થાઓના હેવાલ મળી શકશે અને તે ઉપરથી ઇચ્છીત 'ઉડતી નોંધ' લખવાનું શક્ય થશે. આ સ્થળે દરેક જૈન સંસ્થાના ચાલકોને અમે વિનંતિ કરવાની તક લઇશું કે, માગવામાં આવતી હકીકત આ ઑફિસને પુરી પાડવા તેઓએ કૃપાવંત થવું. કેટલાક મહાશયો ૫ ૭ વર્ષના રિપૉર્ટો મોકલી આપે છે, જે માટે હેમનો આભાર માનીશું, પણ દરેક સંસ્થાના ઘણા વરસના રિપોર્ટો વાંચી જવા જેટલા અવકાશની આશા ભાગ્યેજ રાખી શકાય; માટે પૂછવામાં આવતા થોડા સવાલોના ખુલાસા લખી મોકલવા કૃપા કરવી અને વધુ માહિતીની જરૂર હોય તો રિપોર્ટો કામ લાગશે એમ સમજી વધારામાં રિપોર્ટો મોકલવા.

---

# जैन सूत्रोना उद्धारनो एक वधु प्रयास.

પ્રાચીન જૈન મહર્ષિઓએ તત્વજ્ઞાનનાં ભંડાર ભરવામાં કાંઇ કચાશ રાખી નથી; પરન્તુ તેઓના અનુયાયીઓ એ ભંડારમાં વૃદ્ધિ કરવાને બદલે તેમને સાચવી રાખવા જેટલું પણ કામ કરી શક્યા નથી એ ખરેખર ખેદનો વિષય છે. આપણે અત્યારે થઇ ગયેલી ભૂલ કે ગફલત માટે રોદણાં રોવામાં વખત ગુમાવવાને બદલે યથાશક્તિ પ્રયત્ન કરીને હયાત રહેલો ખજાનો એકઠો કરવામાં, તેને શુદ્ધ કરવામાં, તેનો પ્રચાર કરવામાં અને તેનો મહિમા વધારવામાં ઉદ્યમી થવું ઘટે છે. એક તરફથી દીગંબર ભાઇઓ 'જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય' અને 'જૈન સિદ્ધાન્ત ભવન—આરા' આદિ સંસ્થાઓદ્વારા ઉત્તમ જૈન ગ્રંથોનું સંશોધન અને પ્રસિદ્ધિ કરવાને ઉદ્યુક્ત થાય છે, તેમ બીજી તરફથી જૈન સૂત્રોનું ( ને પરની સંસ્કૃત ટીકાઓ સાથે ) સંશોધન અને પ્રસિદ્ધિ કરવામાં બન્ને શ્વેતામ્બર ફીરકા જો ઉદ્યુક્ત થાય તો ઘણું જૈન સાહિત્ય પ્રકાશમાં આવે. જૈન સૂત્રોના ભાષાન્તર માટે પહેલો નોંધવા સરખો પ્રયાસ મુર્શિદાબાદવાળા રાય ધનપતિસિંહ બહાદૂર તરફથી થયો હતો, અને ત્યાર પછી છૂટાંછવાયાં સૂત્રોનું ભાષાંતર જૂદી જૂદી વ્યક્તિઓ તરફથી થયું છે. બાબુ સાહેબના સ્તુત્ય પ્રયાસને, ટીકાનું શુદ્ધ ગુજરાતી કે શુદ્ધ હિંદી ભાષાંતર નહિ આપવાને લીધે-ટાઈપ કલકત્તાશાહી હોવાને લીધે તેમજ સમર્થ ટીકાકારો અને ભાષાંતરકારો નહિ મળવાને લીધે, જોઇએ તેટલી સફળતા મળી શકી નથી અને તેમનાં સૂત્રોની પ્રતો આજે મળી પણ શકતી નથી. ડૉ. દોશીએ પ્રો૦ જેકોબી વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો પાસે એકાદ બે સૂત્રોના માત્ર મૂળ પાઠ શોધાવવા મહેનત કરી છે, પણ તે પાઠો પણ કેટલીક જગાએ અશુદ્ધ હોવાનું સ્વર્ગસ્થ મોતીલાલ મ. શાહે પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ ઉપરથી જણાઈ આવે છે; વળી ડૉ. દોશીએ ના તો પ્રાચીન સંસ્કૃત ટીકા કે એનો અર્થ આપ્યો છે, ના નવીન પ્રકાશ નાખ્યો છે. રાજકોટથી બહાર પડેલું ઉત્તરાધ્યયન સૂત્ર ડૉ. દોશીના સૂત્ર કરતાં કાંઇક વધારે પ્રકાશ નાખે છે, પરન્તુ તે પણ ઘણે ભાગે પાશ્ચાત્યભાષાંતરકારનું અનુકરણ હોઈ, નિર્દોષ ભાગ્યેજ કહી શકાય એવું છે. આવા સંયોગોમાં, સૂત્રોના ભાષાન્તર માટે એક સુવ્યવસ્થિત ખાતું સ્થપાય અને તે દ્વારા જૈન અને જૈનેતર સમર્થ વિદ્વાનોની મદદથી સંશોધન અને ભાષાંતરનું કામ થાય એ ઘણુંજ ઇચ્છવા યોગ્ય છે. આવી સંસ્થા સઘળા શ્વેતામ્બર ભાઇઓની સ્હાય પામી શકે અને તેથી જોઇએ એટલો સમય અને દ્રવ્યનો વ્યય અકેક સૂત્ર પાછળ કરી શકે. એક ભાઇબંધ પત્રકારે આ બાબતનું માર્ગસૂચન સુમારે બે માસ ઉપર કર્યું હતું; અને અમને જાણીને હર્ષ થાય છે કે, અમદાવાદનિવાસી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનબંધુ શ્રીયુત પુંજાભાઇ હીરાચંદ અને તેમના મિત્રમંડળે આ અતિ ઉપયોગી સવાલ ઉપાડી લઇને મી. મનસુખલાલ રવજીભાઈ મહેતા સાથે મળી 'શ્રી જિનાગમ પ્રકાશક સભા' સ્થાપવા ઇચ્છયું છે અને તે માટે એક સારીસરખી રકમ પણ કહાડી છે. તેઓની યોજના આજના આ પત્રના અંક સાથે વહેંચવામાં આવેલા સૂચનપત્રમાં વાંચવામાં આવશે.

અમો દરેક જૈન બન્ધુનું લક્ષ આ યોજના તરફ ખેંચવાની રજા લઇએ છીએ

અને પોતાના અનુભવ વડે સૂચના કરવા રૂપે તેમજ તે સંસ્થા તરફથી પ્રગટ થનારાં સૂત્રોની એકેક પ્રતના ગ્રાહક થઇ તે ખાતાને ઉત્તેજન આપવા રૂપે પોતાની સહાનુભૂતિ દર્શાવવા ભલામણ કરીએ છીએ. તે સાથે આ ઉપકારી કાર્યના શુભેચ્છક તરીકે એક બે બીજી સૂચનાઓ કરી લેવાની પણ અમે ફરજ સમજીએ છીએ. આ સંસ્થા કોઈ અમુક ગચ્છ, પક્ષ કે ફીરકા તરફ પક્ષપાત ધરાવનારા ગૃહસ્થોની નથી, એટલુંજ નહિ પણ ભાષાંતર કાર્ય પણ એવા તટસ્થ જૈન અને જૈનેતર સમર્થ વિદ્વાનોનેજ સોંપવાની તજવીજ ચાલે છે, તેથી કોઇએ કશી જાતનો સંશય લઈ જવો જોઈતો નથી. તથાપિ એકાદ માસિક તરફથી અપાતી આવી ખાત્રી અને સલાહ, ઘણા વખતથી વિરૂદ્ધના વિચાર બાંધી બેઠેલા સામાન્ય વર્ગને આ કાર્યની કદર બુજવા સમજાવી શકશે કે કેમ એ સંશયાત્મક છે. અને આવાં કામો ઘણાં ખર્ચાળ હોવાથી સામાન્યવર્ગની ભલી સમજ મદદમાં લીધા સિવાય પરોપકારી આશય પાર પડવો અતિ મુશ્કેલ—કહો કે અશક્ય—છે. તેથી અમે નમ્રતાપૂર્વક સૂચવીશું કે, પ્રસિદ્ધ કરવા ધારેલાં સૂત્રો ઉપર જે સ્વર્ગસ્થ વિદ્વાનનું નામ મૂકવા ઇચ્છયું છે તે ન મૂકતાં માત્ર "શ્રી જૈનાગમ સંગ્રહ" એટલુંજ નામ રાખવું એ પરિણામે વધારે ઉપકારી થઇ પડશે. અમારો આ અભિપ્રાય કોઇ વ્યક્તિની યોગ્યાયોગ્યતાના નિર્ણયને અવલંબીને નહિ પણ, જે સમાજના હિત માટે આ કાર્ય ઉઠાવવામાં આવે છે તે સમાજને વધુમાં વધુ લાભ પહોંચવામાં કાંઇ અંતરાય ન થાય એ ખ્યાલને અવલંબીને અપાય છે, એ ધ્યાનમાં રાખવા અમે એક વાર ફરીથી પાઠકગણને વિનવીશું.

એક વધુ સૂચના, અને પછી બસ. આ સંસ્થા તરફથી બહાર પાડવાનાં સૂત્રોમાં મૂળ પાઠ તેમજ સંસ્કૃત ટીકા બન્ને અને તે બન્નેનાં ભાષાંતર આપવા ઇચ્છયું છે. મૂળ પાઠ, તેનું અક્ષરશઃ (literal) ભાષાંતર, તેમજ સંસ્કૃત ટીકા મૂળ રૂપમાં: એ ત્રણના સંબંધમાં તો અમે એકમત છીએ; પરન્તુ ટીકાનું ભાષાંતર આપવાની રીતમાં જરા જૂદા પડવાની રજા લઇશું. સંસ્કૃતનો અભ્યાસ કરનારા મહાશયોને અનુભવ હશે કે, સંસ્કૃત ટીકાકારો ટીકામાં સમાસ છોડવામાં અને વ્યાકરણના નિયમો આદિ ચર્ચવામાં ઘણી જગા રોકે છે. વ્યાકરણ કે સાહિત્ય વિષય ઉપરના ગ્રંથોની ટીકામાં એ પ્રથા ઉપયોગી બલે હો, પણ ઉપદેશ અને તત્વજ્ઞાનને લગતા ગ્રંથોની ટીકામાં વ્યાકરણનાં ચૂંથણાં પાછળ ઘણી જગા રોકવી એ શ્રેય-સ્કર ભાગ્યેજ માની શકાય. જે જરૂરનું છે તે એ છે કે, સંસ્કૃત ટીકા અક્ષરે અક્ષર છાપવી, પણ તે ટીકાનું ભાષાંતર અક્ષરશઃ નહિ કરતાં વ્યાકરણ વિભાગ છોડીને ભાષાંતર કરવું અને એવા ભાષાંતર પછી એમાંના કથનપર વિશેષ પ્રકાશ પાડે એવી આધુનિક શોધખોળો અને માહિતીઓનો ઉમેરો 'વિશેષ વિવેચન' રૂપે કરવો.

પહેલા પ્રયાસ માટે ભગવતીજી સૂત્ર પસંદ કરવામાં આવ્યું છે, એ યોગ્ય જ કર્યું છે; કારણ કે એ સૂત્રમાં ઘણું જાણવા જોગ જ્ઞાન સમાયલું છે. તેની કિંમત, તેના કદના પ્રમાણમાં, ખર્ચના પ્રમાણમાં, કાગળ-છાપ-પુંઠા વગેરેની ધારેલી ઉત્તમતાના પ્રમાણમાં, અને સૌથી વધારે તો તેની શુદ્ધતા અને ઉપયોગીપણાના પ્રમાણમાં, જોઇએ તે કરતાં વધારે નથી જ; અને અમે આશા રાખીએ છીએ કે જૈનભાઇઓ તે ઉપકારી પ્રયાસને પુરતી રીતે સહાયભૂત થવા ચૂકશે નહિ.

---

# जैन साहित्ये गुमावेलो एक वृद्ध सेवक.

જૈન સાહિત્યની સેવા બજાવનારાઓ ગણ્યાગાંઠ્યા જ છે, તેમાં પણ ગઇ તા. ૧ લી ઑગસ્ટે એકની સંખ્યા ઓછી થઈ છે, જે જાણી અમને ઘણી દીલગીરી થાય છે. જૈનકોષ માટે ૧૦ વર્ષ સુધી અથાગ પરિશ્રમ ઉઠાવનાર, 'રામ-રામ' જેવા જૂની જૈન ગુજરાતી ભાષાના સાહિત્યનું સરસ સંશોધન કરનાર, આઠેક જૈન સૂત્રોનાં ભાષાંતર લખનાર, વૃદ્ધ અને ઠરેલ જૈન લેખક શ્રીયુત મોતીલાલ મનઃસુખરામ શાહ અમદાવાદ મુકામે ઉપર કહેલી તારીખે સ્થૂલદેહ છોડી ગયા છે. તેઓએ 'પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક-નિષેધક' નામનો, એ વિષય ઉપર સઘળી દિશાથી પ્રકાશ નાખનારો, ગ્રંથ બહાર પાડીને એ વિષયની અગત્ય કેળવાયલા માંસાહારીઓમાં પહેલી વાર જ સમજાવી હતી, કે જે પછી તે પુસ્તકના ઉતારા કે અનુકરણ તરીકે બીજાં ગુજરાતી પુસ્તકો થવા પામ્યાં હતાં. 'સદુપદેશમાળા' નામનો નૈતિક ઉપદેશ માટે યોજાયલો તેમનો કથાગ્રંથ અને નર્મકોષમાં નહિ આવેલા ગુજરાતી ભાષાના શબ્દોનો સંગ્રહ કરી તેમણે છપાવેલો 'ગુજરાતી શબ્દાર્થકોષ' ( કે જે સરકારી તેમજ ગાયકવાડી કેળવણી ખાતાએ મંજુર કર્યો છે ) તથા તેમનાં કેટલાંક ઉપદેશી સરળ કાવ્યોઃ એ સર્વ, તેમનું નામ તેમના વાચકોના હૃદયમાંથી ભૂલાવા નહિ દે એમ અમને વિશ્વાસ છે. તેઓ સ્થાનકવાસી જૈનધર્મ પાળતા ખાનદાન કૂળમાં જન્મેલા હોઇ તે વર્ગની સેવા એમણે બહુધા કરી છે તથા એ વર્ગને 'જૈનહિતેચ્છુ' માસિકદ્વારા છાપાનો શોખ પહેલવહેલો આજથી ૧૬ વર્ષ ઉપર તેમણેજ લગાડયો હતો અને આજસુધી એ માસિક ઘણું સારૂં કામ બજાવી રહ્યું છે. તેઓ સ્વભાવે મીલનસાર, સતત ઉદ્યમી, સાહિત્યપ્રેમી અને ઘણાજ સાદા હતા અને એમની સલાહ ઘણાને ઉપયોગી થઇ પડતી. ભાઇબંધ જૈન, દિગંબર જૈન, ગુજરાતી તેમજ ટાઇમ્સ, ક્રૉનીકલ વગેરે પત્રોએ એમના મૃત્યુ માટે ખેદ બતાવ્યો છે એમ અમે પણ આવા ઉપયોગી સાહિત્યસેવકના વિયોગથી અમનેથતું દુ:ખ છુપાવી શકતા નથી; અને એમના આત્માને શાન્તિ મળો એમ ઇચ્છયા વગર રહી શકતા નથી. દીલાસો લેવા જેવું છે કે, મરહુમ પોતાની પાછળ પાંચ પુત્રો મૂકતા ગયા છે, જેમાંના વડા પુત્ર મી. વાડીલાલની ઓળખ જૈન સમાજને કરાવવી પડે તેમ નથી; કારણ કે જૈનસમાચાર, જૈનહિતેચ્છુ અને હિંદી જૈનહિતેચ્છુ એમ પોતાનાં ત્રણ પત્રોદ્વારા કેટલીક વખતે જૈનના ત્રણે ફીરકાને જમાનાને અનુસરતી સલાહો આપીને તથા ખાસ કરીને સ્થાનકવાસી જૈનવર્ગ માટે સંઘ-સુધારા, જ્ઞાતિસુધારા અને વિદ્યાપ્રચારને લગતી હીલચાલો ઉપાડીને તેમણે પોતે પોતાની ઓળખ અત્યાર આગમચ જૈન સમાજને સારી રીતે કરાવેલી છે. મરહુમના મૃત્યુના બીછાના પાસે બેસીને ફક્ત યુવાને 'મહાવીર મિશન' નામની જે સંસ્થાની યોજના ઘડી કહાડી છે અને જેમાં પોતે ૩ વર્ષ સુધી વગર પગારે કામ કરવાનું વચન આપ્યું છે તે યોજના ગયા માસના 'જૈનહિતેચ્છુ'માં વાંચનારને એમ લાગ્યા વગર નહિ જ રહે કે ઉત્પાદક તેમજ મોક્ષફલદાયક એમ બન્ને પ્રકારના જ્ઞાનના પ્રચાર માટે એવી કાંઇ સંગીન હીલચાલ વગર આ જમાનો ચલાવી લે એ આશા ફોકટ છે. આ યોજનાને તે વર્ગ પૈકીના સ્વધર્માભિમાની જૈનોએ વધાવી લેવી જોઇએ છે અને વ્યવસ્થાપક કમીટી નીમીને ફંડ માટે શરૂઆત તાકીદે કરવી જોઇએ છે. શ્વેતામ્બર મૂર્તિપૂજક વર્ગના પણ કેટલાક દાના વિચારકો પોતાના સ્વધર્મીઓમાં

# मनोविजयनो महामंत्र.

## मानसिक चंचळताने दूर करवानो उपाय.

મનુષ્યનું મન સ્વભાવથી જ સાપ જેવી કુટિલ ગતિવાળું, ઝેરી નાગની પેઠે નસેનસ વિષયવાસનાના વિષમ વિષથી ભરેલું, જન્મજન્માન્તરના કુસંસ્કારોથી કટાએલું, અને દીર્ઘ સમયના સંસારવાસથી સૂકાયેલા કાષ્ટની પેઠે ભાગે ત્યાંસુધી પણ વળે નહિ એવું, દુર્વિપ-હઠીલું-દુરાગ્રહી હોય છે. શ્રી ગીતામાં ભક્ત અર્જુન, શ્રીકૃષ્ણને કહે છે કે—**चंचलं हि मनः कृष्णप्रमाथी बलवद्दृढम्। संयमस्तस्यमन्येऽहं वायुरिव सुदुष्करम्॥** " અર્થાત્—"હે. કૃષ્ણ! કુટિલ મન અતિ ચંચળ, વેગવાળું, પોતાની વૃત્તિને ચોંટી રહેનારૂં, દૃઢ અને દુરાગ્રહમાં સબળ છે, તેનો નિગ્રહ વાયુના નિગ્રહની પેઠે દુષ્કર-કષ્ટસાધ્ય-અસાધ્ય રોગ જેવો સામાન્ય યત્નથી થઇ શકે તેમ નથી.

આ સિદ્ધાન્તની સત્યતાનો આ સંસારમાં અનુભવના ઉંબર ઉપર સર્વને સાક્ષાત્કાર થયો જ હોય છે. શ્રીકૃષ્ણના દર્શાવેલા માર્ગ પ્રમાણે તીવ્ર વૈરાગ્યનો તેની આંખપર પાટો બાંધીને અખંડ અભ્યાસના અંકુશથી તેને ભલે વશ કરી શકાતું હોય પણ આ વિલાસી, સુખેચ્છ, આલસપ્રિય, પ્રમાદપ્રધાન ચંચળ જમાનામાં એવા અખંડ અભ્યાસ કે તીવ્ર વૈરાગ્યને અવકાશ જ ક્યાં છે? જ્યાં દિવસ અને રાત સંસારના મેદાનમાં સુખસ્પર્ધાની શરત ચાલી રહી છે, સ્વાર્થપરંપરાનું તોફાન મચી રહ્યું છે, તેમજ વિષયસુખની છુટે હાથે લ્હાણી ચાલી રહી છે, ત્યાં સંયમ, સાધના કે વિરાગવૃત્તિને કોઈ ઉભાં પણ રહેવા દે તેમ નથી! ત્યાં મનને ક્યાં વશ કરવું? જ્યાં પડ્રસ ભોજન, નવરસ રંજન, શૃંગારનાં ભજન, મન્મથનાં અંજન અને ભાતભાતનાં વિષય વ્યંજનની તડામારી ચાલી રહી હોય, પોતે પોતાને જ ભૂલાવી દે, એવી માયાની, ભસ્માસુરને હાથ ચ્હડેલાં શ્રી શંકરનાં કંકણ જેવી ભુરકી ભાન ભૂલાવી રહી હોય, સાંસારિક સ્નેહસુખનાં સ્વપ્નામાં હૃદયને તરબોળ કરનારી અજ્ઞાનની અંધારી રાત્રિયો ફેલાઈ રહી હોય ત્યાં,-આ ભવનાટકનાં ઝડઝમક ભર્યાં રસમય વાતાવરણમાં-બિચારા વનવાસ વૈરાગ્યનો વિચાર પણ કોણ કરે છે? વિષમાં સુધાની સંભાવના અને રુધિરમાં કંચનની જો કદી સંભાવના થઈ શકે તો જ આજના આ વિષયલોલુપ વિલાસી જડવાદી જમાનામાં વૈરાગ્યની સંભાવના કે કલ્પના પણ થઇ શકે! આજકાલ તો મનને વશ કરવાને બદલે મનને વશ થયેલા મનુષ્યો ભક્તરાજ તુલસીદાસ કહે છે તેમ પ્રાયઃ ચંચળતાના ઘોડાપર ચ્હડીને કલ્પિત ત્રિલોકનાં સ્વપ્નસામ્રાજ્યમાં દોડાદોડી કરી રહ્યા છે! ભક્તરત્ન તુલસીદાસજી કહે છે કેઃ—

"કબહુ મન રંગ તરંગ ચ્હડે, કબહુ મન ચાહત હૈ ધનકો;
કબહુ મન કામિની સંગ કરે, કબહુ મન ધાવત હૈ રનકો."

આવા બળવાન મનને મારવાને આજે કયો શૂરવીર સમર્થ છે? સહુ જાણે છે કે, સઘળાં સુખ દુઃખનું-ચડતી અને પડતીનું, બંધન અને મોક્ષનું કારણ પણ એક માત્ર મન જ છે. **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** એ મનને અંકુશમાં રાખીને સીધા રાહમાં ચલાવવાથી આ જન્મમરણની ઘટમાળ આ જગત્‌માં વન્દ્વબંધન, માયાની

બેડીઓ અને કાળની ફાંસીને તોડીને અક્ષય મોક્ષમંદિરના સુખસિંહાસનપર આરોહણ કરી શકાય છે. એ સમજે છે સહુ, પણ તેનો સદુપયોગ કોણ કરે છે? એ મનની ચંચળતા-અનિશ્ચિતતાની કંઈ હદ કે સીમાજ નથી! ખરેખર એ મન એકાદ ન્હાના અજ્ઞાન બાળક જેવું જ છે. ન્હાનું, તોફાની છોકરૂં જેમ રડીને એક રમકડું લે છે, તરત જ તેને મૂકી દઈ બીજું ઉપાડે છે, પળમાં તેની પણ એજ દશા કરીને ત્રીજાની ઇચ્છા કરે છે! દુધ અને ભાત એકઠા કરે છે, એકઠા થયા પછી તેને જૂદા કરી દેવાની હઠ લે છે! પોતાને હાથે જ એકાદ રમકડું ભાગી-ફોડી તેના કકડા કર્યા પછી તેને જ પાછું સાજું કરી દેવાનું અનિવાર્ય તોફાન મચાવે છે; સમજાવ્યું સમજતું નથી; બીજું એવું રમકડું લાવી આપતાં પણ શાંત થતું નથી; બસ, એને તો પેલું ભાગેલું જ સાજુ કરવું છે! મનની પણ એ જ દશા છે. તે એક વસ્તુ છોડી બીજીને ઉપાડે છે, બીજી હજી હાથમાં નથી આવી ત્યાં તો ત્રીજીપર વૃત્તિ દોડાવે છે! એક ફેંકે છે, બીજું ફોડે છે, અને એવી મનમાની ભાંગફોડ કર્યા પછી તેને માટે પશ્ચાત્તાપ કરતું માથાં પીટે છે! કોઈ એક વસ્તુ જોઇ દૃષ્ટિસંમોહન થયું, તેનાં વખાણ સાંભળ્યાં એટલે તેની પ્રાપ્તિની ઇચ્છા જાગી! ઇચ્છામાંથી આતુરતા અને તેમાંથી તન્મયતા પ્રકટી! તેને માટે સતત પ્રવૃત્તિ સેવતાં જ્યાંસુધી તેની પ્રાપ્તિ નથી થતી, ત્યાંસુધી તેની પ્રીતિની અતિવ્યાપ્તિને કાંઠો કે કિનારો જ હોતો નથી! તેના માનસિક વેગના મુખ્ય મથક મોહની કશી મર્યાદા જ નથી જણાતી! અને તેને મેળવવા માટે તન-મન-ધન-આત્મા-આલોક-પરલોક-દાન-ઇમાન જે કંઇ કહો તે સર્વસ્વની શાન્ત આહુતિ આપવી તેની કંઇ સીમા જ નથી હોતી! આમ, સર્વસ્વ અર્પણ કરવા છતાં તે ન મળે ત્યાંસુધી શાન્તિ-તૃપ્તિ કે અલંબુદ્ધિ જ નથી થતી! મનનો એ કેવો દુરાગ્રહી સ્વભાવ!

" એ મેળવ્યા પછી તેનું કેવા યત્નથી રક્ષણ કરીશ, કેવા કેવા આનંદથી તેનો ઉપભોગ કરીશ, જે વિના એક ઘડી પણ જીવાતું નથી, તેને કેવા જીવના જોખમે જાળવી રાખીશ, અરે! એક પળ પણ વિખુટી પડવા નહિ દઉં, આટલો સમય તો તેના અભાવે ચાલ્યું કેમ હશે એ એક આશ્ચર્ય છે! મળ્યા પછી મરતાં પણ જૂદી નહિ કરૂં." આવી આવી અનેક વિચારમાળામાં અટવાતું એ જ મન મહાપરિશ્રમે અને મહાન્ ભોગે એ હૃદયસ્થ વસ્તુને પ્રાપ્ત કર્યા પછી કિંચિત્ કાળમાં જ તેનાથી ધરાઇ રહે છે. એકવાર મળી એટલે થોડા જ સમયમાં તે અતિ સામાન્ય તુચ્છ જેવી જ તેને જણાય છે, એ કેટલું બધું આશ્ચર્ય? હથિયારનાં ઉતરી ગયેલાં પાણીની પેઠે, પાણીના વહી ગએલા રેલાની પેઠે, પ્રાણીના પ્રાણ જવા પછી પડી રહેલા મૃત શરીરની પેઠે, એ વસ્તુ હાથમાં આવતાં જ પ્રાપ્તિની પ્રબળ ઇચ્છામાંથી આતુરતાનું પાણી ઉડી જતાં, પ્રાપ્ત વસ્તુનો મોહ-આદર-તેની કિંમત અને એ સર્વનું કુતુહલ શાન્ત થાય છે! મોહ ઉતરી જતાં કિંમત ઘટી જાય છે! દૂરથી હીરાકણિ જેવી કિંમતી જણાતી વસ્તુ કરગત થતાં કાચના કટકા જેવી કોડીની થઇ પડે છે! એટલું જ નહિ પણ સર્વ પ્રતિજ્ઞાઓને પાણીમાં પલાળતી માનસિક ચંચળતાના એ મહાયત્ને મેળવેલી વસ્તુને પણ એવી જ રીતે આગળ એકઠી કરેલી અને પાછળથી નકામી ઠેરવેલી બીજી ખૂણે પડેલી નિર્માલ્ય વસ્તુઓમાં ભેળવી દે છે! તેને એકાદ અંધારા ખૂણામાં ધકેલી દે છે, જ્યાં પાછું તેનું સ્મરણ કરવાનો અવકાશ પણ ઓછો

હોય છે! એ અમૂલ્ય વસ્તુની આવી ગતિ થતાં જ પળવારમાં કોઇ બીજી વસ્તુને માટે એવો જ બળવાન આતુર મોહ જાગૃત થાય છે! એકને મૂકીને તુરત ત્યાંથી ઉતરેલી મનની નજર બીજી નવી વાત ઉપર દોડે છે! હાયરે! મન! આ પ્રમાણે અનંત બ્રહ્માંડની કેટલી બધી અનંત વસ્તુઓ ઉપર નજર દોડાવી?! કેટલી બધી મેળવી અને ફેંકી દીધી?! તો પણ તને કદિ તૃપ્તિ મળી જ નહિ! મનના પ્રેરેલા આવા નાશકારક મોહમાર્ગમાં મરતો પછડાતો મનુષ્ય વારિને વૃથા વલોવી વલોવીને માનવજીવનનો અમૂલ્ય વખત ગુમાવી દે છે. પરિણામશૂન્ય પુરૂષાર્થમાં જ–નિષ્ફળ યત્નમાં જ તેનું આખું આયુષ્ય વહી જાય છે; અને જેને સુખ સમજીને પ્રાપ્ત કરવાનાં તરફડીયાં મારે છે, તે તો મૃગજળની પેઠે, ભૂતના ભડકાની પેઠે દૂરનું દૂર જ નાશતું ફરે છે! જે વસ્તુને મેળવવા પોતાનો અમૂલ્ય અવતાર અર્પણ કરે છે, તેની માત્ર છાયા જ હાથમાં આવે છે અને એ છાયામાં ધુમાડાના બાચકા ભરતાં ખાલીના ખાલી રહેલા હાથ તરફ નજર કરતો–પશ્ચાત્તાપ કરતો–નિસાસા ભરતો છેલ્લાં ડચકાં સાથે આ જગતને છેલ્લી સલામ કરીને, "બાંધી મુઠ આયો સો પસાર હાથ જાયગો" એ અમૂલ્ય વાક્યનાં સત્યને અનુભવમાં ઉતારીને, પસારેલી ખાલી હથેળી જગતને બતાવતો જાણે કહેતો હોય કે, 'ભાઇઓ! ચેતો, અને આ અમૂલ્ય જીવનનું જે માર્ગમાં સાર્થક થવાનું છે, તે ધર્મ માર્ગનું ગ્રહણ કરો. નહિ તો એક દિવસ તમને પણ આમ મારી જ પેઠે પશ્ચાત્તાપ કરી ખાલી હાથે પાછા વળવું પડશે! જગતનાં નાશવંત–ક્ષણિક–ભાસમાત્ર સુખ સાધનમાં તમારૂં કંઇ નહિં વળશે. એ સુખ, એ સંસાર અને તેના સ્નેહસંબંધ નથી કોઇના થયા અને નહિ કોઇના થાય, માટે એ મોહજાળમાંથી છૂટાય એવા ઉપાય કરીને શ્રીપ્રભુનું શરણ સેવો, સ્વધર્મનું પાલન કરો, પરમાર્થમાં પ્રાણાર્પણ કરો તો જ આ અમૂલ્ય અવસરનું સાર્થક થશે. મનુષ્યનું મન આવું અનિશ્ચિત અને ચલ છે. એક સામાન્ય દૃષ્ટાંતથી આપણે એ અસ્થિરતાનો નિર્ણય કરીએ. જલ નિર્મળ હોવા છતાં નિશ્ચલ નથી, ચંચલ છે. કેમકે વહી જવું, સરી જવું અને ઉડી જવું એ તેનો સ્વભાવ જ છે. વાંકું વળીને, નિચાણમાં નમીને, જમીનમાં શોષાઇને, ફુવ્વારાથી ઉડીને જ્યાં માર્ગ મળે ત્યાં, તે સરલતાથી સરી જાય છે. તેમાં પણ ઢોળાવવાળી વિષમભૂમિમાં, રેતીવાળા પ્રદેશમાં કે આડાઅવળા કુટિલ માર્ગમાં તો તે થોડો કાળ પણ સ્થિર રહી શકતું નથી. ચારે મેર મજબુત ફરતી દિવાલો બાંધી તળાવ, વાવ, કુવા કે સરોવરમાં તેને કેદ કરી પૂરી રાખવામાં આવે તો ત્યાંજ અમુક સમય સુધી તે સ્થિર રહી શકે છે. જો કે ત્યાંથી પણ વરાળ થઇને ઉપર ઉડી જવાનો અથવા પૃથ્વીનું તળિયું ભેદી નીચે પાતાળમાં ઉતરી પડવાનો તેનો પ્રયત્ન તો સતત્ ચાલુ જ રહે છે. યત્નપૂર્વક સાચવી રાખવાની અને તેને ઉપયોગમાં લેવાની ઇચ્છાવાળા મનુષ્યો ઘડા, ગાગર કે ગોળામાં તેને પુરી—ભરી ઢાંકણાનો દૂચો તેના ઉપર દાબ રાખે છે. આવી સુરક્ષિત અવસ્થામાં જ, આવા નિયમન અને અંકુશમાંજ માત્ર તે લાંબો વખત રહીને સ્થિરતાપૂર્વક ટકી શકે છે, અથવા તેના નિયંતાને ઉપયોગી થઇ શકે છે. મનુષ્યનું મન પણ આવું અપ્સરંગી, ઉડની પાંખોવાળા જલ જેવું જ છે. એવું જ પોચું, એવું જ ચંચલ, અને એવું જ શીઘ્ર સરી જનારૂં છે. તેને અભ્યાસના મજબુત ઘડામાં કેદ કરી પૂરીને વૈરાગ્યરૂપી ઢાંકણાનો દૂચો દેવામાં ન આવે ત્યાંસુધી તેને કદાપિ રોકી શકાતું નથી, સ્થિર રાખી શકાતું નથી અથવા

તેનો સદ્‌ઉપયોગ થઈ શકતો નથી. તેને છૂટું રાખવાથી મોહ, ક્ષોભ, કામ, ક્રોધાદિ કુટિલ માર્ગોમાં તેમજ વિષયના ઢોળાવવાળી વિષમભૂમિમાં તે તરત સરીને વહી જાય છે. કામના કીચડમાં ખરડાઇ ગંદુ-મેલું થઇ કાળક્રમે નિર્મળતાને બદલે મલીન દુર્ગંધીનો વિસ્તાર કરે છે.

મનને સરી જવાના કંચન અને કામિની એ બે મ્હોટા ઢોળાવ છે. એ બેમાં રૂપના મોહથી મનને અનિવાર્ય આકર્ષનારી કામિની એ મુખ્ય-ભયંકર ખાડ છે; જેણે બ્રહ્મા અને શંકર સરખા, તેમજ વિશ્વામિત્ર અને પરાશર સરખા પુરૂષોનાં મનને પણ સ્થિર રહેવા દીધાં નથી, ત્યાં સામાન્ય મનુષ્યોનાં નિર્બળ મન અનાયાસે ફસી પડે એ સ્વાભાવિક જ છે. એથી જ શાસ્ત્રકાર લખી ગયા છે કેઃ—

विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना ।
तेऽपि स्त्री मुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
शाल्यान्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवाः ।
तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विंध्यस्तरेत्सागरे ॥

એથીજ સૃષ્ટિમાં માનવ જાતિની સેંકડે નવાણું વ્યક્તિ—પ્રાયઃ સોએ સો જીવોનાં મન કામમાં, મોહમાં અને રૂપતૃષ્ણામાં ફસ્યાં જ રહે છે. સ્ત્રી અને સુવર્ણ એ બે પદાર્થો મનમત્સ્યને મીઠો ગળ બતાવી, તુરત જાળમાં ફસાવી એ પાંસાદ્વારા જીવાત્માને તરફડાવીને મારી નાંખે છે. આ ભયંકર ખાડમાંથી મનને બચાવી સ્થિર રાખવું હોય તો, તેનો સરલ ઉપાય એજ છે કે, મનને એ ભયંકર ખાડની નજીક જ જવા ન દેવું. કાંટાવાળા માર્ગનો આગળથી જ ત્યાગ કરી દૃઢનિશ્ચય અને યત્નપૂર્વક તેનાથી દૂર રહેવું. સમીપ જવાનું બંધ થયું ત્યાં સંકટ કે ભયનો સંભવ પણ નથી. આ પ્રમાણે મોહના આકર્ષણમાંથી મનને બચાવનારૂં-ભયંકર ભવરોગનું તત્કાળ નિવારણ કરનારૂં અસંસર્ગપરિત્યાગ અર્થાત્ સંગત્યાગ જેવું બીજું કોઇ રામબાણ ઔષધ જ નથી. માટે જ્યાં જ્યાં ભુવનમોહિની સ્ત્રી જાતિનાં સુંદર મુખનું દર્શન થતું હોય, તેના કમનિય કંકણનો ખણખણાટ અથવા ચરણનુપુરનો ઝણઝણાટ પણ કાને પડતો હોય, એ ડાકિનીના વળગાડ જેવી તેની છાયા, તેનો ઓળો આંખે જણાતો હોય, જ્યાં તેના પ્રસ્વેદની ગંધ પણ નાકને પહોંચતી હોય અથવા તેનો અલ્પ વિચાર પણ જે જે સ્થાનમાં-વાતાવરણમાં તરવરતો હૃદયને સ્પર્શ કરી શકતો હોય, ત્યાંથી દૃઢતાપૂર્વક દૂર રહેવું. વાઘ કે સિંહની ગંધ આવતાં ગાય, ઘોડા વગેરે પશુઓ જેમ પાછાં હઠી દૂર નાસે છે, તેમ વિનાશમાંથી બચવાની ઇચ્છાવાળો અજીત જીવાત્મા પણ ઉપરનાં સર્વ સ્થાન અને સંસર્ગજન્ય સ્વપ્નાઓને માત્ર ભયના નહિ, પણ સાક્ષાત્ વિનાશનાં સ્થાન સમજીને તુરત તેનો ત્યાગ કરવાથી જ પોતાના ઓજ ને ટકાવી શકે છે. રક્તપિપાસુ પ્રચંડ ચામુંડા જેમ ખડ્ગ હાથમાં ધારણ કરી અનંત રક્તબીજને રણમાં રગદોળી તેના લોહીનું પાન કરતી ખડખડાટ હસી રહી છે, અનંત રાક્ષસસેનાનો પણ એક નયન પલકારે જય કરી રહી છે, તેમ સાક્ષાત્ મહામાયાનો અવતાર સ્ત્રીજાતિ પણ મોહક ખડ્ગ હાથમાં ધારણ કરી, પશુવૃત્તિપરાયણ પામર જીવોને પીલી, નિચોવી, તેના

ઉપર જય કરી હાસ્યપૂર્વક તેનું લોહી પીવામાં પાછી હઠતી નથી, માત્ર સ્વપ્નમાં પણ સંગદોષથી સાક્ષાત્ કરનારા નિર્બળ જીવાત્માનું સત્યાનાશ કાઢ્યા વગર રહેતી નથી. ત્યારે સમક્ષ વ્યવહારમાં દિવસરાત સંસર્ગ સેવનારાને મોહનિસો ચડાવવાની, આવાગમનના શીશામાં ઉતારવાની એ મહાશક્તિને શી વાર લાગે ? એટલા માટે જ શાસ્ત્રો ઢોલ વગાડી, ઉંઘમાંથી જગાડી જીવાત્માને સાવધાન કરતાં આદેશ આપી રહ્યાં છે કેઃ—

**तप्तांगारसमा नारी घृतकुम्भः समः पुमान् ।**
**तस्मात्पुरूषं च नारीं च नैकत्र स्थापयेद् बुधः ॥**

નીતિકાર કહે છેઃ—નારી ધગધગતા અંગારા જેવી છે. પુરૂષહૃદય ઘીના ઘડા જેવું છે. બન્નેને પાસે રાખવાથી ઘી પીગળ્યા વગર રહે નહિ એ કુદરતનો કાયદો જ છે. માટે કલ્યાણની ઇચ્છાવાળા બુદ્ધિશાળી મનુષ્યે એ દેવતા અને દારૂને કદિપણ એક સાથે ન રાખવા. વળી બીજે ઠેકાણે પણ કહ્યું છે કેઃ—

**हृदयतृणकुटीरे दीप्यमाने स्मराग्नौ ।**
**विहितमविहितं वा पंडितोऽपि न वेत्ति ॥**

વાસનારૂપી તણખલાંની બનેલી હૃદયરૂપી ઝુંપડીમાં જ્યારે કામનો અગ્નિ સળગી ઉઠે છે ત્યારે પંડિતને પણ—સમર્થ જ્ઞાની પુરૂષોને પણ સારૂં માઠું કે સાચું ખોટું જાણવાની શક્તિ રહેતી નથી. એથી જ પરિણામદર્શી પુરૂષો કહી ગયા છે કેઃ-**कामान्धो नैव पश्यति**–જેમને કામનો અંધાપો આવ્યો છે તેઓ કંઇ પણ જોઇ શકતા નથી. કામ મોહથી અને મોહ સંગથી ઉત્પન્ન થાય છે, માટે એ અંધાપાથી તેમજ આત્માના સર્વ નાશમાંથી બચવું હોય તો નિશ્ચયપૂર્વક સંગત્યાગ સેવવો.

"**नरकस्य द्वारं नारी**" અને "**नारी प्रत्यक्ष राक्षसी**" આદિ શાસ્ત્રના સિદ્ધાંતો શ્રવણ કરીને "સ્ત્રીસંગ"ની ઝેરી અસરથી દૂર રહેવા, સ્ત્રીનું નામ માત્ર સાંભળતાં ભડકનારો એક સોળ વરસનો બ્રાહ્મણ કુમાર પોતાનાં માતપિતાથી લઢી વઢીને, ઘરસંસારનો ત્યાગ કરી, બ્રહ્મચારી બનીને વનમાં નાશી ગયો. ગૃહવાસ અને ગ્રામને દૂરથી નિરખતાં નમસ્કાર કરી દૂર ભાગતો તે જંગલમાં જ વસવા લાગ્યો. એક દિવસ રાત્રિના વખતે ભરજંગલમાં એક વિશાળ વાવના છોબંધ બાંધેલા કાંઠાપર તે સુઈ ગયો. મધ્ય રાત્રિએ તેને સ્વપ્ન આવ્યું. એક સુંદર વસ્ત્રાભૂષણમાં સજ્જ થયેલી સુંદરી તેને પોતાની નિકટ આવતી જણાઇ. બ્રહ્મચારીએ સ્વપ્નમાં જ કહ્યું કે,—"ઝેરી નાગણ જેવી સુંદર દેખાતી, પણ સ્પર્શ કરનારનો પ્રાણ હરનારી હે વિષવેલી ! તું મ્હારાથી દૂર રહેજે. ત્હારાં રૂપ લાવણ્યથી અંધ બનીને હું મારે હાથે જ મ્હારા ગળામાં ફાંસો નહિ નાખું." આવાં વચનો બડબડતો નજીક આવતી એ સુંદરીના સ્પર્શદોષથી દૂર રહેવા માટે સ્વપ્નમાં ને સ્વપ્નમાં છેટો ખસ્યો ! જરા પાછળ ખસતાં જ પાળપરથી નમીને એ ઉંડી વાવમાં પડી ગયો ! તરવાના જ્ઞાન વગરનો બ્રહ્મચારી, સ્વપ્નમાં સમીપ આવેલી સુંદરીને યોગે ઉંડા પાણીમાં ડૂબી મુઓ; ત્યારે જીવતી જાગતી સ્ત્રીઓનો સંસર્ગ શું ન કરે ?

**धर्मस्य लवमात्रोऽपि त्रायते महतो भयात्** અર્થાત્ નરકના-વિનાશના—મૃત્યુના મહાન્ ભયમાંથી મનુષ્યને એક ધર્મ જ તારી શકે છે. પણ ધર્મશાસ્ત્ર સ્પષ્ટ કહે છે કેઃ—

"अर्थ कामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते" કનક અને કામિનીથી દૂર રહે તેને જ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. અર્થાત્ 'સ્ત્રી સંગ' સેવનાર અથવા કામિનીની કામના પણ કરનારને ભવસાગરથી તારનાર ધર્મનું જ્ઞાન કદિ પણ થઈ શકતું નથી; માટે શ્રીકૃષ્ણ ગીતાજીમાં ઉપદેશે છે કેઃ—

ध्यायतो विपयान्पुंसः संगस्तेपूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्मणश्यति ॥

વિત્ત-વનિતાદિ વિષય સાધનોનો વિચાર માત્ર કરવાથી તેમના પર રાગ-પ્રીતિ ઉત્પન્ન થાય છે; પ્રીતિથી સંગની ઇચ્છા ઉત્પન્ન થાય છે, ઇચ્છા કામજ્વરને આતુરતાને—ઉત્કંઠાને ઉપજાવે છે. એ ઇચ્છા તૃપ્ત ન થતાં ક્રોધ ઉપજે છે. ક્રોધથી સંમોહ-મિથ્યાજ્ઞાન ઉપજે છે, ભ્રમિત મન બની જાય છે. આ સંમોહથી સ્મૃતિ-યાદદાસ્ત બગડે છે. એ ચિત્તભ્રમથી બુદ્ધિનો પણ નાશ થાય છે. અને બુદ્ધિનો નાશ થતાં મૃત્યુ-પ્રાણનાશ થાય છે. આમ કામિનીની કામના માત્ર મનુષ્યનું કામ કુહાડી નાંખે છે; અને એક પગથિયું ચૂકનારનો આખરે અધઃપાત થાય છે. "विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः". વિષયનો વિચાર કરવા જેટલી વિવેકભ્રષ્ટતા થતાં જ—એ એક ભૂલ, અનેક ભૂલોને ઉપજાવી, શતમુખ વિનિપાત—સર્વ નાશના કારણરૂપ થઇ પડે છે. માટે સુમેચ્છુ પુરૂષે સ્વપ્નમાં પણ સ્ત્રી જાતિનો વિચાર સુદ્ધાં ન કરવો જોઇએ એમ શાસ્ત્રો સમજાવે છે અને શ્રીકૃષ્ણ તેની સાક્ષ પૂરે છે. વળી અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

नारीं सुमेयसीं मत्वा प्रीतिं कुर्वन्ति ये नराः ।
ते शठा मन्दमतयस्ते मुढा नर देहकाः ॥

સ્ત્રીને સુંદર સમજીને, જે નર ધરતા પ્રેમ;
તે શઠ-ખર-મતિમન્દ અતિ, કેમ મેળવે ક્ષેમ ?

संस्पृष्टं दुःखदंचाहे विपं नारी तु चिन्तिता ।
ज्ञानं ध्यानं तथा प्राणान् समूलान्हरते पुनः ॥

અહિ કરડ્યે તન વિષ ચ્હડે, પ્રાણ જ માત્ર ત્યજાય;
સ્ત્રી વિષ ચિંતવતાં ચ્હડે, જ્ઞાન, પ્રાણ, તપ જાય.

दर्शनाद्धरते चित्तं स्पर्शनाद्धरते बलम् ।
संभोगाद्धरते वीर्यं नारी मत्यक्ष राक्षसी ॥

દર્શન છે મન હરણકર, બળ હરનારો સ્પર્શ;
વીર્ય હરે સંભોગથી, સ્ત્રા રાક્ષસી પ્રત્યક્ષ.

विपमासौ मदनज्वालारूपेन्धनसमेधिता ।
कामिभिर्यत्र हूयन्ते यौवनानि धनानि च ॥

રૂપ કાષ્ટથી સળગતી, વિષય કામની જ્વાળ;
યૌવન ધનને હોમતા, કામી પામે કાળ.

આવી રીતે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને સુરેશ જેવા સમર્થ દેવતાને પણ હથેલીમાં નચાવનાર, વિશ્વામિત્ર, પરાશર જેવા ચિરકાલ તપ સાધનથી મનને વશ કરનાર, તપસ્વીઓને પણ ભમાવનાર, સમગ્ર જગતમાં સત્તા જમાવી શ્રીશંકર સરખાનું ઉપહાસ કરનાર મહારાજા કામદેવ કોને ખરાબ કર્યા વગર રહે છે? કેટલા મહાપુરૂષોના તે કોળીઆ કરી ગયો છે, કેટલાં મહારાજ્યો તેણે તારાજ કર્યા છે, કેટલી બળવાન પ્રજાઓને તેણે પાયમાલ કરી છે અને વિશ્વનો વિનાશ કરનારૂં તેનું કેવું તેમજ કેટલું બધું અગાધ સામર્થ્ય છે એ માત્ર પ્રાચીન પુરાણોમાં કે આગળના ઇતિહાસોમાંજ નહિ પણ આજના આપણી આંખ સામેના વ્યાવહારિક જગતમાં આપણી આગળ પાછળ અને આસપાસ આપણે નિરંતર જોઇ અને અનુભવી શકીએ છીએ. એ કામનેજ પ્રતાપે પ્રાયઃ ઘેરઘેર વેરઝેર, કંગાઈ, લડાઈ, નબળાઇ અને આળસાઈએ ઘેરો ઘાલ્યો છે. મનુષ્ય તોપના ગોળાથી, તીર તરવાર કે કટારના ઘાથી, બોમ્બ અથવા ડાઇનામાઇટના ઉલ્કાપાતમાંથી વખતે ભાગ્યબળે બચી જાય છે, પણ જળસ્થળવ્યાપી મદન મહારાજના મારથી-કામદેવનાં બાણથી તો કરોડમાં કોઇકજ બચી, પોતાનું શાશ્વત કલ્યાણ સાધીને ઉભય લોકને જીતી શકે છે. બાકી તો વિશાળ જનસમુદાય તો એ ઝેરી બાણથી ઘાયલ થઇને આ સંસારસાગરમાં ગોથાં ખાતાં ડુબતો મરતો જન્મમરણની રેંટમાળમાં—વંટોળીઆમાં ચ્હડેલા તણખલા પેઠે ઘુમ્યા કરે છે. આ જગતની મોહમાયા રૂપી ઝંઝાવાતની ચકરડીમાં ફુલગભરડીઓ ખાતો, ત્રિવિધ તાપની ભઠ્ઠીમાં શેકાતો, અનેક આફતોના ખડકો સાથે અફળાતો ને ટીચાતો, તોફાની ભવસાગરમાં સુકાન કે સ્નેહી વગરના તુટેલા—ફુટેલા નાવની પેઠે ખેંચાતો અને તણાતો પ્રલયના ભયંકર દિવસ પર્યન્ત અનંત દુઃખનો અનુભવ કરે છે. આવા ચાલુ ભયંકર મોતમાંથી—આત્માનું એવું મોત ઉપજાવનારા કામદેવના વિષમ બાણમાંથી પોતાની પ્રજાને-પોતાની સંતતિને બચાવવા માટેજ આપણા દીર્ઘદર્શી પ્રવીણ પૂર્વજોએ —આર્યઋષિ મહર્ષિઓએ તેમના આડી બ્રહ્મચર્યની અભેદ્ય પ્રબળ દિવાલ બાંધી દીધી છે. જ્યાંસુધી એ દિવાલોનું આર્યો દત્તચિત્તથી રક્ષણ કરતા, ત્યાં સુધી એ દિવાલ પણ વિષયનો ચેપી ભયંકર રોગ ફેલાવનારાં કામનાં રજકણો અને બાણોમાંથી તેમનો બચાવ કરતી. એ દિવાલને પ્રતાપેજ વેદવ્યાસ અને વાલ્મીક જેવા, મનુ અને યાજ્ઞવલ્ક્ય જેવા, ભીષ્મ અને અર્જુન જેવા, શ્રી રામ અને શ્રીકૃષ્ણ જેવા શ્રી મહાવીર અને બુદ્ધ જેવા પ્રતાપી મહાપુરૂષો આગલા યુગમાં ભારતે ઉપજાવ્યા હતા. આ યુગમાં પણ મહારાણા પ્રતાપ અને શિવાજી સરખા, તત્વજ્ઞાની શ્રી-શંકર અને ગૌતમ સરખા, ભક્તરાજ વિજયસિંહ અને શ્રી ચૈતન્ય સરખાં અમૂલ્ય રત્નો આ દેશમાં ઉત્પન્ન થયાં છે. જેમની કીર્તિમાત્ર હિંદમાંજ નહિ પણ સમગ્ર જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરમાં અંકાઇ ચુકી છે. ભારતના દુર્ભાગ્યે આજે અભેદ્ય દિવાલમાં ઠેકઠેકાણે ગાબડાં પડ્યાં છે. તેનો યમ નિયમરૂપી ચુનો વિષયના લુણાથી ખવાઇ ગયો છે. તેના કોટ અને કાંગરાઓ મરામત કે વારફેર વગર—શાસ્ત્રાવલોકન અને અધ્યયનના દાબડેરા વગર, કરાઈ કાળાં ઠીકરાં જેવાં થઈ ગયાં છે. આજના આર્યો આજે દેખતી આંખે પોતાનું અભય રક્ષણ નષ્ટ કરી

રહ્યા છે. પોતાની અમૂલ્ય જીવનદોરીને પ્રમાદની છરીવડે છેદવા લાગ્યા છે. કરાલ કલિની કૃપણતાથી એ આશ્રમ ધર્મના મૂલાધાર પ્રબળ પાયારૂપ બ્રહ્મચર્યની દુર્ભેદ્ય દિવાલને આગ લાગી છે. અંધ આર્યસંતાનો પોતાનાં બળતાં ઘરને, ભવિષ્યનો—ભાવી પ્રજાનો લેશ પણ વિચાર કર્યા વિના, આંખો ટમટમાવતા જોઈ રહ્યા છે. અરે, એ દિવાલમાંથી ક્રમાનુસાર ખરી પડતા મજબુત પત્થરને પોતાને જ હાથે ઉપાડી ઉલટા દૂર ફેંકવા લાગ્યા છે. પોતાના હાથે જ પોતાના પગપર કુહાડી મારી દેખતી આંખે વિનાશ માગનારાને કોણ બચાવી શકે?

સમગ્ર જગતનું ખરાબ કરનારા એ કુટિલ કામના ભયંકર મારમાંથી બચવાને માટે બ્રહ્મચારીઓ કઠોર વજ્રમય નિયમોનું પાલન કરતા. બ્રહ્મચર્યાશ્રમના એ અસરકારક નિયમો કોઇક કેસમાં જ નિષ્ફળ જતા. એ નિયમોના અવિચલિત પાલન સહિત, વિહિત વિધિ અને નિશ્ચયપૂર્વક, આશ્રમધર્મને અનુસરનારની સમીપમાં પણ કામદેવ કદીએ આવી શકતો નથી. વ્રતધારી વીરબાલકોનાં હૃદયમાં તે કદી પણ ફાવી કે તેમને સતાવી શકતો નથી. એવું વિધાન છે કે, અલ્પ આહાર, અલ્પનિદ્રા અને સત્સંગતિમાં રહી સારા આચારવિચાર અને સદ્વિદ્યાઓનું સેવન, કરવાથી,વાસના કે વિકારવર્ધક આહાર-વિહાર તેમજ તદ્દૂષિત સંસાર-વ્યવહારનો પણ સંસર્ગ ત્યાગ કરવાથી, કામ તેને કનડી શકતો નથી. શરીરમાં રસો હોવા છતાં તેની શક્તિ કંઇ કામ કરી શકતી નથી. તેની તીવ્રતા, તેનું ઝેર, તેની અસર મરી જાય છે. તેનો જુસ્સો મંદ પડી જાય છે. જો તે ચ્હડી જાય તો પછી ઉતરતો નથી. આ સત્ય વિદ્યાર્થી-બ્રહ્મચારીઓના લક્ષમાં જ હોય છે, તેથી તેઓ શત્રુને ચ્હડવા કે વધવા દેતા જ નથી, નસ કે નાડીઓમાં પ્રવેશ કરવાનો અવકાશ પણ આપતા નથી. અને તેના પ્રબળ અંકુશમાં તેનું જોર નરમ પડી જાય છે. તેઓ સ્ત્રીશૂન્ય એકાંતમાં ગુરૂ અથવા બીજા વિદ્યાર્થીઓના જ સહવાસમાં રહે છે. પોતાના સ્થાનનો ત્યાગ તેઓ પ્રાયઃ કરતા નથી, ગ્રામ કે જનસંસર્ગમાં જતા નથી, સ્ત્રીઓનો સહવાસ તો શું પણ તેમનાં દર્શનને પણ તેઓ દોષરૂપ-પાપરૂપ સમજે છે. નાચ-તમાશા-નાટક-ચેટક-ભાંડ ભવાઇ-વિવાહ-વરઘોડા એવા વિષયવર્ધક સંસારી કીચડથી તેઓ કદી ખરડાતા જ નથી. પોતાને માટે—પોતાના ભવિષ્યને માટે નરકની બારી જેવી ગણેલી સ્ત્રીજાતિ તરફ તો તેઓ ઝાંખીને જોતા પણ નથી. અભ્યાસ-તપ-ઇંદ્રિયોનું દમન અને વ્રતપાલન તેમને ચોમેર બચાવે છે.

એ એક કુદરતી નિયમ જ છે કે, વિષયો અને તેમની વાસના ભોગ વડે જ વૃદ્ધિને પામે છે. લોહી ચાખનાર વાઘ શિકારી થાય છે; લોહી ન ચાખ્યું હોય ત્યાંસુધી તેમની રક્તપિપાસા જાગૃત થતી નથી. એવાં પ્રમાણ પદાર્થવિજ્ઞાન અને પ્રાણીવિદ્યાના ગ્રંથોમાં અનેક પ્રમાણ મળી આવે છે. આર્યશાસ્ત્રો આ નિયમને બરાબર સમજી શક્યાં છે એથી તેમણે ચેતવણી દેવાને સત્સિદ્ધાંતની દીવાદાંડી જગાવી કહ્યું છે કેઃ—

न जातु कामः कामानां तु उपभोगेन नैव शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूयएवाऽभिवर्धते ॥ (मनु)

પ્રકટ થયેલો કામ એ કામનાના ઉપભોગ વડે કદી પણ શાન્ત થતોજ નથી. શાન્ત હોય એવું જેઓ માને છે, તેમની મ્હોટી ભૂલ છે. કેમકે અગ્નિમાં ઘીની આહુતિઓ આપવાથી એ અગ્નિ શાન્ત થવાનો બદલે વૃદ્ધિનેજ પામે, તે પ્રમાણે કામાગ્નિ-વિષયાગ્નિ પણ ભોગરૂપી આહુતિઓના પ્રદાનથી શાન્ત થવાને કે બુઝાઈ જવાને બદલે વૃદ્ધિનેજ પામે છે.

આ સિદ્ધાન્ત—આ સત્ય—આ શાસ્ત્રવચનનું મૂલ્ય આગળના આર્યધર્મવીરોથી કાંઈ અજાણ્યું ન્હોતું; એથી તેઓ વિષયના ચિન્તવનને પણ મહાદોષરૂપ ગણીને બિલ્કુલ અવકાશ દેતા નહિ. દિવસ રાત અભ્યાસ કરતા અવકાશ મળે ત્યારે પ્રણવનો જપ કરતા. રાત્રિમાં જ્યારે આલસ્યનું પ્રાબલ્ય વધે અને નિદ્રાના સંદેશા આવવા લાગે ત્યારેજ પથારી પર પડતા અને પડયા કે તુરત શાન્ત ચિત્તથી સુષુપ્તિમાં લીન થઈ જતા. એ નિદ્રા પણ દિવસના પૂરતા પરિશ્રમને લીધે સ્વપ્નશૂન્ય, શાન્ત અને સુખરૂપ આવતી. રાત્રિના બે કલાક બાકી હોય ત્યાં તેઓ પથારીનો પરિત્યાગ કરીને ભગવદ્‌ભજન, અધ્યયન અથવા શ્રીઇષ્ટસ્મરણમાં ચિત્તને પરોવી દેતા. ત્યાર પછી શૌચ, સ્નાનાદિ નિત્યકર્મોથી પરવારી પાછા પોતાના સ્વાધ્યાયમાં જોડાતા. અલ્પ આહાર અને અલ્પનિદ્રાનું મુખ્ય પ્રયોજન એજ છે કે, તેથી આલસ્ય-પ્રમાદ-બેચેની-ખોટી વાસનાઓ-કુતર્ક કે નિદ્રાકાલે સ્વપ્નાઓ નથી આવતાં. અધિક સુનારા ઉંઘણસીને તેમજ પ્રાતઃકાળમાં સૂઈ રહેનારા આળસુને અવશ્ય ખરાબ સ્વપ્નો આવે છે. વધારે નિદ્રા કરવાથી જડ—સ્થૂળ શરીરમાં સૂક્ષ્મ શરીર શાન્ત રહી શકતું નથી; તેથી તેમાં મન અનેક તર્કવિતર્કનાં જાળાં ગુંથવાનું કરોળીઆનું કામ ચાલુ કરે છે. હૃદયમાં ભ્રમનું વૃક્ષ ઉભું થાય છે. માટે વ્હેલા ઉઠી શૌચાદિથી પરવારી, પાંચ સાત દાણા માલકાંકણાનાં મ્હોંમાં નાંખી, પોતાના કાર્યમાં લક્ષ લગાવે છે. ખરાબ-વિષયવર્ધક પ્રાણી પદાર્થો તરફ નજર કરતા નથી, તેવો વિચાર કરતા નથી, તેવી વાતો સાંભળતા નથી. વૃત્તિ કે સ્મૃતિને એ દિશામાં કદિપણ દોડાવતા નથી, પરંતુ નિરંતર બ્રહ્મના ધ્યાનમાંજ મગ્ન રહ્યા કરે છે; તેમને કામ ક્યાંથી સ્પર્શી શકે? મોહ કેમ ભમાવી શકે ? માયા શું સતાવી શકે? અને સ્વપ્ન સૃષ્ટિનું મૃગજલ કેમ ડુબાવી શકે ?

આવાં ઉગ્ર મનોબળ, પવિત્ર વર્તન અને સંસર્ગપરિત્યાગના બળથીજ આર્ય બ્રહ્મચારીઓ જગતની બજારમાં ભારતની કિંમત કોહીનુર જેવી કરાવી ગયા છે. આવા માર્ગના અવલંબનથીજ તેઓ નવનિધિ અને અષ્ટસિદ્ધિ મેળવી ચુક્યા છે. આવાં અવિચલિત વ્રત નિયમથીજ ભગવાન્ તીર્થંકરો, આર્યશાસ્ત્રકાર, દર્શનકાર અને સ્મૃતિકાર, ગૌતમ, કણાદ, પતંજલિ, વ્યાસ, વાલ્મિકી આદિ મહાન્ ઋષિયો, વેદાંતપ્રચારક શંકરાચાર્ય અને બૌધમન પ્રચારક કપિલમુનિ-ગૌતમબુદ્ધ, એવાજ ઉગ્રવર્તનવાળા હેમચંદ્ર સૂરિ, બપ્પભટ્ટ સૂરિ કે જયવિજય આ જગતમાં શાશ્વત જય મેળવીને ધર્મના પવિત્ર માર્ગને પોતાની નિર્મળ પ્રભાથી પ્રકાશિત કરી ગયા છે. અને એજ માર્ગ છે કે જેના અવલંબન અને અનુસરણમાંજ ભારતનો પુનરૂદ્ધાર-તેના ધર્મોનો જીર્ણોદ્ધાર, તેનાં બાળકોનું પુનરૂજ્જીવન અને તેના જ્ઞાનનો પુનઃપરિષ્કાર સમભાવે સમાઈ રહ્યો છે. આજે એ મનોનિગ્રહ વિના હિંદનું વ્હાણ અસ્થિરતાના મહાસાગરમાં ઝોકાં ખાતું, વૃત્તિ વાયુના વટોળિયા પર ચ્હડીને વિષયની ખારીમાં ચક્કર ખાતું, અધર્મના વિનાશકારક ખરાબાપર અથડાવા લાગ્યું છે. ધડોધડ લાગતી પવનની ઝડીઓથી સખત પત્થરના વધારે સખ્ત ખડકનાં બહાર નીકળેલાં જડબાંઓમાં એ વહાણ પછડાય છે, અથડાય છે. તેનાં પાટીઆંઓ એક પછી એક ભાગીને ખસી જવા લાગ્યાં છે. તેમાં થઈને પાણીનાં તોફાની મોજાંઓ વહાણમાં ધસવા લાગ્યાં છે અને મૃત્યુશય્યાપર પડેલા મનુષ્યની પેઠે એ વહાણ પણ "ઓ ડુબ્યું ! ઓ ચાલ્યું !" થઈ રહ્યું છે. આત્મપ્રિય, ધર્મપ્રિય, શ્રદ્ધાપ્રિય પ્રવાસી વીરાઓ ! એ ભરદરિયે ડુબતાં વહાણને જો બચાવવું હોય અને આ ભવસાગરને પેલેપાર જો સહિસલામત ઉતરવું હોય, તો ઉપર દર્શાવેલા

માર્ગમાંથી નિશ્ચયનાં નવાં પાટીઆં સંગ્રહી આ તમારા અસ્તવ્યસ્ત થતા વહાણને જોડો, તેને દૃઢ અને મજબુત એવા સંયમના ખીલા લગાવો. સંગપરિત્યાગનાં તેની બન્ને બાજૂએ ત્રાંબાનાં પત્રાં છેક તળીઆં સૂધી ઠોકી દો અને શ્રદ્ધાના શઢ ચ્હડાવીને પશ્ચિમ છોડી પૂર્વ દિશા તરફ આગળ વધો. ખરાબાના માર્ગમાંથી પાછા વળો. પછી જૂઓ કે ધડધડાટ કરતું તમારૂં વહાણ મોક્ષબંદરને કિનારે કેવું ત્વરાએ જઈ પહોંચે છે ? પછી જૂઓ કે, તમારા વિજયનો ડંકો દિગંતને ભેદીને શ્રી પરમાત્માના ચરણસૂધી જઈ પહોંચે છે કે નહિ ?

શાસ્ત્ર, ધર્મ, કે તત્વજ્ઞાનની નજરે જોતાં દુનિયાંમાંના બધા મત સંપ્રદાયો, આ સાધનને જ સર્વોત્તમ સાધન કહે છે. તેમાં પણ તર્ક, વિચાર, દર્શન, આલોચના અને મન્થનપ્રધાન પ્રાચીન આર્યશાસ્ત્રો, વેદમત, જૈનમત અને બૌધમતના સિદ્ધાંતોમાં તો મનોનિગ્રહ-મનોજયને જ માનવની મહત્તા અને મોક્ષમંદિરના દ્વારમાં પેસવાની કળરૂપે વર્ણવે છે. **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** બંધન, સુખ અને દુઃખ એ બધાંનું કારણ મન જ છે. મનને જીત્યું ત્યાં, મોક્ષ, મહત્તા, સુખ, સંતોષ અને આનંદ છે. મનથી છતાયો તેને દુઃખ-આફત, તરફડાટ, લઘુતા, ચિંતા, નરક અને બંધન છે. માટે એ, શિક્ષણમાં પાછા પડનારા, શક્તિ, સ્મૃતિ અને સમજશક્તિ ગુમાવી બેઠેલા વિદ્યાર્થીઓ ! વકીલાત, ડાક્ટરી, ઇજનેરી કે આર્ટસલાઇન જેવી યુનિવર્સીટીની કોઈ ઉંચી જ્ઞાનશાખાને પકડીને અધવચ્ચે લટકી પડનારા અથવા વારંવાર નિષ્ફળ નિવડનારા એ યુવકો ! દિવસરાત ધંધામાં અંધા થઇ દોડાદોડી કરવા છતાં જશને બદલે જુતિયાં ખાઇને નિરાશાની ખાઇમાં હડનારા ઓ જવામર્દો ! ધર્મ-અર્થ-કામ અથવા મોક્ષની કોઈ પણ લાઇન પકડી ઇશ્વિરની દિવ્ય યુનિવર્સીટીમાં અભ્યાસ કરી કર્મ દેવતાના કુઠારાઘાતથી વારંવાર નાપાસ અને નિરાશ થનારા એ માનવબંધુઓ ! આ લોકમાં કે પરલોકમાં, સમાજમાં કે રાજકાજમાં, વ્યવહારમાં કે પરમાર્થમાં, ધર્મમાં કે કર્મમાં, ધનમાં, તનમાં કે મનમાં અથવા એ સર્વથી શ્રેષ્ઠ એવા સર્વોત્તમ આત્માના પ્રદેશમાં આગળ વધવું હોય તો સત્સંગથી, અસત્સંગના ત્યાગથી તેમજ અભ્યાસ અને વૈરાગ્યથી **મન ઉપર રાજ ચલાવતાં શીખો**; મનને તમારાપર રાજ કરવા ન દો. મન એ હાથી છે. તેનાપર અભ્યાસના અંકુશ અને ત્યાગની અંબાડી વડે સવાર થઇ સંસારસંગ્રામમાં આગળ વધો. જય તમારો છે; કેમકે મંગલાચરણમાં જ તમે મનને જીત્યું છે. મનને જીતનારો અજીત કહેવાય છે. માટે દૃઢ પ્રયાસ કરી નિયમિત જીવન ગાળી, ધર્મ-કર્મનું પાલન કરી, પરોપકારની દોરી હાથમાં ધરી, સર્વને પોતાના સરખાં જ સમજવાની અભેદબુદ્ધિમાં—આત્માનુભવનિધિમાં ઉંડા ઉતરી, મનને જીતો. ભાઇઓ ! મનને જીત્યું કે તમે જગને જીતી ગયા એમ નક્કી માનજો.

મન જીત્યું તેણે સઘળું સાધ્યું ! ચરણે પ્રકૃતિ મલ્લ ખડી રે;
દેશ વિદેશ જીત્યા થકી શું થયું ? મન ન જીતાયું તો ધૂળ પડી રે !

આથી વિશેષ શું ?

સર્વનો હિતચિંતક,
જન સંઘનો દાસાનુદાસ
દીન—**વસંત.**

# સ્ત્રીઓનું જીવન.

લખનારઃ—રા. રા. ભોગીંદ્રરાવ ર. દિવેટિયા બી. એ.

**પ્રસ્તાવના.—**

"સ્ત્રી, પુરૂષની અર્ધાંગના છે, સ્ત્રી વિના ગૃહ નથી. રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે" એ સિદ્ધાન્તો જાણ્યા પછી એમનું જીવન ઉત્સાહભર્યું આનંદભર ઉપયોગી ન કરીયે તો દોષ કોનો? આ લખનો ઉદ્દેશ—આશય જૈન બન્ધુઓના ગૃહજીવન વધારે આનંદનિર્ભર, શાન્તિપ્રદ બને એજ છે; જૈનેતરની ટીકા કે આક્ષેપ નથી અને એજ વૃત્તિથી વંચાશે એવી આશા છે.

**કન્યા—**સામાન્ય રીતે જૈનોમાં કેળવણી—તેમાંએ સ્ત્રીકેળવણી મુદ્દલ નથી. પુરૂષવર્ગ—યુવાનવર્ગને વિદ્યા પ્રત્યે ભાવ વધતો જાય છે અને આનું પરિણામ એ આવે છે કે ઘણીવાર યુવાનવર્ગના ગૃહજીવન અસંતુષ્ટ નિવડે છે. મૂળતો હિંદુ સંસારમાં કોણ જાણે કેમ પુત્રીજન્મ એટલો હલકો મનાયો છે કે બાલ્યાવસ્થાથીજ કન્યાઓ પ્રત્યે એમનામાં ઉત્તમ ગુણોનું પ્રતિપાદન કરવા ઓછું લક્ષ અપાય છે. મૂળ માતા અજ્ઞાન—પિતા વ્યાપાર રોજગારને અંગે અને કાંઇક બાલક પ્રત્યેનાં કર્તવ્યના અજ્ઞાનપણાને લીધે ગૃહજીવન ગાળતા ન હોવાથી બાલકો બાગના કુમળા છોડની માફક નહિ પણ જંગલના વૃક્ષો માફક ઉગે છે, ઉછરે છે, ઉછેરાતાં નથી. મુંબાઇ, અમદાવાદ, સુરત જેવાં શહેરોમાં કન્યાઓ નિશાળે જાય છે, પણ તે મોકલવા ખાતરજ, દ્રવ્યવાન્ ધારે તો વિદ્યાનો લાભ આપી શકે. સામાન્યવર્ગ ઘેર બેઠાં તોફાન કરશે એજ વિચારે મોકલે છે, ત્યારે ગરીબ વર્ગ ઘરકામને લીધે કન્યાને કેળવણી આપી શકતો નથી. આમ છતાં અપાય તો પણ અનિયમિત અને ઉપલકીયાંજ. જૈનોમાં ધાર્મિક લાગણી વિશેષ છે, ને તે કેટલેક દરજ્જે પસંદ કરવા લાયક છે; છતાં કહ્યા વિના નહી ચાલે કે ધર્મના બ્હાને જૈન વિદ્યાર્થીઓ અભ્યાસમાં બહુજ અનિયમિત રહે છે. જૈનોની વર્ગમાં સરેરાશ હાજરી જોઇશું તો ઘણીજ ઓછી. જ્યાં છોકરાઓની આ સ્થિતિ ત્યાં કન્યાઓ અનિયમિત રહે એમાં શી નવાઈ? પરણ્યા પછી નિશાળે ન જવાય એ વિચાર ઘણાના મનમાં હોવાથી કન્યાઓની કેળવણી અરધેજ અટકી પડે પડે છે. સદ્‌ભાગ્યે શ્રાવિકાશાળાઓ થતાં આમાં કાંઇક સુધારો થયો છે.

કેળવણીના અભાવે—વાતાવરણ બહુ સારૂં ન હોવાથી પુરૂષવર્ગની નિયમિત ગેરહાજરીને લીધે કન્યાઓમાં સારા સંસ્કાર પડતા નથી એટલે માબાપના દોષે એમને પતિગૃહે શોસવું પડે છે.

**પત્ની—**જૈન સ્ત્રીઓ સામાન્ય હિંદુ સ્ત્રીઓની માફક ઘરરખ્ખુ, કરકસરથી ગૃહ નિભાવનાર—પતિપરાયણી હોય છે પરન્તુ નવો વર્ગ—શિક્ષિતવર્ગને આથી સંતોષ થતો નથી. દ્રવ્યવાન જૈનોને ત્યાં રસોઈ માટે ભટ હોય છે. સામાન્યવર્ગમાંજ રસોઇનું કાર્ય સ્ત્રીઓ પાસે હોય છે. કેળવાયલા જૈનો—જૈન યુવાનો વ્યાપારમાંજ જોડાય છે અને છૂટાછવાયા નોકરી કરે છે. એમણે કાલિદાસની શકુન્તલા, શેક્સપીઅરની પોર્શીઆ, ગોવર્ધનરામની ગુણસુંદરીનાં સ્વપ્નાં જોયાં હોય છે એટલે એમના ગૃહમાં એવી સુંદરીઓ જોઇએ, પણ લાવવી ક્યાંથી? કેળવણી લીધેલી ન હોવાથી વાંચી શકે નહિ, સમજી શકે નહિ, રીતરીવાજ, લાજમર્યાદા, સંયુક્ત કુટુમ્બને લીધે ફરીહરી શકે નહી, સાથે લઇ જઈ શકે નહી એટલે નિરાશા—અસંતોષ ઉત્પન્ન થાય. આનું પરિણામ એ આવે કે પુરૂષોને સામાન્ય રીતે ગૃહ કરતાં નાટક, સીનેમેટો-

ગ્રાહ, પાર્ટી અને છેવટે દુકાને બાર-બાર વાગ્યા સુધી રહે ગૃહ એ માત્ર હોટેલ, નિવાસસ્થાન તરીકેજ લેખાય. પત્નીઓ માત્ર વિના પગારની રસોયણ કિંવા વૃત્તિ સંતોષનાર વ્યક્તિ લેખાય.

સ્ત્રીઓ—દ્રવ્યવાનની સ્ત્રીઓ મોતી-સોના-હીરા જડીત ઘરેણાં પહેરી દેવદર્શન જાય એટલે સંતોષાય. નવરાં પડે નિંદા કે કુથલી થાય એમાં દોષ કોનો? સ્ત્રીઓનું આવું જીવન ગળાવી-હાથે કરી ગૃહનો આનંદ-નષ્ટ કરનાર પુરૂષોજ છે. કેલવણી આપી પિતા, પતિ તરીકેની ફરજ શા માટે અદા ન કરવી? દુકાનમાં અજાણ્યા ગુમાસ્તાને કેળવી કેમ હોંશીયાર કરો છો? દુકાનધંધો પડી ગયો હોય તો રાત્રી દિવસ મથી કેમ ધીકતો કરો છો? તો પછી આપણી સ્ત્રીઓ જેમાં સફ્રેજીટનો પવન નથી, પતિ તેજ પરમેશ્વર માને છે તેઓ તમારે માટે તમારા એક મીઠા બોલ માટે, ત્હમારા સુખ માટે શું નહિ કરે? ધંધા ઉપરાંતનું બાહ્ય જીવન બંધ કરો, રાત્રીના—વાર તહેવારે કુટુમ્બમાં બેસો-વાર્તાવિનોદ કરો, એમનામાં ઉચ્ચ સંસ્કાર પાડો, અને જુવો પછી શું પરિણામ આવે છે?! સ્હવારના બજારમાં, બપોરે બજારમાં, રાત્રે નાટક, પાર્ટી કે બજારમાં-રજાને દહાડે જમાતમાં તમારી માતા, બ્હેનો, ત્હમારી પત્નીઓ, તમારી પુત્રીઓ પાસે કેટલો સમય બેસો છો ત્હેનું સરવૈયું કાઢો. મૂળ અજ્ઞાન હોય અને પછી સુધરવાના પ્રસંગો-સાધનો ત્હમે પૂરાં ન પાડો પછી એઓ એવાંજ રહે એમાં દોષ કોનો?

માતા—પાયોજ કાચો પછી મકાન ક્યાંથી મજબૂત થાય? આમ નિઃસત્વ જીવન ગાળ્યું હોય, બાહ્યજીવનનો અનુભવ ન હોય, જગતની સપાટી ઉપર શા શા પરિવર્તનો થાય છે ત્હેનું ભાન ન હોય, વિદ્યા શું? સાયન્સ શું? ધૈર્ય શું? કર્તવ્ય શું? જીવન શું? એ પોતેજ સમજતી ન હોય પછી માતા બાલકનામાં ક્યાંથી ઉન્નત વિચારો આણી શકે? ઘરકુકડી જીવન ગાળવાથી, બાલ્યાવસ્થાથીજ નિરૂત્સાહી જીવન ગાળવાથી શરીર અને મન પ્રફુલ્લિત ન રહે પછી એ છોડનાં પુષ્પો ક્યાંથી ખીલે?

વિધવા—આપણી આર્ય સ્ત્રીઓ ને તેઓમાં જૈનોમાં ધર્મની વૃત્તિ એટલી સચોટ છે કે એ વૃત્તિ સ્ત્રીઓમાં ન હોત તો આપણામાં આવત કે કેમ તે શક છે. વિધવાઓનાં જીવન હિંદુ સંસારમાં હાલના બાવારૂપ છે. વિધવાઓ પ્રત્યે પૂજ્ય ભાવ ન હોવાથી—એમનામાં જ્ઞાન ન હોવાથી કુટુંબમાં ક્લેશ અને દુઃખરૂપ થઈ પડે છે.

સવારસાંજ મંદિરમાં-ઘરકામ અને વાર્તાવિનોદમાંજ જીવન જાય છે પરંતુ આ વિધવાઓમાં સારા સસ્કારવડે એમને એમના કર્તવ્યનું ભાન કરાવવામાં આવે તો નર્સીંગએસોશીએશનની, સ્ત્રીશિક્ષકોની, બાળકો ઉપર ઉચ્ચ સંસ્કાર પાડનારની-ધર્મોપદેશિકાની-યુવતિઓ તેમજ કન્યાઓને શુદ્ધ કેળવણી આપનાર લાગણીવાળી માતારૂપ આધેડ સ્ત્રીઓની જરૂર રહે નહી. પણ એ ક્યારે? કન્યા અને પુત્રમાં તફાવત જાય, મહાત્માઓ પણ સ્ત્રીનાજ પેટેજ જન્મ્યા હતા માટે સ્ત્રીઓ પૂજનીય છે, સ્ત્રીઓને જેટલી હલકી રાખીયે છીએ તેટલી આપણી હલકાઈ છે એમ માનીએ, કન્યાને યોગ્ય વિદ્યા આપીએ, પતિ તરીકે આપણે એમને જીવનમિત્ર ગણી એમની સાથે વધારે સહવાસમાં આવી, ગૃહજીવન ગાળી એમને આપણી સાથે આપણા જેવાં કરીએ-એમનામાં ઉત્સાહ—આનંદ—રેડીયે એ માત્ર વિષયવાસનાનું સાધન નથી પરંતુ એક જરૂરની વ્યક્તિ છે—આપણે પોતેજ છીએ એમ માનીએ ત્યારે.

વિલાસવિલા સાંટાક્રુઝ.

---

# नेमिनाथ चतुष्पादिका.

## राजिमातिनो सखी साथे संवाद.

### प्राचीन गुजराती साहित्यनो नमुनो.

સોહગ સુંદર ઘણુલોયન્નુ, સુમરવિ સામિઉ સામલવન્નુ
સખિ પતિ રાજલ ચડિ ઉત્તરિય, બારમાસ સુણિ જિમ બજ્જરિય, ૧
નેમિકુમરુ સુમરવિ ગિરનારિ, સિદ્ધી રાજલ કન્નકુમારિ ॥ આંકિણી ॥
શ્રાવણિ સરવણિ કડુયં મેહુ, ગજ્જઇ વિરહિરિ ઝિઝઇ દેહુ,
વિજ્જુ ઝબક્કઇ રખસિ જેવ, નેમિહિ વિણુ સહિ સહિયઇ કેમ ? ૨
સખી ભણુઇ સામિણિ મન ઝૂરિ, દુજ્જણુ તણા મ વંછિત પૂરિ,
ગયઉ નેમિ તઉં વિણુઠઉં કાઇ, અછઈ અનેરા વરહ સયાઇ. ૩
બોલઇ રાજલ તઉ ઇહુ વયણુ, નત્થી નેમિ સમં વર રયણુ,
ધરઇ તેજુ ગહગણુ સવિ તાવ, ગયણિ ન ઉગ્ગઇ દિણયરુ જાવ. ૪
ભાદ્રવિ ભરિયા સર પિક્ખેવિ, સકરુણુ રોઅઇ રાજલ દેવિ,
'હા એકલડી મઇ નિરધાર, કિમ ઉવેખિ (ખિ) કરુણાસાર.' ૫
ભણઇ સખી રાજલ મન રોઇ, નીઠુરુ નેમિ ન અપ્પણુ હોઇ,
સિંચિય તરુવર પરિ પલ્લવંતિ, ગિરિવર પુણુ કડ ડેરા હુંતિ. ૬
સાચઉં સખિ વરિ ગિરિ ભિજ્જંતિ, કિમઈ ન ભિજ્જઇ સામલ કંતિ,
ઘણુ વરિસંતઇ સર ફુટ્ટંતિ, સાયરુ પુણુ ઘણુઓહ ફુલિંતિ. ૭
આસો માસહ અંસુ પ્રવાહ, રાજલ મિલ્હઇ વિણુ નમિનાહ,
દહઇ ચંદુ ચંદણુ હિમ સીઉ, વિણુ ભત્તારહ સઉ વિપરીઉ. ૮
સખિ નવિ ખીના નેમિહિ રેસિ, મન આપણુ પઉં તઉં ખય નેસિ,
કણિ દિખાડિઉ પહિલઉં છેહુ, ન ગણિઉ અટ્ઠ ભવંતર નેહુ. ૯
નેમિ દયાલુ સખિ નિરદોસુ, કીજઈ ઉગ્રસિણુ ઊપરિ રોસુ,
પસુય ભરાવિઉ મૂકઉ વાડુ, મુઝુ પ્રિય સરિસઉ કિયઉ વિહાડુ. ૧૦
કત્તિગ કિત્તિ ગઈ ગઇ સંઝ, રજ્જમતિ ઝિઝિઉ હુઈ અતિ ઝંઝ,
રાતિ દિવસુ અછઇ વિલવંત, વલિ વલિ દયકરિ દયકરિ કંત. ૧૧
નેમિ તણી સખિ મૂકિ ન આસ, કાયરુ બઝ્ગઉ સો ઘરવાસ,
ઇમઇ દરી સનેહલ નારિ, જાઈ કોઇ છંડવિ ગિરનારિ. ૧૨
કાયરુ કિમ સખિ નેમિ જિણુંદુ, જિણિ રિણિ ચિત્તઉ લખુ નરિંદુ,
કુરઇ સાસુ (જુ ?) જન અગ્ગસિ નાસ, તાવ ન મિલ્હઉં નેમિ હિ આસ. ૧૩
મગસિરિ મગ્ગુ પલોઅઈ બાલ, દાગુ ધરિ પન્નાગુહ નયણુ વિસાલ,
જો મઈ મેલઇ નેમિ કુમાર, તસુ જી વેલવદઉં સવિ વાર. ૧૪

એહુ કહાઅહુ તઉં સખિ મિલ્હિ, કરિસિ કાઇ તિણિ નેમિહિ હિલિ,
મંદિ ચડાવિઉ જ્ને ફિરમાલિ, હે હે કુ કરઇ ટોહણુ કાલિ. ૧૫
અહૃ ભવ સેવિઉ સખિ માઈ નેમિ, તસુ ઊમાહઉ કિમ ન કરેમિ,
અવગન્નેસઇ જઈ માઈ સામિ, લગ્ગી અચ્છિસુ તોઇ તસુ નામિ. ૧૬
પોસિ રોસ સવિ છંડિવિ નાહ, રાખિ રાખિ મઇ મયણહ પાહ,
પડઈ સીઉ નવિ રયણિ વિહાઇ, લહિય છિદ્દ સવિ દુખ આમાઇ. ૧૭
નેમિ નેમિ તૂ કરતી મુદ્ધિ, જુવ્વણુ જાઇ ન જાણિ સિ સુદ્ધિ,
પુરિસ રયણુ ભરિયઉ સંસારુ, પરણિ અનેરઉ કુઈ ભત્તારુ. ૧૮
બોલી તઉં સખિ ખરી ગમારિ, વરિ અછંતઈ નેમિ કુમારિ,
અન્નુ પુરિસુ કુઈ અપ્પણુ નડઇ, ગઇવરુ લહિઉ કુ રાસભિ ચડઈ. ૧૯
માહ માસિ માચઇ હિમરાસિ, દેવિ ભણુઈ મઇ પ્રિયલઇ પાસિ,
તઈ વિણુ સામિય દહઈ તુસારુ, નવ નવ મારિહિ મારઈ મારુ ૨૦
મેહુ સખિ રોઇસિ સહુ અરન્નિ, હત્થિ કિન્નામઈ ધરણુઉ કન્નિ,
તઉ ન પતિ જિસિ માહરી માઇ, સિદ્ધિ રમણિ રત્તઉ નમિ જાઇ. ૨૧
કંતિ વસંતઇ હિયડામાહિ, વાતિ પતી જઉં કિમહ લસાઇ,
સિદ્ધિ જાઈ તઉ કાઇતિ ખીહ, સરસી જા ઉત ઉઅસેણુ ધીય. ૨૨
ફાગુણ વાગુણિ પન્ન પડંતિ, રાજલ દુખિ કિતરુ રોયંતિ,
ગબ્ભિ ગલિવહઉં કાઈ ન મૂય, ભણઇ વિહંગલ ધારણિ ધૂય. ૨૩
અંજિઉ ભણિઉં કરિ સખિ વિમ્માસિ, અછઇ ભલા વર નેમિહિ પાસ,
અનુરાખિ મોદક જઉ નવિ હુંતિ, ક્ષુહિય સુહાલીકિ ન રૂચ્ચતિ. ૨૪
મણહ પાસિ જઇ વહિલઉ હોઇ, નેમિહિ પાસિ તતલઉ ન કોઈ,
જઈ સખિ વરઉં ત સામલ ધીરુ, ઘણ વિણુ પિયઇ કિ ચાતકુ નીરુ. ૨૫
ચૈત્ર માસિ વણસઇ પંગુરઇ, વણિ વણિ કોયલ ટહકા કરઈ,
પંચબાણ કરિ ધનુપ ધરેવિ, વેઝઇ માંડી રાજલ દેવિ. ૨૬
જાુઈ સખિ માતઉ માસુ વસંતુ, કણિ ખિલિજ્જઈ જઇ હુઇ કંતુ,
રમિયઇ નવ નવ કરિ સિણગારુ, લિજ્જઇ જીવિય જુવ્વણુ સારુ. ૨૭
સુણિ સખિ માનિઉ મુઝુ પરિયણુ, નવિ ઉવરિયિઉ બંધવ વયણુ,
જઉ પડિવન્નઈ ચુક્કઇ નેમિ, જીવિય જુવ્વણુ જલણિ જલેમિ. ૨૮
વઇસાહહ વિહસિય વણુરાઈ, મયણુ મિત્તુ મલયાનિલુ વાઈ,
ફ્રદિરિ હિયડા માઝિ વસંતુ, વિલવઇ રાજલ પિખિઉ કંતુ. ૨૯
રાખી દુખ વીસરિવા ભણઇ, સભલિ ભમરઉ કિમ રુણુઝુણઇ,
દીસ પંચ થિરુ જોવ્વણ હોઇ, ખાઉ પિઉ વિલસઉ સહુ કોઈ. ૩૦
રમણિ પસંસઈ રાજલ કન્ન, જીહ કંતુ વસિ તે પર ધન્ન,
જસુ પ્રિઉ ન કરઈ કિમઈ મુહાડિ, સા હઉં ઇક્કિ જ ભુંડ નિલાડિ. ૩૧
જિઠ્ઠ વિરહુ જીમ તપ્પઇ સૂરુ, ઘણુ વિઉગિ સુસિય નૂહિ પૂરુ,
પિખિઉ કુલિઉ ચંપઇ વિલ્લિ, રાજલ મૂછી નેહ ગહિલ્લિ, ૩૨

મૂછી રાણી હા સખિ ધાઉ, પડિયઉ ખંડઇ જેવડુ ધાઉ,
દરિય મુઠ ચંદણ પવણેહિં, સખિ આસાસઈ પ્રિય વયણેહિં. ૩૩
ભણઇ દેવિ વિરતી સંસાર, પડિખિ પડિખિ મઇ જાદવ સાર,
નિય પડિવન્નઉં પ્રભુ સંભારિ, મઇ લઇ સરિસી ગઢિ ગિરિનારિ. ૩૪
આસાઢહ દિઠુ હિયઉં કરેવિ ગજ્જુ વિજ્જુ સવિ અવગન્નેવિ,
ભણઇ વયણ ઉગ્રસેણહ જાય, કરિસુ ધમ્મુ સેવિસુ પ્રિયપાય. ૩૫
મિલિઉ સખી રાજલ પભણંતિ, ચિણય જેમ નમિ રિય ખજ્જંતિ,
અઙગીઆત્ય સખિ ઝંખિ મન આલ, તપુ દોહિલ્લઉ તઉં સુકુમાલ. ૩૬
અઠ ભવ વિલસિઉ પ્રિયહ પસાઈ, કિમઈ જીવુ સખિ ! સંખહ ન થાઈ,
હિવ પ્રિય સરિસઉં જીવિય મરણુ, ઇણિભવિ પરભવિ નિમિ જુ સરણુ. ૩૭
અધિકુ માસુ સવિ માસહિ ફિરઇ, છહરિતુ કેરા ગુણ અણુહરઇ,
મિલિવા પ્રિયઉ બાહુલિ હૂય, સઉ મુકલાવિઉ ઉગ્રસેણ ધૂય. ૩૮
પંચ સખી સઈ જસુ પરિવારિ, પ્રિય ઊમાહી ગઈ ગિરિનારિ,
સખિ સહિત રાજલ ગુણરાસિ, લેઈ દિખ પરમેસર પાસિ. ૩૯
નિમ્મલ કેવલનાણ લહેવિ, સિદ્ધી સામિણિ રાજલ દેવિ,
રયણસિંહસૂરિ પણમવિ પાય, બારઇ માસ ભણિયા માઈ ભાય. ૪૦

---

## શ્રી વિનયચંદ્ર સૂરિકૃત શ્રી નેમિનાથ ચતુષ્પદિકા:

આ ૪૦ પદની 'રાજીમતી અને તેની સખીના સંવાદ રૂપમાં' નાનકડી ચોપાઈ છે તે ***પ્રાચીન ગુજરાતી**ના નમૂના રૂપે છે. કર્તાનું નામ ચોપાઇની અંદર નથી, પરંતુ લખેલા પુસ્તકમાં લેખકે ચોપાઇની અંતમાં '**श्री विनयचंद्रसूरिकृत नेमिनाथ चतुष्पदिका**' આ પ્રમાણે લખેલું હોવાથી, કોઇ વિનયચંદ્ર નામના પંડિતે બનાવેલ છે એમ સ્પષ્ટ જણાય છે, તેમના ગુરૂનું નામ અથવા ગચ્છપતિનું નામ 'રત્નસિંહ સૂરિ' હતું એમ ૪૦ માં પદના 'રયણસિંહસૂરિ પણમવિ પાય' આ ત્રીજા પાદ ઉપરથી જણાઈ આવે છે. એ સિવાય 'તેઓ ક્યા ગચ્છમાં અને ક્યારે થયા?' એ શંકાનું સમાધાન સાધનાભાવે થવું મુશ્કિલ છે, છતાં એટલું તો લખેલી પ્રતિ ઉપરથી માલમ પડે છે કે ૧૪ મી સદીના પૂર્વાર્દ્ધમાં અથવા એનાથી પણ પૂર્વેના કોઇ સમયમાં આ ચૌપાઇ રચાઇ છે. કેમકે જે પુસ્તકમાં મ્હને આ ચોપાઈ મળી આવી છે, તેના અંતમાં "સંવત્ ૧૩૫૩ ભાદ્રવા શુદી ૧૫ રવૌ ઉપકેશ ગચ્છીય પં. મહીચંદ્રેણ લિખિતા પુ૦" આ પ્રમાણે લખેલું હોવાથી સંવત્ ૧૩૫૩ ની પૂર્વે ના કોઇ પણ સમયમાં એની રચના થઇ એસ્વતઃ સિદ્ધ છે.

*J. S. (Patan)*

---

* બીજી સાહિત્ય-પરિષદ્ના વિદ્વાન પ્રમુખ શ્રી કેશવલાલભાઈ ધ્રુવના "પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું પડે છે." આ કથન પ્રમાણે.

# નવા બાલકને—

હસ બાલ સખે! નવનીત મુખે
નવ નાજુક ને મધુરા વદને
મધુ હાસ હસી
નવ રાસ રચી
શિશુ બાલ પ્રિયે! કમનીય બની!— ૧
તવ જન્મ બગો, શુભ ચોઘડીએ
મુજ ગૃહ ઉગ્યો રવિ હાટકનો,
કુલ તારક તું!
મુજ બાલક તું!
રસમાંજ રમી રસથી વધ તું!— ૨
પજવે, ચિહડવે, કુદી કુદી ધસે
તુજ માત તણા મૃદુ અંક વિશે
તુજ માત વદે
" આગો—દુર રે'
" કર મસ્તી નહિ, રડવું પડશે. "— ૩
ચિહડમાં તુજને જરી માર પડે
રડવું જ તુને જરીમાંજ ગમે
તુજ માત વદે
'રડ-ના—રડ-ના
" રડી જા-રડી જા-નહિં મારૂં હવે "— ૪
રસબાલ નવા! તુજ માત ત્હને
દરરોજ અને ઘડીએ ઘડીએ
ચુંકી જેમ ખણે
તુંય તેમ રડે
રસ બાલક તોય તું ત્યાંજ રમે— ૫
તુજ પ્રેમ અતિ તુજ માત વિશે;
નકી બાલકની રમતો નિરખી
પ્રીતિ માતની જે
રતિ વ્હાલ ઝરે
પ્રતિ તે શિશુ વ્હાલ કરે નહિ શું?— ૬
ધરૂં મોદ ઘણો! કરૂં પ્રીતિ હદે
નવીની અધિકાધિક નિત ઊરે.
મુજ બાલ સખા
ફિર આવ સદા
રમવા—અતિ હોંશ મઝા કુદવા— ૭

તુજ ન્હાનકડું ! તુજ વ્હાલ ભર્યું
તુજ અર્ધ મીચ્યું ! તુજ અર્ધ લસ્યું
અણવિકસ શું
મધુરૂં મુખડું
મુજને જ ગમ્યું ! ઉરનેય રૂચ્યું— ૮
શિશુ બાલ રમો ! પ્રિય થૈજ રહો !
સુખમાંજ વસો ! રસથીજ વધો !
નિજ ગૃહ વિશે
અમી નેહ દિજે !
સહુને શુભ દો ! પિતુને પ્રિય હો !

મુંબઇ; ૨૭ જુલાઈ ૧૯૧૨ રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

## विधवा बहेनने आश्वासन.

શિરનો મુકુટ આધાર પ્રાણતણો ગયો ! ઉડી ગયો !
પ્રિય બ્હેન ! આ તુજ દેહ જીવવો નિરસ ને નિષ્ફલ થયો.
શોકાર્દ્ર થઇ આંસું ઝરે, આ જગત્ શૂન્ય થઇ ગયું,
વ્હાલાં બિચારાં આપની સ્થિતિ જોઈ કહે "આ શું થયું?"
જે દિવ્ય નિર્મળ દેહધારી કૂલ ભૂષણ વીર હતો,
જે હૃદયબળથી સ્નેહી દીનને વિસામો આપતો,
જે અન્યનાં દુઃખે દુભાઇ દુઃખ ફેડી નાંખતો,
તે સ્થંભ સ્વર્ગે સંચર્યાથી શોક દિલને ચીરતો.
જન્મભર જે સાલતાં દુઃખો ઘણાં આવી પડે,
પણ ધૈર્યવાળાં વેદતાં સમભાવથી તે ના પડે,
શત લાખ આઘાતો ભલે આ હૃદય-કુંદનને ઘસે,
નહિ આર્તરૌદ્ર કુધ્યાન કરવા તેનું મન તો શોધશે.
આંસું મહીં જો જો બહ્ની ! શું દુઃખ-ડુંગર શીખરે ?
આ આત્મમંથનમાં ભર્યો કલ્યાણ-સાગર સુધવે,
ભાવી હતું તે તો થયું, ઘટના જુનાં કર્મો તણી,
શૃંગાર છે નહિ દીનતામાં, જા પ્રભુભક્તિભણી.
તુજ સંતતિ સંભાળજે, પ્યારાં ગણી તું પાળજે,
એ દેવનાં બાલકભણી, તું દિવ્યનયન નિહાળજે,
પરમાર્થદૃષ્ટિથી અનેરી સેવના દિલ ધારજે,
આ બંધુને તેની પ્રસાદી આપી શોક નિવારજે.
ગત તે થયો ગત તું થશે, મારી ગતિ પણ તેહવી,
તે પૂજ્ય શુભગતિમાં ગયો, આપણ બધાને શોધવી,
બાપુ ! રડયે શું થઇ જશે, શ્રેયો ઘણેરાં સાધવાં,
જે કૃત્ય તેનાં, તે થકી, જશું પ્રભુને ભેટવા.

# જૈન.

( લેખકઃ—મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી—માંગરોલ. )

આ વિષયની શરૂઆત કરવા પહેલાં દુનિયાં અને તેની પરિસ્થિતિ તરફ લક્ષ આપીએ તો સમજાશે કે, ભિન્ન રૂચિના મનુષ્યો ભિન્નતામાં તણાતા નજરે પડે છે. એક બીજાની ભિન્નતા એક બીજાને પ્રહારક, કે ઉપહાસ્યાસ્પદ અથવા તો કલહોત્પાદક થઇ પડે છે. વિચારની વિભિન્નતા વિચાર કરતાં અટકાવે છે, આગ્રહી બનાવે છે, અને પોતા તરફ બીજાઓને ખેંચવા લલચાવે છે. ઘણીકવાર આવી પરિસ્થિતિમાં તણાતાં મનુષ્યો આગળ વધી શકતાં નથી, તત્વ નિહાળી શકતાં નથી, અને તેનો કોઇ વિદ્યાર્થિ-ઉમેદવાર નીકળે તો તેને મદીરામત્તની માફક ભાન ભૂલી, અવિચારી બની, પ્રહરવા-પરાસ્ત કરવા-છેવટ વગોવવા લોકો ધસી આવે છે; તેમજ પોતાના હૃદયપટમાંની જુની પુરાણી, જર્જરીત, નિર્માલ્ય અંધશ્રદ્ધાની દુર્ગંધને બહાર કાઢી, યથાર્થ અને સત્યસુગંધને દબાવી દે છે, લોકોને તેનો ઉપયોગ લેતાં અટકાવે છે, ભડકાવે છે, અને પોતાના જેવા દુરાગ્રહી બનાવે છે. આથી ઘણા ભાગે સત્ય છુપાયેલું રહી જાય છે. જાણતાં છતાં તેવું સત્ય પ્રકટાવવામાં ઉપલી બીના દૃષ્ટિ આગળ તરી આવે છે, અને તેથી ઘણા તત્વવેત્તાઓનું મન ઘણીકવાર નિર્બળ બને છે. આવાં કાર્યોમાં પોતાની સત્તાનું પ્રબળ ન હોય તો તેવા અધીકારીઓ, સત્તાધીશો, રાજામહારાજાઓને ઉશ્કેરી સત્યશોધકો અને સત્યપ્રકાશકોને, રાજ્યદંડ-અધિકાર-શિક્ષા કરાવી દબાવવામાં આવે છે. આ વાત ગતકાળના ઇતિવૃત્તો (ઇતિહાસો)માંથી પણ પુરવાર થાય છે. આ ટેવ આર્યાવર્તમાં નહિ, બલ્કે, ઘણાભાગે દરેક દેશોમાં અનુભવાયેલ છે; પણ જે કાર્ય મનુષ્યશક્તિ-મનુષ્યબળ નથી કરી શકતું, તે કાર્ય **જમાનો** કરી શકે છે. જમાનાની પ્રગતિ જો કે, બીજા સંજોગોને લઇને, ઉન્નતિના શિખર તરફ થાય છે, તો પણ આપણે કહીશું કે તેવા સંજોગોનું સેવન પણ જમાનો જ શીખવે છે. બીજીરીતે "સંજોગોથી ઉત્પન્ન થએલ એક જાતની સમષ્ટિભાવના"ને 'જમાનો' કહીએ, તો તે પણ અનુચિત અથવા અયોગ્ય નહિ ગણાય. વર્તમાન જમાનો શોધખોળનો, સત્ય સમજવાનો છે, જે વર્તમાન જમાનામાં વિચરતા મનુષ્યોનું વર્તન સિદ્ધ કરી આપે છે. એક તરફ વ્યાવહારીક—વૈદેશિક કેળવણીને લઇને, સમજ્યા પછી જ હા પાડવાની પડી ગએલ ટેવવાળા સાક્ષરોને નિહાળી, જુની આંખે જોનારા તેવાઓને ઉદ્ધત, અવિવેકી, શ્રદ્ધાહિન કહે છે; કેમકે તેઓ વગર સમજ્યે હાએ હા પાડતા નથી. આવા સાક્ષરોને માટે ખરી રીતે માન ધરાવવું જોઇએ. જેઓ સમજી શકે છે, અને સમજ્યા પછીજ સ્વીકાર કરે છે, તે જ સ્વીકાર જીંદગીના છેડાસુધી ટકી રહે છે. જેઓ લાજથી કે શરમથી હામાં હા મેળવી વર્તન કરે છે તેઓ પોતાના વિચારમાં મક્કમ રહી શકતા નથી, કેમકે જ્યાં પોતે પોતાના વિચાર શું છે તે ઓળખતા નથી, ત્યાં મક્કમતા શાની? અને કેમાં હોય? આવાઓ કરતાં તો શ્રદ્ધાવિનાના પણ સમજતાં **સમજી શકે**, યુક્તિપ્રયુક્તિઓ કરી શકે, શંકા સમાધાનનું સ્વરૂપ જાણી શકે, તેવા મનુષ્યો સો દરજ્જે સારા છે. જ્યારે ત્યારે પણ સમજવાનો

અધિકારી તે જ હોઈ શકે છે. સમજણ એ એક એવી અસર છે કે તેનો પટ હૃદય ઉપર જો દેવાયો તો તે પછી તે હૃદય ઉપર બીજી અસર ચોંટવા દે નહિ, અને હૃદય હૃદયવાનને પોતાને થએલી અસર મુજબ વર્તવા ફરજ પાડે છે. દુનિયામાં કોઇ પણ મનુષ્ય અંતઃકરણની ઇચ્છા વિના સ્વતંત્ર આનંદમયી પ્રવૃત્તિ કરી શકતો નથી. હૃદય વિરૂદ્ધ કોઇપણ દબાણથી જો કાંઇ કરવામાં આવે છે, તો ત્યાં આનંદ નથી, અને તેવા વર્તનને અનુભવ હૃદય વેદતો નથી, પણ ધીક્કારે છે.

ભેદો વિકલ્પને જન્મ આપે છે; વિકલ્પ વિકળતા પેદા કરે છે. વિકળતાથી ભાન ભૂલાય છે, અને તેથી મનુષ્યજીવન બગડે છે, નષ્ટપ્રાય થાય છે. અભેદ, ઐક્યતસંપાદક છે, અને ત્યાં વિકલ્પનો વિરામ છે. જ્યાં વિકલ્પાભાવ, ત્યાં જ જ્ઞાન છે: અને જ્યાં વિકલ્પ, ત્યાં અજ્ઞાન છે. ગમે તેટલી અપેક્ષાઓ સ્વીકારો, પણ એકબીજી અપેક્ષા, એકબીજીને મુકીને અધુરી સમજણ ગણાય છે. કહેનારાઓ પોતાના બચાવમાં, અને પોતાની ઉત્તમતાનો ઉલ્લેખ કરતાં વદે છે-લખે છે કે, "અમો આ અપેક્ષાએ આ વાત સ્વીકારીએ છીએ. તમો જે અપેક્ષાએ તમારી માન્યતામાં મગરૂર છો, તે અપેક્ષા અમારે માન્ય નથી. તમારી અપેક્ષા કરતાં અમારી અપેક્ષા શ્રેષ્ઠતમ છે." આવી રીતે સાપેક્ષશિરોમણી બનીને એકબીજાની અપેક્ષાથી જુદા પડતા, અને એકબીજાની અપેક્ષાને-માન્યતાને પ્રહરતા જ્યાં નજરે પડે છે, ત્યાં તેઓ અપેક્ષાની માન્યતામાં છેતરાયા છે, અને છેતરાય છે. **અપેક્ષાનો અર્થ એવો નથી કે એકબીજાએ એકબીજાથી જુદા પડવું. પણ અપેક્ષા, એ શીખવે છે કે એક બીજાની બોલવાની કે સમજવાની મતલબ દેખાવમાં-વર્તનમાં એકબીજાથી જુદી હોવા છતાં એક જ લક્ષ્યને લક્ષીને વર્તવું.** આ સમજણ સાપેક્ષતા સિદ્ધ કરે છે, પણ ઉપર લખી ગયેલી અપેક્ષામાં સાપેક્ષતા નથી, પણ શત્રુતા છે, જેને લઇને તેવાઓની સમજણ કે માન્યતા "આ સાપેક્ષ છે" એમ કહેવું એ મૃષાવાદનું સેવન કરવા જેવું છે. આનંદઘનજી મહાત્મા અનન્તનાથજીના સ્તવનમાં કહી ગયા છે કેઃ—

વચન નિરપેક્ષ, વ્યવહાર જુઠો કહ્યો,
વચન સાપેક્ષ, વ્યવહાર સાચો.

જ્યાં વચનમાં અપેક્ષા છે ત્યાં વિચારમાં અપેક્ષા હોવી જોઇએ. વિચારાપેક્ષા વર્તનમાં રહેવીજ જોઇએ. જ્યાં આવો સમૂહ હોય ત્યાં સમૂહો છતાં ભેદ નથી, અને સમૂહ છતાં જ્યાં ભેદ છે—વિવાદ છે, ત્યાં વચનસાપેક્ષતા-વિચારસાપેક્ષતા-વર્તનસાપેક્ષતા નથી; બલ્કે પછી પોતાના મનને ફોસલાવવા તેવાઓ તેમ માને. વસ્તુતઃ તેમનું વર્તનજ તેમની માન્યતાનું ખંડન કરે છે.

જુદીજુદી જાતના ખાતાઓની બનેલી ખાતાવહીનાં સરવૈયાં ખોટા નફાનાં ગમે તેવાં હોય, પણ દરેક સરવૈયાનો આધાર ઉપજખાતાના એક સરવાળા ઉપર રહે છે, અને તે સરવાળાના પરીણામે જ ખોટ અગર લાભની સમજણ સ્વીકારાય છે. ભિન્નભિન્ન સ્વભાવની અને સ્વાદની વનસ્પતિઓને એકત્ર કરી વૈદ્ય ગુટિકા બનાવે છે, તે ગુટિકાનો અમુકરોગપ્રતિઘાતક એક સ્વભાવ બને છે. તેમજ તીખી, કડુક, મધુર, આમ્લ વગેરે ભિન્ન રસોથી બનેલી રસની, એક નુતન સ્વાદને અર્પે છે. આવાં અનેક દ્રષ્ટાંતોથી એમ પણ

માનવાને સબળ કારણ મળે છે કે, ભિન્નતાને જો સુસ્થાને યોજવામાં યોજક પોતાની કુશળતાનો સદુપયોગ કરે, તો ત્યાં ભિન્નતા ટળી, ઐક્યતા આવી મળે છે અને તે હિતાવહ થઇ પડે છે. તેમ વિધિનિષેધના તેમજ ભિન્નાપેક્ષાદર્શક શાસ્ત્રો સ્થૂળ દૃષ્ટિથી અથવા તો બદ્ધ દૃષ્ટિથી ઉપલક ઉપલક, વાંચતાં, જે શાસ્ત્રોમાં એકબીજાથી વિરોધ નજરે ભાસતો હોય, તેજ શાસ્ત્રોને વિશાળ દૃષ્ટિથી વાંચનાર એકબીજા શાસ્ત્રોની સાંકળના મંકોડા, જે છૂટા છુટા રહેલા, તેને એકબીજા મંકોડા સાથે, જો પોતાના બુદ્ધિકૌશલ્યના સદુપયોગથી યોજે, તો ભિન્નભિન્ન શાસ્ત્રોની એક સાંકળ બની જાય. ભિન્નતામાંથી અભિન્નતા શોધી કાઢવી, અથવા તો ભિન્નતા, એ અભિન્નતાને સિદ્ધ કરનાર એક ઉત્તમ સાધન છે, એમ સમજાય, તો ભિન્નતા ટળી અભિન્નતા સર્વત્ર પ્રસરી રહે, એ નિઃસંદેહ છે. શાસ્ત્રો વિરોધી નથી, શાસ્ત્રમાં વિરોધ નથી, પણ જો વિરોધ હોય તો તે માત્ર દૃષ્ટિનો છે. સત્યને સત્ય તરીકે, અસત્યને અસત્ય તરીકે, આગ્રહી લખાણને આગ્રહી લખાણ તરીકે, નિરપેક્ષ એકાન્તને તે રૂપે, સાપેક્ષ અનેકાન્તને તથાપ્રકારે જો સમજવામાં આવે અને શોધી કાઢવામાં આવે તો, દરેક શાસ્ત્રોમાંથી દરેક શાસ્ત્રો વાંચતાં હેય, ઉપાદેય, અને જ્ઞેય એ ત્રિપુટીને ઉપયોગમાં લઇ વર્તતાં, કોઈ પણ વાંચકને કોઇપણ શાસ્ત્ર અહિતકર્ત્તા હોય એમ લાગતું નથી. વિદ્વાનોને માટે ખરી રીતે અમુક ધર્મ એ "અમારો ધર્મ છે" એમ કહેવા કરતાં "અમારી શોધખોળના પરિણામે અમારા વિચારો તેજ અમારો ધર્મ છે" એ માનવું વધારે શોભાસ્પદ છે. આ લેખના પ્રારંભમાં આટલી લાંબી પ્રસ્તાવના કરવાનો હેતુ માત્ર વધી ગએલી ભેદબુદ્ધિ જ છે, અને વર્તમાન કાળના કેટલાએક અનનુકરણીય પ્રસંગો છે.

પૂર્વ કાળમાં એક એવો ઉત્તમ પ્રવાહ પ્રચલિત હતો કે જે કાળમાં ગમે તે વિદ્વાન, ગમે તે સિદ્ધાંત અથવા પોતાના વિચારોને પુસ્તકદ્વારા અગર વચનદ્વારા જાહેર કરે, તો, તે જો સંપ્રદાય વિરુદ્ધ, ધર્મ વિરુદ્ધ, શાસ્ત્ર વિરુદ્ધ હોય, એમ બીજા વિદ્વાનોને ખાત્રી થાય તો તેને માટે બે પ્રકારના માર્ગો સ્વીકારાતા હતા. એક તો લોકોની જાણ માટે તેવા વિચારોને શાસ્ત્રાધારે, સપ્રમાણ યુક્તિપુરઃસર ખંડન કરી અને સત્ય શું છે તે દર્શાવતા હતા. બીજો માર્ગ એ હતો કે વિદ્વાનોની સભા કરી, અધ્યક્ષ નીમી, સામાસામા પોતપોતાના કથનને સિદ્ધ કરવા, સપ્રમાણ વિવાદ કરતા હતા, અને તેને અંતે નિર્ણય થાય, તે સત્ય મનાતો હતો. હાલમાં આ બન્ને માર્ગના આદર કરવામાં પ્રાયશઃ મંદતા જોવામાં આવે છે. એક વાર ધારો કે અમુક સંપ્રદાયની અથવા અમુક વ્યક્તિઓની સાચી ભૂલ હોય, તેમનું કથન-શાસ્ત્રવિરૂદ્ધ હોય, તોપણ તેને અમુક ગાલિપ્રદાન આપી, નિરક્ષરોના સમૂહોને ઉસ્કેરી, અગર સમજાવી સાંપ્રદાયિક શિક્ષા કરાવવા, પ્રયત્ન સેવવો, તે ઉચિત નથી; કેમકે, તેને લઇને કેટલાએક વિદ્વાનો-તટસ્થો શંકાશીળ રહે છે, અને સત્ય જાહેરમાં આવતું નથી, તેમજ નિર્ણય થતો નથી. આવા પ્રવાહમાં કેટલાએકો પોતાના દ્વેષની સફલતા કરવા માટે યથાર્થ લેખકો અને સત્યવક્તાઓને દબાવવા માટે પોતાની પ્રપંચજાળમાં નિરક્ષરોને ફસાવી, ફોસલાવી, અયોગ્ય ચર્ચા ઉભી કરે, અને તેથી સત્યને સત્યનો ન્યાય ન મળી શકે, અને અસત્યનો પ્રવાદ વિસ્તારને પામે, એ સંભવિત છે. આવી પ્રવૃત્તિમાં સત્યાંશ હો, અથવા અસત્યાંશ હો, પણ તે પ્રવૃત્તિના પ્રવર્તકોમાં નિઃસત્વપણું છે એમ સિદ્ધ થાય છે. આવા વર્તમાન કાળનું વહન અમુક અંશે દૃષ્ટિપથ પડે છે. બીજી તરફ પ્રમાણ કરો-

ટીએ ફસાયેલી વાર્તા માત્ર સ્વીકારવી, એ પ્રયોપ આધુનિક વિદ્વાનો તરફથી થઈ રહ્યો છે. આવા દ્વિધાવર્તનવાળા જમાનામાં સત્ય બતાવવા પહેલાં કેટલુંક લખવાની આવશ્યક્તા આ લેખકે સ્વીકારી છે, અને તેને અંગે જ શરૂઆતમાં કેટલુંક લખવું પડયું છે.

મૂળ વિષય જૈન છે, જે શબ્દ નિરૂપાધિક અવિશિષ્ટ છે. જ્યાં અગર જેમાં આવું જૈનત્વ હોય, તે પવિત્રાત્માનું અંતઃકરણ પણ નિરૂપાધિક અને અવિશિષ્ટ હોવું જોઇએ. એવા જૈનને જ **જૈન** તરીકે કહેવો એ સર્વથા ઉચિત છે. હાલમાં કેટલેક અંશે, તેથી વિપરીત જોવામાં આવે છે. અમો **જૈન** છઇએ એમ કોઇ વ્યક્તિ તરફથી કહેવામાં આવે, ત્યાં તરતજ શ્રોતા તરફથી પ્રશ્ન ઉભો થાય છે કે, તમો **કેવા** જૈન છો ? ત્યાં ઉત્તરમાં ઉપાધિ-વિશેષણનું પુંછડું વળગાડી પોતે પોતાને ઓળખાવવા તૈયાર થાય છે કે, અમો અમુક જાતના જૈન છઇએ. આ સાધારણ દીલગીરીનો વિષય નથી ? જૈન બનવું, જૈન તરીકે પોતાને ઓળખાવવું, અને બીજા જૈનોથી જુદા પડવું, કે **તે** જૈન અમો નથી, તે કેવી વાત ? **જૈન** શબ્દનો અર્થ એટલોજ થાય છે કે, **"જિન--રાગદ્વેષ વિજેતાનો માર્ગ સ્વીકારનાર"** તે **જૈન**. જેના માર્ગમાં રાગદ્વેષ છતવાનો જ મુખ્ય ઉદ્દેશ છે, અને જે માર્ગને સ્વીકારનારાઓમાં રાગદ્વેષની મંદતા જ ઉપલબ્ધ થવી જોઇએ, તેમાં જો તેની જ વૃદ્ધિ નિહાળવામાં આવે, એકબીજા એકબીજાઓથી ભિન્ન બની, એકબીજાઓને પોતાના પ્રતિપક્ષિ તરીકે ગણે, તો તેવાઓને **નિરૂપાધિક** જૈન શબ્દ લાગુ થઇ શકતો નથી. જ્યાં ઉપાધિ છે, ત્યાં રાગદ્વેષ છે; જ્યાં રાગદ્વેષ છે ત્યાં સંસારવૃદ્ધિ છે: અને જ્યાં સંસારવર્ધકતા રહેલી છે ત્યાં **ખરૂં** જૈનત્વ ક્યાંથી હોઇ શકે ?

**જૈન** એ શબ્દ, 'ધર્મ'નું વિશેષણ છે. એટલે જૈન ધર્મ એવા અર્થનો, '**જૈન**' શબ્દ બોધ કરે છે. ધર્મ એ કોઇપણ વિભાવિક વસ્તુ નથી. પણ અહીં **જૈનધર્મ** એ શબ્દથી **આત્મિક ધર્મ** સમજવાનો છે. જેટલે અંશે રાગદ્વેષ વિનિવૃત્તિ, તેટલે અંશે મોહનો નાશ, અને મોહ સાથે તથાપ્રકારના અજ્ઞાનનો નાશ અને જ્ઞાનનો પ્રકાશ થાય છે, જે પ્રકાશ આત્માનો ધર્મ છે. તેવા ધર્મને જે પ્રકટાવે અથવા તેવો ધર્મ જે પ્રાપ્ત કરે, તેજ **જૈન** કહી શકાય. તેને માટે **તીર્થંકરોએ આત્મગુણની સ્થિતિના પ્રકાશક્રમ માટે** ચૌદ સ્થાનક કહેલાં છે. જે સ્થાનકોને, 'ગુણસ્થાનક'ના નામથી ઓળખાવેલ છે; તેવાં ગુણસ્થાનકોને ક્રમશઃ પ્રાપ્ત કરવાં અને આગળ વધતા જવું તેને **" ગુણસ્થાન-ક્રમારોહણ "** કહેવામાં આવે છે. જૈનપણાની શરૂઆત ચતુર્થ ગુણસ્થાનકથી થાય છે; કેમકે ગુણસ્થાન ચૌદ છે, જેનાં નામ નીચે મુજબ છે:—

(૧) મિથ્યાત્વ ગુણસ્થાનક (૨) સાસ્વાદન ગુણસ્થાનક (૩) મિશ્રગુણસ્થાનક (૪) અવિરતિ સમ્યક્દૃષ્ટિ ગુણસ્થાનક (૫) દેશવિરતિ ગુણસ્થાનક (૬) પ્રમત્ત સંયત ગુણસ્થાનક (૭) અપ્રમત્ત બાદર (૮) અપૂર્વકરણ ગુણસ્થાનક (૯) અનિવૃત્ત બાદર ગુણસ્થાનક (૧૦) સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક (૧૧) ઉપશાંતમોહ ગુણસ્થાનક (૧૨) ક્ષીણમોહ ગુણસ્થાનક (૧૩) સયોગીકેવલી ગુણસ્થાનક (૧૪) અયોગીકેવલી ગુણસ્થાનક.

ગુણસ્થાનકની સ્થિતિનો આધાર જૈનોએ માનેલાં આઠ કર્મ અને તેના ભેદોનો ઉદય, સત્તા, તથા ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયક ભાવો ઉપર રહે છે, જેનું સવિસ્તર વર્ણન

જૈનોના અને જૈન શાસનના **તેના** બની બેસે છે, અને અમારા ઉપર જૈન શાસનનો આધાર છે, અમો જૈન શાસનના સ્થંભ છીએ, એમ પોતે પોતામાં માની લે છે, અને હાજીઆઓ તેમને તે વિષયમાં અગ્રગણ્ય ગણવા તૈયાર થાય છે. આ દરેક જૈનો નથી પણ ખુલ્લેખુલ્લી રીતે કહેવું જોઈશે કે, તેઓ **જૈનાભાસો** છે. જો કે સમ્યક્ દૃષ્ટિ જૈન પ્રમાદ યોગે કદાચિત્ કષાયવશ બની ભૂલ કરે છે, પણ તે તરતજ પોતે પોતાથી અથવા બીજાથી જ્યારે પોતાની ભૂલને ભૂલ તરીકે સમજે કે તરત તે સંબંધમાં પશ્ચાતાપ સાથે "મિથ્યા દુષ્કૃત" દઇ પોતાની ભુલથી પોતે શુદ્ધ થાય છે, જે **मिथ्या दुष्कृत**, વર્તમાનકાલિય જૈનોએ એક સાધારણ ઉપહાસ્ય રૂપે બનાવી દીધું છે. વ્યવહાર અથવા પરંપરાથી ચાલી આવેલી પ્રણાલિકા સાચવવા, **मिथ्या दुष्कृत** એક બીજાને દેશે, છતાં હૃદયગત કલુષતાને *વિસ્મરી જશે નહિ. બીજે દિવસે, બલ્કે, તેજ દિવસે તે દોષને ક્રિયામાં મુકતાં અટકશે નહિ.* આવા જૈનો ખરી રીતે જૈન શબ્દને અને પવિત્ર વીતરાગના માર્ગને લાંછન લગાડનારા છે, એટલુંજ નહિ, પણ બીજી રીતે કહીએ, તો વગોવનારા છે, અન્યની દૃષ્ટિમાં ઉચ્ચમાં ઉચ્ચ જૈન ધર્મને હલકો પાડનારા છે. આવા જૈનોથી જૈનપણું જળવાય છે, એમ કહેવા કરતાં, જૈનપણાનો વિલોપ થાય છે, એમ કહેવું વધારે સારૂં છે. અનેક ફીરકાઓ અને અનેક ભેદો જૈન નામથી જે જન્મ પામ્યા હોય, તો તે આવા જૈનોનેજ આભારી છે. જ્યાં ખરૂં જૈનત્વ છે, જેઓ ખરા જૈનો છે, એટલે કે જેઓની સમ્યક્ દૃષ્ટિ છે, ત્યાં ફીરકા કે ભેદ, એ શબ્દની ગંધજ ન હોય, એ સ્વાભાવિક છે. આવું જૈનપણું જે છે, તે આત્મિક ગુણ છે, અને તેવો આત્મિક ગુણ જે આત્મામાં પ્રકાશ પામ્યો હોય, તેનુંજ વર્તન યથાર્થ અને ઉચ્ચ પ્રકારનું, અંશે અથવા સર્વથા હોઇ શકે છે. જેટલે અંશે પોતે પોતાનું વર્તન ઉચ્ચ સ્થિતિમાં રાખી શકતા નથી, તેટલે અંશે તેવા પોતાના અસદ્ વર્તનને નિન્દે છે, ધીક્કારે છે, અસત્ માને છે, અને તેના ત્યાગને માટે ભાવના ભાવે છે. સર્વથા સદ્વર્તન સેવનારાઓ અપ્રમત્ત રહેવા આતુર-જાગૃત રહેવા પ્રયત્નશીલ રહે છે, અને તેથી જ અંશસદ્વર્તનની સ્થિતિ, પંચમગુણસ્થાનકવર્તિ જીવને હોઇ શકે છે અને સર્વથા સદ્વર્તનવાળા જીવની સ્થિતિ છઠ્ઠા ગુણસ્થાનકમાં હોઈ શકે છે. એટલે છઠ્ઠું સાતમું ગુણસ્થાનક એક જીવને કહી શકાય છે. આ ઉપરથી સ્ફુટ કરી સમજાવવાનું કે, જેઓ શ્રાવકનાં દ્વાદશ વ્રતને પાલનારા સામાયિક, પ્રતિક્રમણ, જીનપૂજા, તીર્થયાત્રા વગેરે સુકૃતોને સેવનાર હોય તે પંચમ ગુણસ્થાનકવર્તિ કહેવાય, અને જેઓ સર્વથા સંસારત્યાગી, **નિર્વદ્ય** માર્ગમાં વર્તનારા પરમયોગી મુનિવરો હોય છે તે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકવર્તિ કહેવાય છે.

પાંચમા, છઠ્ઠા, અને સાતમા ગુણસ્થાનક સુધી પહોંચવું, તે જેણે ચતુર્થ સ્થાનક **સિદ્ધ કરેલ હોય** તેજ પહોંચી શકે છે, અને તેથીજ દરેક સ્થળે જ્ઞાની પુરૂષોએ ભાર મુકીને સમ્યક્ત્વની પ્રાધાન્યતા લખેલ છે. તત્વાર્થમાં શરૂઆતનું સૂત્ર છે કે, **सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः** આંહી પણ સમ્યગ્ દર્શન અને સમ્યગ્ દૃષ્ટિપણું, પ્રથમ સ્વીકારેલું છે, અને જે સમ્યગ્ દૃષ્ટિ હોય તેનુંજ જ્ઞાન સમ્યગ્ જ્ઞાન હોઈ શકે છે; સમ્યગ્ જ્ઞાનીનુંજ ચારિત્ર-વર્તન યથાર્થ બની શકે છે, તેથી ઉપરોક્ત સૂત્ર સુષ્ઠુ કથેલ છે. અન્યત્ર **"સમ્યકત્વ વિનાની ક્રિયા તે આંક વિનાનાં મિંડાં છે" તેમજ "સમકિત વિણ**

**ચારિત્ર નહિ.**" **ज्ञानक्रियाभ्यां मोक्षः** એ કારિકા પણ સમ્યકત્વનેજ અગ્રપદ આપે છે; કેમકે આપણે લખી ગયા છીએ કે, "**સમ્યકત્વવિના સમ્યક્જ્ઞાન હોઇ શકે નહિ.**" જે જ્ઞાન ક્રિયાથી મોક્ષ કહેવામાં આવ્યો તે જ્ઞાન સમ્યકત્વ પછીનુંજ ગ્રહણ કરવાનું છે, અને તેવાં જ્ઞાન, ક્રિયા મોક્ષસાધક નીવડે તો તે વાસ્તવિક છે. વસ્તુતઃ ખુલ્લી રીતે, અનેક શાસ્ત્રવલોકનને અંતે, અને વિચારપરિણામને અંતે, એ સિદ્ધ થાય છે કે, યથાર્થ **દૃષ્ટિ પહેલી હોવી જોઇએ.** યથાર્થ દષ્ટિના પાયા ઉપર જ તે પછીનાં ગુણસ્થાનકોની ઇમારતનું ચણતર રચાયેલું છે, અને તપ, જપ, ક્રિયા, અનુષ્ઠાન વગેરેની સફલતા પણ સમ્યકત્વપ્રાપ્તિ અનંતરજ હોઈ શકે છે. સકામ નિર્જરા એટલે મોક્ષની અનુકૂળ, ઉપયોગ સહિત, કર્મ નિર્જરા સમ્યકૃત્વવાન્‌ની ક્રિયામાંજ રહેલ છે. સિવાય, જ્યાંસુધી સમ્યકત્વ રત્ન પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધીની ધાર્મિક પ્રવૃત્તિ એ માત્ર કાયક્લેશ વગેરે લાભ આપનાર છે, અને અકામ નિર્જરા તેનાથી થાય છે, અને તેવા જૈનો ખરા જૈનો તરીકે સર્વજ્ઞની દૃષ્ટિએ કહી શકાય નહિ. ખરા જૈનોમાં બાહ્યાડંબર ઓછો હોય, કેમકે તેઓ આત્મહિત તરફ પોતાનું લક્ષ વિશેષ રાખે છે, અને અભિમાનાદિકને અંતઃકરણથી ધિક્કારે છે; જ્યારે નામના જૈનોમાં બાહ્યાડંબરને વિશેષ માન અપાય છે. માનાકાંક્ષિપણું પણ તેવાઓમાં ઉગ્ર હોય છે, અને તેવાઓને પોતાના માનની ક્ષતિમાં ઘણું લાગી આવે છે, જેથી કૃત્ય-અકૃત્ય, ધર્માધર્મ, પાપપુન્ય, નિરપેક્ષ બની પોતાના માનને ખાતર ગમે તે કરવા તૈયાર થાય છે. આવા જૈનો, જૈનો નથી પણ સંસારપરિભ્રમણને લાયક પામર પ્રાણી છે. પછી તે શ્રાવક નામધારી કે સાધુ નામધારી કે ગમે તે હો, પણ સમ્યકૃત્વનો અભાવ અથવા સમ્યકત્વની ખામી મારામાં છે, એવા વિચારથી પોતાનું હૃદય પારખ્યું નથી, પોતાની સ્થિતિ ઓળખી નથી, તેવાઓ બાહ્ય પ્રવૃત્તિથી પોતામાં સાધુ શ્રાવકપણાની પૂર્ણતા માની આગળ વધતા અટકે છે. અધુરાથી મનાઈ ગએલી પૂર્ણતા અધુરાપણા માટે છે. હાલમાં સભાઓથી, મંડળોથી, મંડળીઓથી, અને સંસ્થાઓથી થતા સુધારા જૈનધર્મની ઉન્નતિનાં કારણો છે, એમ માનવામાં આવે છે તે, ભલે બાહ્ય વ્યવહારની અમર્યાદામાંથી મર્યાદામાં લાવવા સમર્થ થાય, પણ જૈનત્વ તો કર્મમળને (મિથ્યાત્વને) દુર કર્યા વિના, નવ તત્વનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના, અને તેમાં યથાર્થ શ્રદ્ધા થયા વિના, આવવાનું નથી. નવ તત્વને અંતેજ લખ્યું છે કે, **जीवाइ नव पयथ्थे, सोजाणइतस्स होइसम्मत्तं** એટલે જીવાદિક નવ પદાર્થને જે જાણે, તેને, સમ્યક્ત્વવાન કહેવા, એટલે નવ તત્વની ગાથાઓ મુખ પાઠ કરવી, તેના અર્થ બણી જઈ, અમો નવતત્વ શીખ્યા છીએ, એમ માનવું અગર બોલવું, તે જ્યાંસુધી તે નવ તત્વથી થએલું જ્ઞાન પોતામાં જોવાપણું નથી, એટલે હું જીવ છું, આ અજીવ છે, આ પાપ છે, આ પુન્ય છે, આ બંધ છે, આ આશ્રવ છે વગેરે પોતામાં નવ તત્વમાંથી કયાં કયાં ઉપલબ્ધ છે, પોતે કઈ પરિસીમામાં વર્તે છે, એનો ખ્યાલ નથી, એવું મનન નથી ત્યાંસુધી નવ તત્વનું જે જ્ઞાન છે, તે **ચંદન ભારવાહી ગર્ધવવત્** છે. શાસ્ત્રોમાં સ્થળે સ્થળે શ્રાવકોના વર્ણનમાં 'જીવાજીવાદિક નવ પદાર્થના જાણ' એવાં વિશેષણો પૂર્વ શ્રાવકોને માટે વાંચવામાં આવે છે. હાલમાં જુગારી પણ જૈન, અનાચાર સેવનાર પણ જૈન, વેપારમાં અનેક જાતના અપવાદના ઉપજાવી ઉપા-

કનારા પણ જૈન, ચોરી કરનાર પણ જૈન, વિશ્વાસઘાત કરનાર પણ જૈન, કોમમાં–સંઘમાં–જ્ઞાતિમાં–કુટુંબમાં–મિત્રોમાં કલહ જગાડનાર પણ જૈન, એમ જૈનોના ઓઘેઓઘ ઉભરાઈ નીકળ્યા છે. વળી જેઓ કંઈ બે અક્ષરનું જ્ઞાન સંપાદન કરી, જ્ઞાનીઓમાં ખપનારા છે, તેઓ પૈકી કેટલાએક ગચ્છાગ્રહી, મતાગ્રહી, અને કેટલાક સ્વમતસ્થાપનશૂરા જોવામાં આવે-છે; બીજાઓનો વિશ્વાસ પોતા ઉપર બેસાડી, ઘણી વખતે તે વિશ્વાસનો ગેરઉપયોગ કરતા દેખાય છે. જાણવું બોલવું અને વર્તવું, એ ત્રણે એક જાતના હોય એવું સહસ્ત્રમાંથી એક બેમાંજ ભાગ્યે દેખાવા સંભવ છે. અત્ર કેટલાએકો એમ કહેવા ઉઠશે કે, આવું જૈનત્વ જો શોધવા અને પ્રાપ્ત કરવા જશું, અને તેવા જૈનોનેજ જૈન કહેવા, એમ માનવા તૈયાર થશું તો, તીર્થનો ઉચ્છેદ થઈ જશે; ત્યાં અમો યશોવિજયજી મહારાજના શબ્દો યાદ કરાવીએ છીએ. તે મહાત્મા લખી ગયા છે કેઃ—

तीर्थोच्छेदभियाहंताविशुद्धस्यैवचादरे ।
सूत्रक्रियाविलोपः स्याद् गतानुगतिकत्वतः ॥

**ભાવાર્થ**—યશોવિજયજી મહારાજ દીલગીરી સાથે કહે છે કે તીર્થઉચ્છેદના ભયથી અવિશુદ્ધ (અયથાર્થ) અનુષ્ઠાનના આદરમાં લોકો ગતાનુગતિકપણાથી સૂત્ર અને ક્રિયા બન્નેનો વિલોપ કરે છે.

**વિવેચન**—આ ઉપરથી યશોવિજયજી મહારાજ એમ કહેવા માગે છે કે, શાસ્ત્રોક્ત યથાર્થ શ્રદ્ધાપૂર્વક ઉપયોગસહિત ક્રિયા કરવી જોઈએ. પણ તેવી ક્રિયા જેઓ નથી કરી શકતા, તેઓ પોતાના બચાવમાં અને પોતાની યદ્વાતદ્વા પ્રવૃત્તિ ચલાવી લેવા માટે કહે છે કે, "આમ બધું યથાર્થ કરવા જશું તો એવા દરેક ક્યાંથી નીકળી શકશે? અને તેમ થવાથી તીર્થનો ઉચ્છેદ થઈ જશે, મતલબ કે તેવા યથાર્થ શુદ્ધ ક્રિયા કરનારાઓ સોમાંથી એક નીકળશે, તો તેમ થવાથી જૈનધર્મ વિચ્છેદને નહીં પામે કે? જેવી તેવી ક્રિયા કરીને અને જેમ તેમ કરીને જૈનધર્મને તો અમે જાગવી રાખ્યો છે?" આમ કહેનારાઓને યશોવિજયજી મહારાજ કહે છે કે, તમો આવી રીતે 'ગતાનુગતિક' એટલે દેખાદેખીથી પ્રવૃત્તિ કરનારાઓ શાસ્ત્ર અને શાસ્ત્રોક્ત ક્રિયા, એ બન્નેનો નાશ કરોછો. વળી આગળ વધતાં તેજ મહાત્માશ્રી ઉપદેશ દેતાં કહે છે કેઃ—

धर्म्मोद्यतेन कर्त्तव्यं कृतं बहुभिरेवच ।
तदा मिथ्यादृशां धर्मो न त्याज्यः स्यात्कदाचन ॥

**ભાવાર્થ**—ઘણાઓએ જે કર્યું હોય, તે ધર્મના ઉદ્યમ વડે કરવું એમ જો કહેશો તો, મીથ્યાદષ્ટીઓનો ધર્મ કોઈ કાળે મુકી શકશો નહીં.

**વિવેચન**—કેટલાએક મુર્ખાઓ એમ કહેવા તૈયાર થશે કે, ઘણાઓ જે કરતા હોય તે કરવું. એમ બોલનારાઓને, યશોવિજયજી મહારાજ સમજાવે છે કે, આ સમજણ તમારી ભૂલભરેલી છે. જો તમારો સિદ્ધાંત અને માનવું એવું હોય કે ઘણાઓ જે કરે તે કરવું તો જ્ઞાનીઓ કરતાં અજ્ઞાની ઘણા છે, સમજુથી મૂર્ખ ઘણા છે, સમ્યક્દષ્ટિ (યથાર્થ દષ્ટિ)-વાળાથી મિથ્યા દષ્ટિ (અયથાર્થ દષ્ટિ)વાળા ઘણા છે, તો તમારી માન્યતા મુજબ ઘણાઓનું માનવું સ્વીકારવા જતાં સત્ય ને યથાર્થ કોઈ કાળે પ્રાપ્ત કરી શકશું નહિ. માટે તેમ ન માનતાં, જે સત્ય અને યથાર્થ હોય, થોડા પણ સમજુ પુરૂષો જે કરતા હોય, તે

પ્રમાણે વર્તવું, એ શ્રેષ્ઠતા છે, નહીંતો તમારી પ્રવૃત્તિ નીચે બતાવેલા શ્લોકોમાં વર્ણવેલી હકીકત મુજબ ગણાશે.

तस्माद् गतानुगत्या यत् क्रियते सूत्रवर्जितम् ।
ओघतो लोकतो वा तदननुष्टानमेवहि ॥
अकामनिर्जरांगत्वं कायक्लेशादि होदितम् ।
सकामनिर्जरा तु स्यात् सोपयोगप्रवृत्तितः ॥

**ભાવાર્થ**—માટે ગતાનુગતિકપણાએ કરી, શાસ્ત્રોના નિયમોને દૂર મુકી, ઓઘસંજ્ઞા કે લોકસંજ્ઞાથી જે અનુષ્ઠાન કરવામાં આવે, તે અનુષ્ઠાન નથી પણ અનનુષ્ઠાન છે. આવા અનનુષ્ઠાનથી કાયક્લેશાદિક થવાથી ઉપયોગ વિનાની ક્રિયાને લઇને, અને શરીરાદિકને કષ્ટ આપવાથી અકામ નિર્જરા થાય. પણ સકામ નિર્જરા તો શાસ્ત્રયુક્ત, ઉપયોગ સહીત જે ક્રિયા કરવામાં આવે તેનાથીજ થાય છે.

**વિવેચન**—લોકો શું કહે છે તેની પરવા વિના, શાસ્ત્રોમાં શું લખે છે તેની દરકાર વિના, ગુરૂ શું ઉપદેશે છે તેની અપેક્ષા વિના, શું અને શામાટે આ હું કરૂં છું તેના વિચાર વિના, શૂન્યપણે અમુક જાતની ધાર્મિક પ્રવૃત્તિ કર્યા કરવી, એને **ઓઘસંજ્ઞા** કહેવામાં આવે છે; અને શુદ્ધ સમજીને કરવા જશું તો તીર્થનો ઉચ્છેદ થઇ જશે, એમ બોલનારાઓ, લોકો જેમ કરે છે તેમ કરવું, એવી શ્રદ્ધાવાળા **લોકસંજ્ઞાવાળા** કહેવાય છે. ગતાનુગતિક એટલે એકબીજાની દેખાદેખી અંધપરંપરાની માફક અગર બીજી રીતે કહીએ તો ગાડરીયાપ્રવાહની માફક સમજાવીને શાસ્ત્રોક્ત વિધિ નિરપેક્ષ વર્તનારાઓ ઓઘસંજ્ઞાથી કે લોકસંજ્ઞાથી જે ધર્મક્રિયા કરે છે, તે ક્રિયાને યશોવિજયજી મહારાજ ધર્મક્રિયા જ નથી માનતા, અને તેવી ક્રિયાથી કાયાને ક્લેશ આપવાથી અકામ નિર્જરા માત્ર ભલે થાય પણ સકામ નિર્જરા તો ઉપયોગ સહીત ક્રિયા કરવાથીજ થાય છે.

ઉપરની હકીકત ઉપરથી વાચક વૃન્દ સમજી શકશે કે, જૈનપણું કહેવરાવવું એ સહેલું નથી અને કેટલાએક જૈનાભાસો પોતામાં જૈનપણાનું મિથ્યાભિમાન રાખી કહેશે કે "અમો જૈન છઇએ, **જૈનની ક્રિયા કરનારા છઇએ, જૈનધર્મ પાળનારા છઇએ**" તેવાઓને ઉપરના શ્લોકો મનન કરવા જરૂર છે. જોકે કેટલાએકોમાં સામાન્ય રૂચિ, જૈનધર્મના ફરમાનો ઉપર અથવા તો જૈનીય ક્રિયા ઉપર અંતઃકરણમાં સ્ફુરતી હોય, અને તેને લઇને તેવાઓ એમ માની લેતા હોય કે અમારામાં શ્રદ્ધા છે, તો તેવી સમજવાળા તે વિચારમાં કેટલીક વખત છેતરાવા સંભવ છે, કેમકે શ્રદ્ધા કાંઈ જુદીજ ચીજ છે, અને મોહ જુદી ચીજ છે, કુલધર્મને લઇને, લાંબાકાળના પરિચયને લઇને, અથવા તો તેવાં બીજાં કારણોને લઇને કેટલાકોને અમુક ક્રિયા ઉપર, અમુક ધર્મ ઉપર, અને અમુક ધર્મના અંગ ઉપર. એક જાતનો મોહ થઇ જાય છે, જે મોહની કસોટી કેટલીક વાર સફળ, અને કેટલીક વાર નીષ્ફળ નીવડે છે. સત્ય શ્રદ્ધા તેથી જુદીજ ચીજ છે. શ્રદ્ધામાં યથાર્થ દૃષ્ટિ છે, ત્યારે મોહમાં આગ્રહ પેદા થાય છે. આ હકિકત બાબુ વિચાર કરવાથી, અને પોતાના અંતઃકરણને પુછવાથી, વિચારશીલોને સમજાય તેવી છે. બીજી રીતે શાસ્ત્રમાં એમ પણ કહેલું છે કે, વ્યવહારથી સમ્યક્ત્વ આરોપણ કરી, જૈન બનાવેલા, અને તે ક્રમશઃ શુદ્ધ વ્યવહારસેવનથી, સત્સંગથી, સત્શાસ્ત્રપરિ-

ચયથી ભાવજૈન થઇ શકે છે. આ વાક્યને લેખક અંતઃકરણથી માન આપે છે, પણ જેઓનો વ્યવહાર પણ તથાપ્રકારના પરિણામની સ્થિતિ પ્રાપ્ત કરનાર હોય તેવાઓને માટે સત્ય નીવડશે; પણ જે આવાં વચનનો સ્વીકાર કરી, પોતામાં પૂર્ણતા માની બેસે છે, તેવાઓનો વ્યવહાર કદી પણ ભાવજૈનતાને પ્રાપ્ત કરી આપતો નથી. બીજા ગુણો મનુષ્ય જાતમાં અને તેમાં પણ જૈનોમાં ભલે ક્રમશઃ પ્રાપ્ત થાઓ, પણ મનશુદ્ધિનો પ્રયત્ન તો પ્રથમ સેવવો જોઇએ. અંતઃકરણની શુદ્ધિમાટે જ્યાંસુધી બેપરવાઇભરેલી પ્રવૃત્તિ કરવામાં આવે છે, ત્યાંસુધી તેવા જૈનોમાં ભાવજૈનપણું પ્રાપ્ત થવું દુર્લભ છે; સમ્યક્ત્વની માફક અંતઃકરણની શુદ્ધિ પણ એક ઉત્તમ શરૂઆતનું સાધન છે. તે માટે પણ યશોવિજયજી મહારાજ લખે છે કેઃ—

उचितमाचरणं शुभमिच्छतां प्रथमतो मनसः खलु शोधनम् ।
गदवतां ह्यकृतेमलशोधने कमुपयोगमुपैतु रसायनम् ॥

**ભાવાર્થઃ**—ઉત્તમ અને યોગ્ય આચરણને ઇચ્છનારાઓએ પહેલાં મન શુદ્ધ કરવું જોઇએ. ( મન શુદ્ધ કર્યા વિના ઉત્તમ અને યોગ્ય આચરણ આચરી શકાતાં નથી. ) રોગીને મળશુદ્ધિ કર્યા વિના રસાયણનો ઉપચાર ઉપયોગી થતો નથી.

**વિવેચનઃ**—અંતઃકરણની શુદ્ધિ માટેજ દરેક ધર્મક્રિયાઓ છે, તેમ અંતઃકરણશુદ્ધિથીજ દરેક ધર્મક્રિયા કરવી તે ઉત્તમ છે. એમ ઉભય રીતે સમજવાનું છે. પણ ઉભય સમજણની સ્થિતિથી એ જ સિદ્ધ થાય છે કે, જો ધર્મક્રિયા કરતાં મનઃશુદ્ધિ કરી શકાય તો તેજ ધર્મક્રિયા કરી ઉચિત ગણાય અને આ ક્રિયા હું મારા અંતઃકરણની અશુભભાવના દુર થવા માટે તેમજ શુભભાવના પ્રાપ્ત કરવા માટે કરૂં છું એમ ક્રિયાકર્તાનો ઉદ્દેશ અંતઃકરણમાં હોવો જોઇએ, જે ઉદ્દેશ પવિત્ર ઉદ્દેશ હોવાથી, તેવા ઉદ્દેશવાળાનું મન, એ, એક રીતે પવિત્ર મન કહેવાય છે. આંહી દ્રષ્ટાંત આપે છે કે, કોઇપણ રોગીની રેચકાદિથી મલશુદ્ધિ કર્યા વિના વૈદ્ય ગમે તેવી રસાયણ ખવરાવે, તે નિરૂપયોગી છે. મતલબ પ્રથમ મળશુદ્ધિ કરીને પછીજ એને રસાયણાદિક આપવામાં આવે તો તે રોગનો નાશ કરે અને પુષ્ટિને આપે. એમ શુભ આચરણ–શુભ પ્રવૃત્તિ મનશુદ્ધિથીજ સાર્થક છે.

વર્તમાનકાળના જૈનો પૈકી ઘણા જૈનો પોતે પોતાની જાત માટે પોતાના અંતઃકરણને પૂછશે, અને પોતાની જીંદગી દરમ્યાન કરેલી સામાયિક, દેવપૂજા, તીર્થયાત્રા વગેરેનો સરવાળો મૂકશે, તો તેના પરિણામે માનસિક શુદ્ધિની સફલતા કેટલી મેળવી, એ તપાસશો તો બાળ અવસ્થામાં જે દશા હતી, તેજ યૌવનાવસ્થામાં, અને યૌવનાવસ્થામાં જે સ્થિતિ હતી, તેજ વૃદ્ધાવસ્થામાં, પોતાના અંતઃકરણમાં પ્રાયઃ કરીને નિહાળશે. જીવનનો ઘણો ભાગ શુભ ક્રિયાઓમાં નિર્ગમન કર્યા છતાં, અંતઃકરણ જેવું અને તેવું રહ્યું, મલિનતા દુર ગઇ નહીં, કુવાસના ખસી નહીં, વૈરવિરોધને તિલાંજલિ અપાઇ નહીં, અત્યાચાર ભૂલાયા નહિ, ક્રોધાદિક મંદ પડયા નહિ, ધન ધાન્ય પુત્ર પૌત્રાદિક કુટુંબ ઉપરથી મૂર્છા મંદ પડી નહીં, સ્વશરીરની હાજતો અને ઇન્દ્રિયવેપારમાં ઉદાસીનતા આવી નહીં, તો પછી કરેલી શુભ ક્રિયાઓથી શું મેળવ્યું ? મમતા, તૃષ્ણાની વૃદ્ધિ કરે છે; અને તૃષ્ણાવશવર્તિ જીવ રાગદ્વેષમાં વીંટલાઇ અનેક અનર્થો સેવે છે. તેવા જીવો પ્રાયશઃ ધર્મપરાઙ્મુખ બની જાય છે. શ્રાવક હો, વા સાધુ હો, પણ મમતાત્યાગ. અથવા મમતાની નિર્બળતા

જ્યાં સુધી કરી નહોય ત્યાંસુધી ઉચ્ચ સ્થિતિએ ચડી શકતા નથી, બલ્કે પ્રાપ્ત થએલ સ્થિતિથી પતીત થવાને પાત્ર થાય છે. મમતાના સંબંધમાં પણ યશોવિજયજી મહારાજ નીચે મુજબ બોધે છેઃ—

निर्ममस्यैववैराग्यं स्थिरत्वमवगाहते ।
परित्यजेत्ततःप्राज्ञो ममतामत्यनर्थदाम् ॥
विषयैः किं परित्यक्तैर्जागर्ति ममता यदि ।
त्यागात्कंचुकमात्रस्य भुजंगो नहि निर्विषः ॥
कष्टे नाहि गुणग्रामं प्रगुणीकुरुते मुनिः ।
ममता राक्षसी सर्व भक्षयत्येकहेलया ॥

**ભાવાર્થ**—નિર્મમત્વમાં જ વૈરાગ્ય સ્થિરતાને પામે છે, માટે ડાહ્યા પુરૂષો અત્યંત અનર્થને આપનાર મમતાને છોડી દે છે. જો હૃદયમાં મમતા જાગ્રત છે, તો વિષયને છોડી દેવાથી શું? કારણ કંચુક માત્ર ત્યાગ કરવાથી સર્પ નિર્વિષ થતો નથી. મુનિઓ અનેક પવિત્ર ક્રિયાઓથી કષ્ટે કરીને ગુણના સમુદાયને એકઠા કરે છે, પણ મમતા રાક્ષસી તે સર્વ ગુણસમૂહને સહજમાં ભક્ષણ કરી જાય છે.

**વિવેચન**—મમતા અનેક અનર્થને આપનારી છે, કેમકે તેની વૃદ્ધિ વડવાઈની માફક અનેક મહાપ્રપંચની કલ્પનાને વધારી દે છે, અને મમતાવ્યાધિ પ્રતિક્ષણે વધતાં જ્યારે વિશેષ વૃદ્ધિંગત થઈ જાય છે ત્યારે તે છેદવી દુઃશકય થઈ પડે છે. મમતાવાન મનુષ્ય પાપનો ભય રાખ્યા વિના આરંભની પ્રવૃત્તિમાં નિઃશંકપણે વર્તે છે. ધનલોભી મનુષ્યો માટે ઘણાઓએ વાંચ્યું અને સાંભળ્યું હશે કે, તેઓ સગા પુત્રનું ખૂન કરતાં આંચકો ખાતા નથી. મમતાંધ જે નથી, તે દેખે છે; અને જાત્યંધ જે છે, તે નથી દેખતો. આ મમતાંધમાં અને જાત્યંધમાં મોટો ભેદ છે. પુત્ર, સ્ત્રી, માતા, પિતા વગેરેમાં જે ગુણ ન હોય, તે મમતાંધો મમતાને લઈ ને દેખે છે, એટલે તેઓ જે નથી તે દેખે છે. આવી રીતે અનેક અનર્થનો જન્મ આપનારી મમતા હોય ત્યાં વૈરાગ્ય સંભવે નહીં. તેથી પ્રાજ્ઞ પુરૂષો પોતામાં વૈરાગ્યને સ્થિર રાખવા મમતાનો ત્યાગ કરે છે. પાંચ ઇંદ્રિયના વિષયનો ત્યાગ કરો, માતા પિતા કુટુંબ પરીવાર તજો. વનવાસમાં જઈ, ગહ્વર ગુફાઓમાં ધ્યાન ધરો, સૂર્ય સંમુખ એક પગે ઉભા રહી આતાપના લ્યો, ગમે તે કષ્ટ કરો, ગમે તે ત્યાગો, પણ હૃદયમાંથી મમતા જ્યાં સુધી ગઈ નથી ત્યાં સુધી તે બધું "છાર ઉપર લીંપણ કરવા જેવું" છે, એટલે બાહ્ય ત્યાગથી ત્યાગીપણું પ્રાપ્ત થઈ શકાતું નથીઃ જેમ કાંચળી કાઢવાથી સર્પ નિર્વિષ બની શકતો નથી તેમ. મહાન મુનિએ અનેક કષ્ટો સેવી, અનેક ગુણો પોતામાં પ્રાપ્ત કર્યાં હોય, પણ તેવા પુરૂષોમાં જ્યારે મમતા પ્રાપ્ત થાય છે ત્યારે તે મમતાના લોભથી પ્રાપ્ત કરેલા ગુણો ક્ષણમાં તેઓમાંથી નાશ પામી જાય છે. મમતા ક્યાંથી અને શાથી પેદા થાય છે, તેને માટે અમુક સ્થળ કે અમુક કારણ નિર્મિત નથીઃ ગમે તે સ્થળમાં, ગમે તે વિષયમાં, મમતા પોતે પોતાનો દેખાવ દે છે અને જગતના જીવોને છેતરે છે. પુત્ર ત્યજ્યા, અને શિષ્ય પર મમતા થઈ; ઘર મુકી અનગાર બન્યા, ત્યાં ઉપાશ્રયના વેશમાં મમતા જાગ્રત થઈ; ધન મુક્યું, ત્યાં પુસ્તકના સ્વરૂપે મમતાએ દેખાવ આપ્યો.

આ બધુંએ સચવાયું તો છેવટ સ્વમતાગ્રહ રૂપે મમતાએ પોતાનો વેશ ભજવ્યો. આમ અનેકધા, અનેક વિષયમાં, મમતા સબળોને નિર્બળ બનાવે છે. એક સાદી અને નાનામાં નાની ચીજ, જેને આપણે નકામી માનતા હોઈએ, તેમાંથી પણ મમતા જન્મ પામે છે. તેને માટે એક દાખલો છે કે:—

કોઈ તપસ્વી હતો, અને તે માત્ર એકજ લંગોટી મર્યાદા માટે રાખતો હતો. એક વખત તેના મનમાં સામાન્યતઃ એવી સ્ફુરણા થઈ કે, એકથી બીજી લંગોટી હોય તો અનુકૂળતા ઠીક થઇ પડે. આ ઉપરથી એકની બે લંગોટી થઇ. ત્યાર પછી લંગોટી મુકવા માટે સ્થળ નિર્માણ કર્યું. સ્થળમાં ઉંદરો લંગોટી કાપવા લાગ્યા, એટલે બીલાડી રાખવાનું મન થયું. બિલાડીને બચ્ચાં થયાં તો તેને દુગ્ધપાન કરાવવા, તે મહાતપસ્વીએ ગાય રાખી; તેમાંથી વાછડા થયા, એટલે ખેતીવાડી કરવા લાગ્યા. રાજાની જમીન વિનાઆજ્ઞાએ ખેડવાથી ગુનેહગાર ઠર્યા, કેદ પકડાયા, રાજ્ય તરફથી શિક્ષા મળી કે આખો દિવસ વાંસા ઉપર પથ્થર મુકી તડકામાં ઉભો રાખવો. મહાત્માની તરતજ તે પ્રમાણે સ્થિતિ કરવામાં આવી, ત્યારે તે વખતે મહાત્માને વિચાર થયો કે, મારી આ દશા કરનાર આ લંગોટી છે. જો એકની બે લંગોટી ન કરી હોત તો હું આ સ્થિતિએ પહોંચત નહિ. કહેવાનું તાત્પર્ય એ છે કે, **એક સાધારણ ચીજમાં** મમતા પોતાનું સામ્રાજ્ય કેવી રીતે વધારે છે તે આવાં દષ્ટાંતોથી સમજી, તેથી વિમુખ કેમ રહેવું એ તરફ વિશેષ લક્ષ આપવા જરૂર છે. ત્યાગીઓ માટે જ્યારે આવી ફીકર રહે છે, તો પછી જે ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓ બહારથી એટલે વ્યવહારથી, ભલે અમુક જાતના નિયમો કે વ્રતો સ્વીકારે, પણ તેઓએ એટલું ખાસ યાદ રાખવું જોઇએ કે, જ્યાં સુધી હૃદયમાંથી મમતા તૃષ્ણા મંદ થઈ નથી, તથા તે મંદ કરવા પ્રયત્ન સેવાણો નથી, ત્યાંસુધી તેઓ ઉચ્ચકોટિએ કદી પણ ચડી શકવાને અધિકારી બનવાના નથી. આ દરેક હકિકત ઉપરથી એમ સમજવાને સબળ કારણ મળે છે, કે **ક્રિયાજૈનો** કરતાં **વિચારજૈનો** તેજ ખરા અને શ્રેષ્ટ જૈન કહી શકાય. વિચાર અને ક્રિયા બન્ને પક્ષે જેઓમાં જૈનતા ઉદ્‌ભવી છે, તેઓ **શ્રેષ્ટતમ** જૈનો તરીકે માની શકાય. પણ વિચારજૈનપણા વિના ક્રિયાજૈનો માત્ર નામના જૈનો છે, એમ ઘણા ભાગે માનવું પડશે, અને તેથીજ કેટલાએક ઠેકાણે લખ્યું છે કે, મેરૂપર્વતના જેટલા ઓઘા—મુહપત્તિ કેટલાએક જીવોએ કર્યાં છે, તોપણ પાર પામી શક્યા નથી.

વિચારજૈન, ક્રિયાજૈન, વિચારક્રિયાજૈન, એમ ત્રણ જાતના જૈન કહેવાય. તેવાં પાત્રો પૂર્વકાળમાં કોણ કોણ હતા, તે તરફ આપણે આપણું લક્ષ ખેંચીએ. શ્રેણિક અને કૃષ્ણ વાસુદેવ જેવા રાજાઓ, માત્ર વિચારજૈન હતા, અને તેઓએ ક્ષાયક સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ હતું, જેથી તેઓ માત્ર સમ્યક્ત્વના પ્રભાવે તીર્થંકર નામકર્મ બાંધવા ભાગ્યશાળી થયા છે. માત્ર ક્રિયાજૈનમાં કેટલાએક અભવી-દુર્ભવી ગણવા પડશે. વિચારક્રિયા જૈનમાં આનંદ, કામદેવ વગેરે પવિત્ર શ્રાવકોને ગણવાં જોશે, કેમકે તેઓ સમ્યક્ત્વવાન હતા અને શુદ્ધ ક્રિયા કરનારે પણ હતા. મુનિઓનો સમાવેશ પણ આજ ભેદમાં આવી જાય છે, કેમકે તેઓમાં પણ વિચાર-ક્રિયા સાથે જૈનપણું હોય છે. અને તથાપ્રકારના ગુણવિના માત્ર વેષધારીનો સમાવેશ, વસ્તુતઃ ક્રિયાજૈનોમાં પણ હોઈ શકતો નથી, કેમકે તેવા વેષવિડંબકો ક્રિયામાં પણ અવ્યવસ્થિત હોય છે, અને તેથી તેઓને માટે નીચેનું વાક્ય લાગુ પડે છે કે:—

"હોળીનો રાજા રે, ગુણ વિનાનો સંયમી."

ક્રિયા જૈનો માટે માત્ર એટલો અપવાદ સ્વીકારવો પડશે કે, જેઓ પોતે સરળ છે, અને 'વિચારજૈનોના આશ્રિત બનીને જેઓ ક્રિયા કરનારા છે, એટલે કે પોતામાં તથાપ્રકારની અજ્ઞાનતા છતાં તથાપ્રકારના જ્ઞાનીઓના કહ્યા મુજબ તદનુયાયી બની, ક્રિયા કરનારાઓને જૈનપણામાંથી બાતલ કરવા જોઈતા નથી.

હાલમાં રૂઢપરંપરાથી મૂર્ખ સમૂહો અને અર્ધદગ્ધોના સમૂહોમાં એમ સુદ્રઢ મનાઈ ગયું છે કે, કોઇપણ જૈનનામધારક હોય તેને અમુક અમુક જાતની ક્રિયા તો કરવીજ જોઇએ; જો કોઇ જાતની ક્રિયા ન કરે તો તે જૈન ન કહેવાય. કોઇ વિચારજૈન તેમને કહે કે 'હું જૈન છું,' તો તેવાને હાલના જૈનમન્યો હસી કાઢશે, ધિક્કારશે, અને જૈન કહેવાને આંચકો ખાશે, એટલુંજ નહિ પણ 'તું જૈન નથી, જૈન હોય તો અમો જેમ કરીએ છીએ તેમ તું કેમ કરતો નથી?' એમ બોલી દેવાને તૈયાર થશે. આવી માન્યતાથી જૈન ધર્મનો અમુક જ્ઞાતિએ જાણે ઇજારો લીધો હોય, તેમ મનાઇ ગયું છે; ત્યાં કોઈ મુસલમાન, પારસી, કે અંગ્રેજ અગર યાહુદી, અંતઃકરણમાં જૈન તત્વોની સુદ્રઢ છાપ પડવાથી જૈનનાં તત્વો સત્ય અને તે પણ યથાર્થ સત્ય છે એમ માનતા હોય, તે તત્વો ઉપર તેમને સંપૂર્ણ શ્રદ્ધા હોય, પણ કેટલાએક સંજોગોને લઇને અથવાતો જ્ઞાતિના કારણને લઇને. તેઓ જૈનધર્મની બાહ્ય ક્રિયા ન કરી શકતા હોય, કંઇ ત્યાગ ન કરી શકતા હોય, તો તેવાઓને જૈન ન જ કહેવા એમ હાલના જૈનો એકી અવાજે, ઘણા ભાગે, કહેવા તૈયાર થશે. અફસોસ! કે એવાઓએ વિચારની વિશુદ્ધિને ગૌણ ગણી, અને બાહ્ય વ્યવહારને મુખ્ય ગણ્યો છે. જો કે ઘણા ભાગે જેઓમાં વિચારજૈનતા પ્રકટે, તેમનો વ્યવહાર ક્રમશઃ પવિત્ર થવો જોઇએ, પણ ધારોકે તેમ કરવા તે અસમર્થ નીવડયો તેથી તે જૈનકોટિમાં ન ગણાય એમ જે કહેવું અગર માનવું તે તદ્દન ભૂલભરેલું છે. જ્ઞાન, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ, અથવા ક્ષયથી થાય છે; શ્રદ્ધા ( યથાર્થ શ્રદ્ધા ) સમ્યક્ત્વ, સમકિતમોહનીકર્મના ક્ષયોપશમથી અથવા ક્ષયથી પ્રકટે છે; અને ત્યાગ વૃત્તિ ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ અગર ક્ષયથી પ્રાપ્ત થાય છે. આમ કર્મો એકબીજા ગુણોને આચ્છાદન કરવામાં ભિન્ન ભિન્ન છે, ત્યારે તે ગુણના પ્રકાશ કરવામાં તે ગુણનો અભાવ પણ ભિન્ન ભિન્ન રીતે કારણભૂત છે. કોઈએ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કર્યો, તો તેને માત્ર જ્ઞાનજ પ્રાપ્ત થાય છે, પણ સમ્યક્ત્વના અભાવે અયથાર્થતા હોવાથી, અજ્ઞાનના નામથી ઓળખાય છે. સમ્યક્ત્વ, મિથ્યામોહનીય કર્મના ક્ષયોપશમ, ક્ષાયક, અથવા ઉપશમપણાથી થાય છે. તો કોઈમાં માત્ર શ્રદ્ધા હોઈ શકે, કોઇમાં જ્ઞાન અને શ્રદ્ધા બન્ને હોઈ શકે, અને કોઇમાં ચારિત્ર સાથે ચારિત્રમોહનીકર્મનો ક્ષયોપશમ હોય તો ત્રણે પણ હોઇ શકે; એટલે કે કોઇપણ જાતનો એમાં નિયમ જ્યાં નથી ત્યાં અમુક રિયતિવાળાને જ જૈનો કહેવા, એમ માની લેવું, તે પોતાનું ડહાપણ નહિ તો બીજું શું?

ચતુર્થ ગુણસ્થાનકથી ક્રમશઃ પાંચમા છઠા ગુણસ્થાનક સુધી આર્ત્ત-રૌદ્રધ્યાનની મંદતા થાય છે, અને ધર્મધ્યાનની શ્રેષ્ઠતા વધતી જાયછે. જો કે ગુણસ્થાનકની હકિકતમાં ચૌદે ગુણસ્થાનકનાં નામ આપેલ છે, કે જેથી હવે પછીના ગુણસ્થાનકના સ્વરૂપનું દિગ્દર્શન પણ કરવું જોઇએ, એમ વાચકવૃન્દને લાગશે, અને વસ્તુતઃ તે સત્ય છે, પણ અમારો વિષય 'જૈન' છે, એટલે કે. જૈનો નામથી વર્તમાનકાળમાં વર્તનારા મનુષ્યો પોતા-

નામાં જૈનપણું માની આગળ વધતા અટકે છે, તેમને જૈનપણું પ્રાપ્ત કરવું એ કેટલું દુર્લભ અને દુર્ઘટ છે તેજ બતાવવાનો આ લેખનો ઉદ્દેશ છે. જ્યારે આપણામાં અધુરાશ મનાશે ત્યારે લઘુતા પ્રાપ્ત થશે, અને લઘુતા અનુત્પન્ન ગુણોને પોતાનામાં ઉત્પન્ન કરશે, તેમજ તેવા ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બનવા માટે તથાપ્રકારના અભ્યાસ તરફ લક્ષ ખેંચાશે. વર્તમાનકાળમાં સરળ હૃદયના ઘણા જૈનો હસ્તી ધરાવે છે, જેઓ માત્ર તથાપ્રકારના જ્ઞાનને અભાવે, ઉપદેશ અગર સંગત જે તરફ ઘસડી જાય છે, તે તરફ સત્યતા માની ઘસડાય છે. તેવાં અવાસિત સરળ હૃદય વાળાઓને માટે, આ લેખ ઉપયોગી થઈ પડે અને તેઓ એમ સમજતાં શીખે કે, જૈનપણું પ્રાપ્ત કરવાને માટે આપણે આ દિશા સ્વીકારવી જોઇએ. જેઓએ ઘણું વાંચ્યું છે, ઘણું જાણ્યું છે, તેઓને માટે આ લેખ લખવાનો ઉદ્દેશ નથી. લેખક પોતે પણ પોતાનામાં તથાપ્રકારના ગુણોનો સદ્‌ભાવ **થયો છે, એ માનવાનું અભિમાન ધરાવતો નથી; તો પણ સત્ય શું છે તે જાણવું અગર જણાવવું એ સર્વમાન્ય સિદ્ધાન્તને માટે કોઇથી ના કહી શકાય તેમ નથી; કેમકે તથાપ્રકારની સ્થિતિ નહીં પ્રાપ્ત કરેલા અનધિકારીનો તથાપ્રકારની સ્થિતિ દર્શાવવાનો અધિકાર નથી એમ માનવાનું નથી.** સત્ય એવી ચીજ છે, કે જે સર્વને પ્રિય જ હોય છે, અને તેની પ્રશંસા ગમે તે સ્થિતિમાં રહેલા મનુષ્યોથી થયા વિના રહેતી નથી. તમો જોઇ શકશો કે, નાટકમાં નાટકકારક પાત્રો અનેક જાતનાં નાટક ભજવે છે, પ્રેક્ષકો અનેક હેતુથી ત્યાં પ્રેક્ષક તરીકે પોતાની હાજરી આપે છે; તેઓમાં દરેક ગુણગ્રાહી હોતા નથી, તેમ સદ્‌વર્તનવાળા દરેક હોય તેવો નિયમ હોતો નથી, છતાં પણ જ્યારે **સીતા** અને રામચંદ્રજીનું નાટક ભજવાતું હોય, તેમાં રાવણ **સીતાને** હરી જઇ, અશોક વાટિકામાં રાખી પોતે પ્રેમભિક્ષા માગે છે, અને **સીતા** તે વખતે રાવણનો તિરસ્કાર કરે છે, તે વખતના દેખાવની અસર, જેઓ રાવણને ધિક્કારવા તૈયાર થઇ જાય છે તેઓના મનમાં સજ્જડ થઇ જાય છે. **ભર્તૃહરિના** નાટકમાં **પીંગલા** પ્રપંચ કરી, **ભર્તૃહરીને** છેતરે છે, અને તેનું પોકળ જ્યારે જાહેરમાં આવે છે ત્યારે તે વખતમાં એક અવાજે પ્રેક્ષકો **પીંગળાને** ધિક્કારવા તૈયાર થાય છે, અને **ભર્તૃહરી** તરફ દયાજનક સ્થિતિએ જોવા આતુર બને છે. આવી રીતે પ્રેક્ષકોના મનની સ્થિતિ અનેક નાટકોમાં ઘણે ભાગે નીતિના પાત્ર તરફ જ આકર્ષાય છે, અને અનીતિનાં પાત્રો તરફ અપમાનની નજરથી જુએ છે. ભલેને પોતામાં તેવી નીતિ-પાત્રતા ન હોય, છતાં નીતિ સર્વપ્રિય હોવાથી, અનીતિનાં પાત્રોને પણ નીતિ પ્રિય જ લાગે છે. તેમ આ લેખકમાં યથાર્થ જૈનતા પ્રાપ્ત થઈ છે એમ એ પોતે પોતામાં માનતો નથી, પણ યથાર્થ જૈનતા ઉત્તમ અને શ્રેષ્ટ છે, તેની આવશ્યકતા છે, તેની જરૂર છે, તે વિના મોક્ષનિકટવર્તિ કોઈ કાળે બની શકાય તેમ-નથી, આત્મહિત અને સંસારપરિભ્રમણનો છેડો યથાર્થ જૈનતા પ્રાપ્ત થયેથી જ થશે, એમ લેખક સમજે છે, લેખકને તે પ્રિયકર છે, તેથી જે કંઇ હૃદયમાં સ્ફુર્યું છે, તે આ લેખ રૂપે લખાયું છે; એટલે બીજી રીતે કહીએ તો લેખકે પોતે પોતામાં યથાર્થજૈનપણું પ્રાપ્ત કરવાને આ લેખ દ્વારા એક જાતની ભાવના ભાવેલી છે; તે ભાવના પોતાને માટે, અને વાંચકોને માટે સફળ થાઓ, એમ ઇચ્છી આટલેથી વિરમે છે.

# મુનિજીવન.

લેખકઃ—સ્થાનકવાસી જૈન સંપ્રદાયના કચ્છી મુનિ T.

આ વાત સુસ્પષ્ટ છે કે, બધું દેહગત કાર્ય બહુધા બુદ્ધિથી જ થાય છે. ઇંદ્રિયોની પ્રવૃત્તિ અને મનની વૃત્તિઓની નેતા-પ્રેરક-પાલક-શાસક પ્રધાનપણે બુદ્ધિ જ છે, (જો કે એ બુદ્ધિનો પ્રકાશક, સ્વતંત્ર અને ઇંદ્રિય-મન-બુદ્ધિના ધર્મોથી અલિપ્ત એવો કોઇ ચેતન પદાર્થ છે; પણ અહિં એ વિષય નથી, એટલે એ વાત પડતી મૂકી સામાન્ય રૂપક લીધું છે.) અને એટલા જ માટે મનુષ્યશરીરમાં બુદ્ધિ શ્રેષ્ટ સ્થાન ભોગવે છે. મનુષ્ય ઇતર પ્રાણીઓથી શ્રેષ્ટ અને એ શ્રેષ્ટતાના પ્રમાણમાં વિશેષ જવાબદાર મનાય છે, તે પણ બુદ્ધિની પ્રાપ્તિથી જ. બુદ્ધિની જેવી જેવી સ્થિતિ, તેવા તેવા નિશ્ચયો બંધાઇ આંતર તેમ બાહ્ય પ્રવૃત્તિઓનાં તેવાં તેવાં સ્વરૂપ ઘડાય છે, અને તદનુરૂપ ફલ મળતાં રહે છે. આ સાદું રૂપક સમાજને લગાડીને એમ કહીએ કે, સમાજરૂપ શરીરમાં તે તે સમાજગત વિદ્વાન્ ઉપદેશક વર્ગ બુદ્ધિનું શ્રેષ્ટ (અને એટલા જ માટે વિશેષ જવાબદારીવાળું) સ્થાન ભોગવે છે, તો તેમાં કાંઇ અચંબા જેવું નથી. કોઇપણ સમાજમાં ચાલતી **વિચાર સંગતિ** અને **આચાર પદ્ધતિનું** મૂળ સ્વરૂપ તેના વિદ્વાન્ ઉપદેશકવર્ગ તરફથી ઘડાયલું હોય છે,—જો કે તેમાં સમાજગત વ્યક્તિઓની નિર્બળતા અને સદોષતાની દુષ્ટ ગંધ **પાછળથી** મળી જાય છે. બુદ્ધિશાળી વિદ્વાન્ ઉપદેશકવર્ગની જેટલી યોગ્યતા, શ્રેષ્ટતા અને મહત્તા, તેટલી તે **સમાજની** અન્ય સમાજો કરતાં શ્રેષ્ટતા અને મહત્તા હોય છે. ઇતિહાસ જોતાં જણાયું છે કે, સમાજની

જવાબદારી અને જોખમદારી સમજવાની ઇચ્છા અને શક્તિ ધરાવતા હોય, તેના પાલનમાં દૃઢ રહી નિષ્કામભાવે પરોપકારપરાયણ રહેતા હોય, તો ધર્મ અને સમાજની ઉન્નતિ બહુ વહેલી થાય ખરી. ફલિત એ થાય છે કે, સદસદ્વિવેકી બુદ્ધિરૂપ સારથી જેમ મન અને ઇન્દ્રિયના વેગને યોગ્ય રસ્તે વાળી દેહધારીને પરમપદની પ્રાપ્તિ કરાવે છે, તેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિવિષયક ધર્મની બાબતોમાં દેશકાળપરિસ્થિતિને અનુકૂળ પડતી યોજના ઘડી લઇ કુશળ સમર્થ વિવેકી ઉપદેશક, સમાજને યોગ્ય રસ્તે વાળી જાય છે અને પરમ ઉન્નત સ્થાને પહોંચાડે છે.

કોઈ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં **સંકલ્પ** અને **દેશકાલાદિના વિચારની** અપેક્ષા રહે છે. સંકલ્પ **સત્ય** જોઈએ અને વિચાર **શુદ્ધ** જોઇએ. સત્ય અને શુદ્ધિ સચવાય એટલા માટે **નિશ્ચિંતતા** અને **નિઃસ્પૃહાની** આવશ્યકતા છે. આવા કોઇ વિચારથી, સંતોષ, સંયમ અને નિયમ આદિથી સંસારી વિભાવજન્ય વૈભવને તુચ્છ તથા નિરૂપયોગી કરી નાંખનાર વિદ્વાન મનુષ્યોનો એક વર્ગ ઉભો કરવાની સમાજને ઘણી જરૂર રહે છે. આ વર્ગ નિશ્ચિંત રહી સંસારની અનેક ઉપાધિઓથી બચી **અવ્યગ્રપણે** પ્રજાના હિતશોધનમાં તત્પર રહે તે માટે તેમના ઉદરપોષણનું કર્તવ્ય **અન્યવર્ગને** સોંપવામાં આવે છે. આ સત્ય સંકલ્પ અને શુદ્ધ વિચારથી ઘડેલી શુદ્ધ વિચારસંગતિ અને આચારપદ્ધતિનું અનુસરણ પ્રજા વર્ગ કરે છે, અને કલ્યાણને પામે છે. દેશકાલાદિનાં વારંવાર પરિવર્તન પામતાં સ્વરૂપોનું જ્ઞાન, શાસ્ત્રજ્ઞાન અને નિઃસંગતા, એ સર્વ એ વર્ગને વિશેષ ઉચ્ચ બનાવે છે, અને પછી તેઓ લોકોના જીવનને વિશેષ ઉચ્ચ બનાવે છે, અને લોકો પાસે ધાર્યું કામ કરાવી શકે છે. એમાં જેટલી ન્યુનતા તેટલી કર્તવ્યપાલનમાં શિથિલતા; તેટલે અંશે અવિહિત પ્રવૃત્તિનું સેવન વધે છે અને ઉચ્ચ સ્થિતિ દૂર રહે છે. જૈન સંપ્રદાયમાં એવાજ વિચારથી ચતુર્વિધ સંઘનું બંધારણ થયું છે. સાધુ–સાધ્વી વર્ગ પૂજ્ય અને વંદનીય મનાય છે તે એ વર્ગે અમુક સાંપ્રદાયિક વેષ ધારણ કર્યો છે અને સંસાર સુખોને તિલાંજલિ આપી છે **એટલા માટે નહિ,** પણ સમાજહિત અને જૈન શાસનની ચઢતી કરવાને તથા **એમ કરીનેજ**–બીજી રીતે નહિ–આત્મિક શાન્તિ મેળવવાને તેમણે વિષયોપભોગની લાલસાઓ–કામનાઓનો તથા સુત–યુવતિ–ધનવિભવનો ત્યાગ કીધો છે, અહંતા મમતા અને કષાયને તજી **પરજીવનમાં આત્મજીવન અનુભવવાની 'દીક્ષા'** લીધી **છે તે માટેજ** તેમનાં **શ્વેત** વસ્ત્ર એજ સૂચવે છે કે, મન વચન અને કાર્યની **વિશુદ્ધ પ્રવૃત્તિવડે** હૃદયને કષાયાદિ દોષો રહિત કરવાનું વ્રત લીધું છે. જૈન ધર્મ આવાજ મુનિજીવનને વખાણે છે–અનુમોદે છે. અધ્યયન–અધ્યાપન તથા પ્રજાહિતના સત્ય સંકલ્પ અને શુદ્ધ વિચારમાં અવ્યગ્રપણે નિમગ્ન રહી **ઓછામાં ઓછા ઉપાધિવાળું સાદું સરળ નિશ્ચિંત જીવન** ગાળવાનું એ વર્ગ માટે શાસ્ત્રે વિધાન કરેલ છે; અને એવાજ મુનિત્વના પરિરક્ષણથી જૈન ધર્મે વિશ્વવિખ્યાત યશ મેળવ્યો છે. **મુનિત્વનું** રક્ષણ થાય તોજ જૈનધર્મ અને જૈનસમાજ સુરક્ષિત રહે; અન્યથા નહિ.

એક સાધુ કે જેણે સંસારની ક્ષુદ્ર વાસનાઓનો ત્યાગ કર્યો છે, જે શાન્ત પવિત્ર અને અનાસક્ત રહી **કેવળ ધર્મમય** જીવન ગાળે છે, તેના તરફ અતિ પ્રાચીન કાળથી સન્માનવૃત્તિથી જોવાનું સહજ (સ્વાભાવિક) છે; અને તે એટલે સુધી કે, એવા જીવન-

નો જેમાં આભાસ પણ ન હોય તેવી વ્યક્તિઓ પણ સન્માન પામે છે ! અહંકારજન્ય બેદરકારી અને કર્મરહિતતા એ સાધુસંપ્રદાયનાં મુખ્ય લક્ષણો છે એમ આજે કેટલાક લોકોની માન્યતા છે; પોતાના મનમાં મસ્ત રહેવું, જગતની પરવા કરવી નહિ, કંઈ પણ કામકાજ કરવું નહિ, આળસમાં દિન વ્યતીત કરવા કે ધર્મને નામે મિથ્યાચાર સેવવા એને સાધુપણું કેટલેક સ્થળે સમજવામાં આવે છે. કેવો ભૂલભરેલો ખ્યાલ ! મુનિઓના **કર્મયોગ** ઉપર કેટલુંક આગળ લખવામાં આવશે; અહિં માત્ર એટલુંજ જણાવીશું કે, સાધુ સંપ્રદાય એ એક ઉંચામાં ઉંચુ અધ્યાત્મ જીવન છે; તે સંપ્રદાય પાળનારાઓ મ્હોટી મ્હોટી **ભાવના**ઓને **આચારમાં** મૂકી જનસમુદાયનું કલ્યાણ કરે છે. સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે, સાધુઓ જનસમાજને ભારરૂપ થઈ પડે છે; પણ સાધુ **(તેના ખરા અર્થમાં)** કોઇ પણ રીતે ભારરૂપ થઇ પડે એ શક્ય જ નથી. ઇતિહાસ તરફ નજર કરીશું અને સાધુઓએ જનસમાજ માટે **શું શું** કર્યું છે તે તપાસીશું તો એ વાતનો ખુલાસો મળી રહેશે. **ધર્મદૃષ્ટિએ જોઇએ તો** આ સાધુ-નામ માત્ર ધારણ કરનાર નહિ પણ ખરા અર્થમાં સાધુ—ના સંપ્રદાયે મનુષ્યનાં નયન સમીપ પવિત્રતા, આત્મનિગ્રહ અને **વ્યવહારૂ** વૈરાગ્યની ઉચ્ચતમ ભાવનાઓ મૂકી છે, સશક્ત લોકોએ અશક્ત લોકોને મદદ કરવી જોઇએ એવી વૃત્તિ ઉત્પન્ન કરી છે, સત્ય કલ્યાણનો માર્ગ બતાવી અનેકને એ તરફ વાળ્યા છે; એ ઉપર-ઉપરથી જોનારને પણ ધ્યાનમાં આવી શકે એવું છે. **સામાજિક દૃષ્ટિએ જોતાં** સમાજમાં રહેલા અનિષ્ટ તત્વો દૂર કરવામાં—સમાજસુધારણામાં એ વર્ગે ઘણું કર્યું છે અને કરે છે. જ્યારે એક પક્ષે સાધુઓ મનુષ્યાવસ્થાનું અંતિમ લક્ષ્ય નિવૃત્તિ છે એવી ઉચ્ચ-ભાવના મનુષ્યોની સંમુખ નિરંતર મૂક્યાં કરે છે, ત્યારે અન્યપક્ષે એ અતિ ઉચ્ચ ધર્મ પ્રાપ્ત કરવાના **સાધન** તરીકે ગૃહધર્મોનું અને સમાજધર્મોનું પાલન કરવાને તેઓ કંઈ ઓછું પ્રબોધતા નથી. જૈન સંપ્રદાય સાધુજીવનનું—મુનિધર્મનું બહુ સૂક્ષ્મ રીતે અવલોકન કરે છે અને તેના આચારાદિના સુઘટિત નિયમો યોજે છે. એ જીવનનું બંધારણ એવું છે કે, જેથી એ વર્ગ સમાજઉન્નતિમાં બહુ સાહાય્યક નીવડે. એને સંસારની ઉપાધિ નથી, ભરણપોષણની ચિંતા નથી, દીકરાદીકરી પરણાવવાં નથી, ઘરહાટ ચણાવવાં નથી, ટુંકામાં મનને અન્યત્ર રોકવું પડે એવું એક પણ કાર્ય તેને કરવાનું નથી, તેમ વળી માનસન્માન ગાદી કે એવી બીજા ધર્માચાર્યોને અંગે રહેતી ઉપાધિઓનાં બંધન નથી. એ **જીવન એકાન્ત પરોપકારપરાયણ છે.** એમાં આળસરૂપ નિવૃત્તિ નથી, પરંતુ **વિશુદ્ધ પ્રવૃત્તિગર્ભિત નિવૃત્તિ** છે; સંકોચ-સ્વાર્થ-કૃપણતા-પ્રતારણાનો એ માર્ગ નથી, પણ સર્વ પુરૂષાર્થોને નથી· માર્ગ આપી પરોપકારની વૃત્તિને પૂરતો રસ્તો આપે એવો પરમ વિશુદ્ધ માર્ગ છે. પણ દે-સ્થિતિ-સંબંધાદિનો વિચાર કરતા રહી કર્તવ્યયોજના ઘડવી, તેવા કર્તવ્યપાલનમાં ઉપદેશકવર્ગ·ની, તે તે સમયને ઉચિત એવાં કર્તવ્યોના સ્વરૂપનું લોકોને જ્ઞાન આપી તેમાં પણ એક ધ્યેય સંકલ્પ અને શુદ્ધ વિચારોમાં પ્રજાના હિતશોધનમાં તત્પર રહી આદર્શ અને જોખમદારીનું એવાં એવાં કર્તવ્યો બજાવવાની અનુકૂળતા આ ઓછી ઉપાધિવાળા કારક છે એ સં જીવનને વિશેષ છે. ખરી વાત છે કે, કાળબળે કે મદના અવકાશયોગે એટલું તો નિર્વિ કારણોથી આવા જીવનમાં પ્રમાદ, આળસ, અવ્યવસ્થા, સંકુચિતતા, અધમતા થવા માટે જો ભામા નાંખ્યા છે; કર્તવ્યનિષ્ઠા, શ્રદ્ધા, ઉદારતા, પ્રેમ અને સત્યનિષ્ઠાને ધર્મપરાયણ

સ્થાને તેમનામાં કર્તવ્યવિમુખતા, પ્રેમ, સ્વાર્થ, સંકોચ, મોહ, કૃપણતા, પ્રપંચ અને પ્રતારણાએ પ્રવેશ કર્યો છે; કેટલેક સ્થળે તો બહારના આડંબર, દંભ અને ઢોળનાં જ નાટક ભજવવામાં આવે છે. તોપણ **શ્રદ્ધાનું** તત્વ આપણા લોકને પરંપરાએ માતાના ધાવણની સાથેજ મળતું હોવાથી એ જીવન પ્રત્યેની આપણી સન્માનવૃત્તિ, પૂજ્યભાવ અને શ્રદ્ધા ટકી રહ્યાં છે. અને એ પૂજ્યભાવ અને માનવૃત્તિને લીધેજ હજી એ જીવન સુધારી લેવામાં આવે તો બહુ સારૂં કામ કરી શકે એમ છે. આ સુચ્ત પણ ખરી ટીકા **જે વાતને ગર્ભમાં રાખીને** કરવામાં આવી છે તે એ છે કે, આ જીવન પ્રત્યે ગૃહસ્થ વર્ગની સામાન્ય પૂજ્ય બુદ્ધિ રહે છે, સ્વાભાવિક શ્રદ્ધા હોય છે, એક વિદ્વાન ગૃહસ્થના ઉપદેશ કરતાં એક સાધારણ પ્રકારના ત્યાગી મુનિનો ઉપદેશ કોઈ કોઈવાર વધારે અસરકારક નીવડે છે; તો તેનો લાભ લઇ એ જીવન ગાળનારાઓ તેમને અવિહિત એવી પ્રવૃત્તિમાં ન પડે તેમજ શ્રાવકવર્ગ પણ ખરી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઈ વર્તે. આથી વિરૂદ્ધ થવામાં પૂર્વોક્ત ટીકા કરવાનાં બીજ રહેલાં છે. કેવળ સ્વાર્થપરાયણતા, પોતાના ઉદરપોષણ અર્થે જીવનવ્યવહાર કે કંઈજ ન કરતાં નાન રહીન ત્યાગ લઇ **નિવૃત્તિને નામે આળસ-પ્રમાદ-અસત્પ્રવૃત્તિ કે મનોરથ-સૃષ્ટિમાં નિમગ્નતાના** સેવન માટે મુનિજીવન હોયજ નહિ,-છે પણ નહિ. આ જીવનની મહત્તા એટલાજ માટે છે કે એથી સ્વપરહિત સાધવાની અનુકૂળતા વિશેષ છે. સર્વસંગપરિત્યાગ એ અનુકૂળતાના, આધાર રૂપ છે. આપણે ધ્યાનપૂર્વક જોઈશું તો જણાશે કે, વૈરાગ્ય ભાવની જેમજેમ ન્યુનતા થતી જાય છે, તેમતેમ ધર્મના ક્ષેત્રમાં પ્રપંચો વધારે ને વધારે પ્રમાણમાં પ્રવેશ કરતા જાય છે અને તેટલા પ્રમાણમાં આત્મિક દશાની ન્યૂનતા અને ખરા કર્તવ્યથી વિમુખતા આવે છે. વૈરાગ્યની ઉગ્રભાવનાવાળા સમર્થ સાધુઉપદેશકો પોતાના જીવનકાળમાં પોતાના ઉપદેશ પ્રમાણે વર્તન રાખે છે અને એવી રીતથી તેમનો ઉપદેશ હિતસાધક નીવડે છે.

પ્રત્યેક સુવિચારક જાણે છે કે, કોઈ પણ સમાજની કે ધર્મની ઉન્નતિ, પ્રસાર, કે અવનતિનો આધાર તેના ઉપદેશકવર્ગ ઉપર રહે છે, અને ધાર્મિક ઉન્નતિ **વિના** સામાજિક સુધારણાની આશા વ્યર્થ છે. સાંસારિક અભ્યુદય અને પારમાર્થિક નિઃશ્રેયસના ઉપદેશો યોગ્ય આચાર્યોદ્વારા નીકળતા અને શાસન છિન્ન અવસ્થાએ પહોંચતું, એ વાત પણ આપણા સંપ્રદાયના ઇતિહાસથી સુસિદ્ધ છે. જંબુ સ્વામી, ભદ્રબાહુ સ્વામી, હેમચન્દ્રાચાર્ય, હરિભદ્રસૂરિ, સુંદરમુનિ વગેરે આચાર્યોના પ્રયાસ પ્રત્યેક જૈનધર્માભિમાનીને સુવિદિતજ હશે. કાળે કરી ઉપદેશકવર્ગમાં શિથિલતા આવી, ગચ્છભેદના કલહ વધ્યા, પરસ્પર વિદ્વેષનાં બીજ રોપાયાં, ઉપદેશકવર્ગ તરફથી તેમાં જળસિંચન થતું ગયું, એક જૈન ધર્મ અનેક શાખા-પ્રશાખામાં વ્હેંચાઇ ગયો, સંઘશક્તિ-સંયુક્ત બળ છિન્નભિન્ન થઇ ગયું, અને વ્યવહાર તેમ પરમાર્થના તેમ જૈન તત્વજ્ઞાનના વાસ્તવ સ્વરૂપનું જેમને બીલકુલ ભાન કે જ્ઞાન નહિ એવા નામના વેષધારી પુરૂષો ઉપદેશકવર્ગમાં ઉભરાવા લાગ્યા. આથી પરિણામે ક્રિયા-જડતા, શુષ્કજ્ઞાન, બાહ્ય ક્રિયામાં જ રાગ, સ્થુલતા; આંતર દોષોની સંવૃદ્ધિ, વિવેચક શક્તિને અભાવે પરીક્ષક શક્તિનો અભાવ, અયોગ્યનો આદર, કર્તવ્ય-અકર્તવ્ય યોગ્ય-અયોગ્ય ઔચિત્ય-અનૌચિત્યનું અજ્ઞાન, અને એવાં બીજાં અનેક હાનિકર અનિષ્ટ તત્ત્વો

પ્રજામાં પ્રસરી ગયાં. આ નામના ઉપદેશકોએ જો કાંઇ પણ કર્યું હોય તો તે એટલુંજ કે જૈન પ્રજામાંથી ધર્મનું સંજ્ઞા માત્ર નામ જતું અટકાવી રાખ્યું છે. ધર્મને સ્થાને ધર્માભાસ, જ્ઞાનને સ્થાને ક્રિયાજડતા આવ્યાં ખરાં, પણ કોઇનેકોઇ રૂપે ધર્મ રહ્યો તો ખરો. (ઉપકાર !) નામના ઉપદેશકોએ ટકાવી રાખેલ એ નામના ધર્મથી કંઇ વિશેષ લાભ નથી. એવા ધર્માભાસથી સંતોષ માની બેસી રહેવું એ શ્રેયસ્કર નથી.

જૈન દર્શન જે તત્વજ્ઞાનથી ભરપૂર છે અને 'તર્ક' પર બંધાયલ છે, તેનું રહસ્યપૂર્ણ જ્ઞાન પામવાની યોગ્યતા સંસારવાસનામાં સુખ માનનારા, બહારના આડંબર-ટાપટીપ-વિચારશુન્ય ક્રિયામાં લાગી રહેલાં જ્ઞાનરહિત પુરૂષોમાં હોવીજ **ઘટતી** નથી, તો એ દર્શનના ઉત્તમ વિચારોને **અન્યમાં** સંક્રાન્ત કરવાની યોગ્યતા તો ક્યાંથીજ હોય? જૈનધર્મ મલિન-અસ્વચ્છ-નાસ્તિક-સારહીન અને અગ્રાહ્ય છે એવું કેટલેક સ્થળે મનાઇ જાય છે તે પણ **આવા નામના ઉપદેશકોને પ્રતાપેજ.** લોકમત હમેશાં હાર્દ સમજીને બંધાતો નથી, લોકને કંઇ તત્વ સમજવાની ઇચ્છા નથી-અવકાશ નથી-તેમ જરૂર પણ નથી. એ તો ઉપરઉપરની ક્રિયા, બાહ્ય વ્યાપાર, અનુયાયી વર્ગના આચારવિચાર અને ધર્મની કહેવાતી પુરાણ કથાઓ ઉપરથી કાંઇક સાધાર અને કંઇક નિરાધાર **કલ્પનાઓને** પ્રમાણ રૂપે ગણી મન બાંધે છે. આવા સ્વભાવવાળો પ્રજાવર્ગ, નામના ઉપદેશકોના ઉપદેશ, શિથિલાચાર, જડક્રિયાપરાયણતા અને અનુયાયીવર્ગની અજ્ઞાનયુક્ત પ્રવૃત્તિઓ જોઈ વિરૂદ્ધ અનુમાન બાંધે તો તેમાં અપરાધ એમનો નહિ પણ જૈન દર્શનના જ્ઞાન તથા કર્મ આદિના રહસ્ય અને ગૌરવથી છેક અજ્ઞાન એવા **ઉપદેશકોનો** છે, એમ કહેવામાં ધૃષ્ટતા નહિ જ ગણાય. આમ આપણે જોયું કે કોઇ પણ સમાજ અને ધર્મની ઉન્નત અવસ્થા થવામાં વિદ્વાન ઉપદેશકવર્ગ બહુ અગત્યનો ભાગ બજાવે છે અને વિશેષે કરીને એ વર્ગ જેમ ત્યાગી, નિઃસ્પૃહી, સર્વસંગપરિત્યાગી, જ્ઞાનવિજ્ઞાનયુક્ત, દેશકાલાદિનો સૂક્ષ્મવિવેક કરી કર્તવ્ય યોજના ઘડનાર, તેને અમલમાં મૂકાવવાની શક્તિ ધરાવનાર, અને **તેથીજ** પૂજ્ય અને વંદનીય, હોય, તેમ તે વધારે સારૂં કામ બજાવી શકે છે. જૈન ધર્મમાં આવા સમર્થ ઉપદેશકો થઇ ગયા છે. અહિં આ વાત લખતાં લેખકને અભિમાન થાય છે કે જૈનમાં જે ચતુર્વિધ સંઘનું બંધારણ તથા તેના કર્તવ્યવિભાગ આદિની વ્યવસ્થા છે તે બહુ સુંદર, ઉપકારક અને સર્વ પ્રકારના દેશકાળપરિસ્થિતિમાં કામ લાગી શકે તેવી ઉત્તમ છે. આ ધર્મે સ્ત્રીઓને વીસારી નથી, મોક્ષનો અધિકાર તેના હાથમાંથી છીનવી લીધો નથી, તેને પણ પરમ ગતિ પામવાનો અધિકાર સ્વીકાર્યો છે; અને વિવેકવિરાગસંપન્ન મોક્ષેચ્છુ તેમજ શાસ્ત્રોક્ત લક્ષણયુક્ત સ્ત્રી ઇચ્છાનુસાર પુરૂષની પેઠે જ દીક્ષા લઇ શકે છે. આવા સાધ્વીના વર્ગ માટે કેટલાંક ઉંચા પ્રકારનાં બંધારણો બાંધવામાં આવ્યાં છે. સાધુવર્ગના ઉપદેશનો લાભ સ્ત્રીવર્ગ ચોક્કસ જ મર્યાદામાં પામી શકે છે; તેમનો સહવાસ અમુક નિયમો આધિન રહી સેવી શકે છે અર્થાત્ એ વર્ગનો વધારે લાભ લઇ શકાય એમ નથી. આ શ્રાવિકાવર્ગની ઉન્નતિ માટે સાધ્વીનો વર્ગ બંધાયો છે. સંસારની કહુનામાં સ્ત્રીવર્ગ તરફથી વધારો નહિ પણ ઘટાડો કરવા, તેને સ્વર્ગમય બનાવવા, સ્ત્રીનાં કર્તવ્ય તેને યથાવત્ સમજાવવા, કર્તવ્યમાં ઉત્સાહ રેતી કરવા, ધર્મ અને નીતિના સંસ્કારો ભરવા, તે સાધ્વી વર્ગને કેળવવાની કેટલી અગત્ય છે એ વગેરે બાબતનું વિવેચન કરવાનો અહિં

પ્રસંગ નથી, એટલે એ સંબંધમાં મૌન રાખવું પડે છે. તો પણ સુવિચારક વિવેકી વાચક જોઈ શકશે કે, આ ધર્મ અને નીતિના વૈરાગ્ય, અને જ્ઞાનના સંસ્કારથી સંસ્કૃત થયેલા સાધ્વી-વર્ગના સંસર્ગથી શિખી સ્ત્રીવર્ગ ધાર્મિક અને નીતિમય જીવન શિખી સંસાર સુધારી શકે છે, પોતાને અને પોતાનાં કુટુમ્બીઓને ઉચ્ચગતિએ લઈ જઈ શકે છે. પુરૂષ અને સ્ત્રીવર્ગ જે રાત્રિદિવસ સંસારના કાર્યના ભારથી દબાયલો, ધર્મ અને પરમાર્થજ્ઞાન પામી શકવાને અનુકૂળ નહિ તેવી સ્થિતિમાં રહેલો છે, તેમને સાધુ અને સાધ્વીવર્ગ કે જે ઉપાધિરહીત, નચિંત છે, ધર્મ અને પરમાર્થનાં તથા નીતિ અને વ્યવહારના સ્વરૂપને યથાવત્ સમજી તેમ સમજાવી શકે છે, ઉત્તમ પ્રકારનાં ચારિત્રશીલ છે, તે, ધર્મનાં સુવ્યવસ્થિત બંધારણોને લેઇ પોતાનો લાભ આપે-અભ્યુદય અને નિઃશ્રેયસસાધક ઉપદેશ આપે-એ બંધારણ કેટલું બધું ઉત્તમ છે! ધર્મ, નીતિ, ચારિત્ર્ય. સંયમ, તપ આદિ સાત્વિકવૃત્તિ અને પ્રવૃત્તિઓનાં વાતાવરણયુક્ત સ્થાનકો, ઉત્તમ સંસ્કારવાળા, સંયમી, ચારિત્રશીલ શાસ્ત્રનિર્દિષ્ટ લક્ષણથી યુક્ત સાધુસાધ્વીવર્ગ અને શ્રદ્ધા-તત્પરતાયુક્ત ભોળોભલો ધર્મ ઉપર રૂચિવાળો શ્રાવક શ્રાવિકાનો વર્ગ, આ સર્વનો સુઘટિત સંયોગ; અહો આ દર્શન કેટલું બધું રમ્ય, આકર્ષક અને રોચક છે! આ કેટલું બધું ઉન્નતિકર બંધારણ છે! ધન્ય છે તે શાસનના રચના-રાઓને! ધન્ય છે તેમની તત્વભાવના તથા ક્રિયા-કાંડાદિના રહસ્યજ્ઞાનવાળા ઉપદેશકવર્ગને, કે જેમના પ્રયાસથી, શુદ્ધ સંકલ્પોથી, સત્ય વિચારથી જૈનધર્મ એક વખત સર્વોપરી પદને પામી ચૂક્યો હતો; અકબર અને જહાંગીર જેવા બાદશાહો પાસે પોતાના તીર્થસ્થળમાં હિંસા બંધ કરવાના પરવાના લેઇ ગયો હતો! એક વખત મ્હોટા મ્હોટા રાજા રાણાઓ આ શાસનની સભામાં મસ્તક નમાવતા હતા. નિઃસ્પૃહી ત્યાગી સાધુ મહાત્માઓના પગ પાસે પોતાના રાજ્યની સર્વ વિભૂતિ ઐશ્વર્ય અર્પણ કરતા હતા, તેમના સામે હાથ જોડી ઉભા રહેતા હતા; અને આ મહાત્માઓ પણ તત્ત્વભાવનાઓમાં, તત્વચિંતનમાં, સ્વકર્તવ્યમાં એટલા મસ્ત રહેતા હતા કે એ સર્વથી લેશ પણ ડગતા નહિ કે ઘમંડ કરતા નહિ. પરંતુ ક્યાં છે એ રમ્ય મનોહર ચિત્ર, ક્યાં છે એ ઉત્તમ વાતાવરણથી યુક્ત સ્થાનકો, ક્યાં છે એ જ્ઞાની ચારિત્ર્યશીલ સાધુ મહાત્માઓ, ક્યાં છે એ ધર્મ પર રૂચિ રાખનારો શ્રદ્ધાળુ શ્રોતાવર્ગ, ક્યાં છે એ વખ-તનાં શ્રેષ્ઠ શ્લાઘ્ય પરિણામો? શી કાળની વિચિત્રતા, ગ્રહના અવળા યોગ! શી અગમ્ય કારણોની પરંપરા! આજ એમાંનું કશું નથી. 'કશું નથી' એટલે કેવળ શૂન્ય છે એમ નથી; અમારા આ ઉદ્ગાર સમગ્ર રીતે છે નહિ, હોઇ શકે પણ નહિ, ગમે તેમ તોએ માનવ-દૃષ્ટિ પરિચ્છિન્ન છે; અમુક મર્યાદાથી બહાર તેની ગતિ નથી, એટલે આ દૃષ્ટિની પરિ-ચ્છિન્નતા, તથા જ્ઞાનની અલ્પતાના અંશ, એ ઉદ્ગાર કહાડવાનાં કારણોમાં ભળી જાયછે. આવી સ્થિતિમાં ઉચ્ચારાયલા આ ઉદ્ગાર માટે કષાયત્યાગી સાધુમહાત્માઓ તથા શ્રાવક વર્ગ ક્ષમાદૃષ્ટિ રાખશે એવી આશા છે.

વસ્ત્રપાત્રાદિ ઉપકરણોની તાલમેલ, શિષ્ય, ક્ષેત્ર અને પુસ્તકૈષણા, આહારપાણીની તજવીજ અને ગોચરીના જ નિયમોનું પઠનપાઠન જ્ઞાન, તથા ગામગપાટામાં સાધુ જીવન વ્યતીત થાય તો તેથી વધારે શોકની વાત કઇ છે વારૂ? કેટલેક સ્થળે તો સમજ્યા વગ-રના સૂત્રસિદ્ધાન્તોના અશુદ્ધ મુખપાઠ સિવાય અન્ય શાસ્ત્રનાં વાચનનો, કાવ્ય વ્યાકરણ સાહિત્ય ફિલોસોફિ આદિના અભ્યાસનો, વિદ્વચ્ચર્ચાનો, અન્ય ધર્મના વિચારોના સંસર્ગનો,

વગેરેનો સ્પષ્ટ નિષેધ હોઇ જ્ઞાન અને સુધારાનાં દ્વાર બંધ થયાં છે. ધર્મને નામે સંકુચિત દૃષ્ટિ; વ્હેમ, જડતા ઉપદેશાય છે. અને કંઈ પણ સત્ક્રિયા થાય તો ધર્મનો ભંગ થાય, સમકિત નાશ થાય, કર્મબંધ થાય, એવી માન્યતાથી કેવળ અહંત્વપૂર્વક આત્મપરાયણ રહેવામાં ધર્મ અને મુનિત્વ સમાયલાં સ્હમજાય છે. મુનિત્વ શામાં છે એનો શાસ્ત્ર તેમ વ્યવહારની દૃષ્ટિએ વિચાર કરતાં એમ તો નહિ જ જણાય કે, નિયમબદ્ધ ખાનપાનના પાલનમાં, ડોળડમાકવાળાં ટાપટીપોમાં બાપણમાં, નાટકીયાં ગાયનો રચવામાં અને જેવાંતેવાં પુસ્તકો બહાર પાડવામાં મુનિત્વ સમાયલું છે; તો પછી પરસ્પર વિદ્વેષ કરવામાં, અન્યનાં છિદ્રો તપાસવામાં, અન્યના જરા જેટલા દોષને મ્હોટા કરી બતાવવામાં, ઝીણી ઝીણી વાતોને મનમાં રાખી કુસંપ વધારવામાં, પોતાના વાડામાંનાં ઘેટાંઓ બીજાના વાડામાં ન ઘુસી જાય તે માટે એક નાદાન ભરવાડ જેટલા જ જુસ્સાથી મ્હોટા ડંગોરા લઈ સામસામા શબ્દવિષથી ભર્યા પ્રહારો કરવામાં, શિષ્ય કરવા માટે એક અમુક ગૃહસ્થ જેટલી ચિંતા સેવી ગમે તેવા પ્રપંચોમાં પડવામાં, અને બિચારા ભોળા અજ્ઞાન વર્ગને ફસાવવામાં મુનિત્વ શાનુંજ હોય? પરંતુ જનોઇના દોરામાં બ્રાહ્મણત્વ અને રાતાં વસ્ત્રમાં સંન્યાસીત્વ મનાય છે તેમ, મુનિત્વ પણ એવા એવા નિષિદ્ધ વ્યવહારોમાં મનાઇ ગયું છે. વિરાગ, અભ્યાસ, વિચારણા, ધર્મધ્યાન, યોગાનુષ્ઠાન, પ્રજાહિતના સંકલ્પ, અભ્યુદયસાધક ઉપદેશ અને શિક્ષણ એનાં તો સ્વપ્નાંજ રહ્યાં છે. કોઇ કોઇ ઉપદેશકનાં વ્યાખ્યાન ક્વચિતજ સંભળાય છે. **मननात् मुनिरुच्यते** 'મનન કરે છે માટે 'મુનિ' કહેવાય છે' પરંતુ મનન શાનું? શું આહાર, નિદ્રા, ભય, મૈથુનાદિ **પશુધર્મોનું**? શું કેવળ **આપસ્વાર્થનું**? પરદોષદર્શન કે પરનિન્દાકથનનું? શાસ્ત્રનિષિદ્ધ ત્યાજ્ય વ્યવહારનું? ના, ના, એમ તો નજ હોય અને નથીજ. એ મનન તે નિદ્રા, લોકવાર્તા, શરીર આદિના **વિસ્મરણપૂર્વક** આત્મભાવનું, શાસ્ત્રનું, લોકસ્થિતિનું, દેશકાલાદિનું, વારંવાર બદલાતી જતી જવાબદારીનું મનન છે. આવા **મનનમાં મસ્ત એજ મુનિ.** આવાં મનનને પરિણામે નીપજતી સંશય અને વિપર્યયરહિત નિશ્ચિત કર્તવ્યપદ્ધતિને ધરવામાં અને જવાબદારી બજાવવામાં નિમગ્ન એજ મુનિ.

**તેથી** ... મહિત સાથી ચૂકેલો, ભવસાગર તરી પાર ગએલો, અહેતુક દયાથી લોકહિત અર્થે પ્રય... આવા સ... જ 'યતિ.' 'આનંદઘનોર્મિ'માં કહ્યું છે કે–"આતમજ્ઞાની શ્રમણ કહાવે; બીજે જૈનમાં જ ... " શાન્ત–દાન્ત–ધીર–રાગદ્વેષરહીત–જ્ઞાન, દર્શન, ચારિત્ર, સંયમમાં બહુ સુંદર, ઉપકારક અને સ... ય–વંદનીય **જૈનમુનિ** છે. શાસ્ત્રદીપના

આ ધર્મે સ્ત્રીઓને વીસારી નથી, મોક્ષનો અધિકાર ... તેને પણ પરમ ગતિ પામવાનો અધિકાર સ્વીકાર્યો છે; ... ચિત્તગત દોષોના સામર્થ્યવશાત તેમજ શાસ્ત્રોક્ત લક્ષણયુક્ત સ્ત્રી, ઇચ્છાનુસાર પુરૂષની ... તદનુસાર ન વર્તીએ, તો આ... સાધ્વીના વર્ગ માટે કેટલાંક ઉચા પ્રકારનાં બંધારણો બાં... વવી પડે છે–ભોગવીએ પણ છીએ. ઉપદેશનો લાભ સ્ત્રીવર્ગ ચોક્કસ જ મર્યાદામાં પામી ... પત્રવ્યવહારાદિની થએલી નિયમો આધિન રહી સેવી શકે છે અર્થાત્ એ વર્ગનો ... યુવક વર્ગ, બદલાવતા નથી. આ શ્રાવિકાવર્ગની ઉન્નતિ માટે સાધ્વીનો વર્ગ ... ગચ્છભેદના કલહ, મતભેદની સ્ત્રીવર્ગ તરફથી વધારો નહિ પણ ઘટાડો કરવા, તેને ... ધર્માભાસયુક્ત જડતેને યથાવત સમજાવવા, કર્તવ્યમાં ઉત્સાહ લેતી કરવા, ધર્મ ... (પ્રસંગે તો નહિજ) ઘણો ને સાધ્વી વર્ગને ... ની કેટલી અગત્ય છે એ વગેરે બાબતો. ખરૂં ધર્માભિમાન, સદન-

શીલતા, હૃદયવિસ્તાર પરાર્થ બુદ્ધિ, તત્ત્વભાવના અને જ્ઞાન પર રૂચિ, આંતર દોષો ટાળવાની પ્રવૃત્તિ તથા હરેકની કહ્યું સાંભળવાની વૃત્તિ જોવામાં આવે છે. જમાનો **વિચારસ્વતંત્રતા**નો છે. ન્યાયસિદ્ધ પ્રમાણોની કસોટીએ ચડાવેલા સિદ્ધાન્તોજ સ્વીકારાય છે, દરેક સિદ્ધાન્તનું રહસ્ય જોવાય છે, દરેક ક્રિયાનું પ્રયોજન-ફલ-વિધિ પૂછાય છે, જેવુંતેવું ચલાવી લેવામાં આવતું નથી: આવી સ્થિતિ થતી જાય છે-થવા પર છે.

આથી મુનિવર્ગ ઉપર પણ અસર થવા માંડી છે. એ વર્ગ પણ પોતાની ખરી મહત્તા શામાં છે તે આસ્તે આસ્તે સમજવા લાગ્યો છે. જો કે પ્રમાણમાં અજ્ઞાન, અંધકાર અને અથડામણ વિશેષ છે ખરાં, તોપણ કંઇક સંતોષ થાય એવી સ્થિતિસૂચક ચિન્હ જોવામાં આવે છે ખરાં.

મુનિઓએ કેવા થવું અને શું કરવું એ બે પ્રશ્નો હમેશાં વિચારવા જોઇએ. તેમના કેટલાક ધર્મો દેશકાલાદિની દૃષ્ટિએ ફેરવાય છે: કેટલાક નથી ફેરવાતા. જમાનાનો વિચાર કરી પ્રજાહિત માટે તેમણે તત્પર રહેવું જોઇએ. ભગવાન શંકર, બુદ્ધ, પતંજલી વગેરે પૂર્વાત્ય અને કેન્ટ, **મીલ**, હર્બર્ટ સ્પેન્સર વગેરે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞ. અર્થશાસ્ત્રી, ન્યાયશાસ્ત્રીના વિચારોનો પ્રવાહ, સંબંધ, સહવાસ અને આજુબાજુની હવાને અંગે બેસતા કેટલાક સંસ્કારો, **એ સર્વપર લક્ષ રાખી** હાલની કર્તવ્યયોજના ઘડવાનો દીર્ઘદૃષ્ટિથી અભ્યાસ કરનાર, ઘડેલી યોજનાને અમલમાં મૂકનાર તેમજ મૂકાવવાની શક્તિ (સત્તા) ધરાવનાર **મુનિવર્ગની અત્યારે જરૂર** છે. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોના ફિલસુફો અને સ્વતંત્ર લેખોથી વાકેફ થઇ નવશિક્ષિત યુવકોને નવીન પદ્ધતિએ જૈન ધર્મનાં રહસ્યભૂત તત્ત્વો સમજાવવાની અગત્ય છે. નવીન ફિલોસોફી સાથે જૈન તત્ત્વજ્ઞાનને સરખાવી સર્વ હકીકત બરાબર રીતે સમજાવવા-ઉપદેશવા પૂરતી જ્ઞાનસામગ્રી મેળવવી જોઇએ. પ્રજાની જરૂરીઆતો અને પરિસ્થિતિ સમજી તેમના ઉદ્ધાર માટે વિચારપુરઃસર ઉપદેશપદ્ધતિ ઘડવી જોઇએ. પ્રજાહિત અને આત્મહિતના વિશુદ્ધ સંકલ્પો અને સત્ય વિચારોમાં નિમગ્ન રહેવું જોઇએ. એમ અનેક વિધિઓ જમાનાની નજરે બનાવી શકાય એમ છે.

સમાજરૂપ ગાડાને યોગ્ય માર્ગે દોરી જવાનું સારથીપણું જેને પ્રાપ્ત થયું છે એવો મુનિવર્ગ યોગ્યમાર્ગના જ્ઞાનવાળો, તેવે માર્ગે દોરી જવાથી શક્તિવાળો, કુશળ, વિવેકી હોવોજ જોઈએ એ નિઃસંદેહ છે. એ વર્ગ તેવો થાય તે માટે પ્રયાસ લેવાનું કામ **સર્વનું** છે. વાસ્તવિક રીતે મુનિઓનો કર્તવ્યપ્રદેશ સંકુચિત નહિ પણ વિશાળ છે. વિસ્તારભયથી અહિં તો કંઇક દિગ્દર્શન આ પ્રમાણે થઇ શકે:—

(૧) મુનિજીવનનો પાયો વિશુદ્ધ **વિરાગ** અને **વિવેક** ઉપર રચાવો જોઇએ.

(૨) વિવેક-વિરાગસંપન્ન જ્ઞાની મુનિ હોય તેજ પોતાના કર્તવ્યપ્રદેશનું **સ્વરૂપ સમજી** તેમાં ચારે ખૂણે વિચરી શકે છે.

(૩) કર્તવ્ય જાણવાની ઇચ્છા, કર્તવ્ય સમજવાની **શક્તિ** અને કર્તવ્ય પાળવાની **દૃઢતા** એ કર્તવ્યનિષ્ઠાનાં ત્રણ અંગ છે, આ ત્રણમાંથી એક પણ અંગ જેમાં ન્યૂન ન હોય તેજ કર્તવ્યનિષ્ઠ રહી શકે છે.

(૪) આ વિવેકવિરાગશીલ, જ્ઞાની, કર્તવ્યનિષ્ઠ મુનિનો **કાર્યપ્રદેશ વિશાળ** હોય છે, અને ત્યાર બનાવ્યો ને તેમાં ઘૂમી શકે છે અને **ઉચ્ચતમ પરિણામો લાવે** છે.

(૫) હવે **કર્તવ્યપ્રદેશ**નો અંગુલિનિર્દેશ કરીએ:—આ સૂચનામાં કંઈ અપૂર્વત્વ ચમત્કાર કે વિશેષતા જેવું છે એમ લેખકનું માનવું નથી; તો પણ તેની પરિચ્છિન્ન દૃષ્ટિએ જણાતું કર્તવ્ય સૌની પેઠે તે પણ જણાવે છે.

જ્યાં જ્યાં વિહાર કરવાનો હોય ત્યાં ત્યાં લોકોની સ્થિતિ, ધર્મરૂચિ, જરૂરીઆતો વગેરેનું જ્ઞાન મેળવી, પછી લાંબો વિચાર કરી, તદનુસાર ઉપદેશપદ્ધતિ રાખવી અને કંઇને કંઇ સારૂં **કામ કરાવવું.**

ધર્મની કેળવણીનો, પુસ્તકાલયોનો, સદ્જ્ઞાનનો પ્રસાર કરવો. ધર્મવૃત્તિને સતેજ બનાવી સમાજમાં ધર્મવૃદ્ધિ કરવી.

કુસંપ, વિદ્વેષ, ઝઘડા, તડ, વાંધાનો સમૂલ નાશ થાય તે માટે બનતા પ્રયાસ કરવા.

શાસ્ત્રજ્ઞાન પામી તેનું રહસ્ય લોકોને સ્હમજાવી ધર્મને નામે ચાલતી કેટલીક વિનાશક રૂઢીઓનો નાશ કરવો; લોકોને ભ્રમમાંથી કાઢી સાચી હકીકતથી વાકેફ કરવા.

સાધુશાળા અને સાધ્વીશાળા ખોલાવવી તથા સાધુસાધ્વીનો વર્ગ ઉચ્ચ પ્રકારનો નીવડે એવા પ્રયાસ લેવા.

નમાલા ગ્રંથો બહાર પાડવાની, જગતની જુઠી મ્હોટાઇ મેળવવાની, અને જે પ્રવૃત્તિ સામાન્ય ગૃહસ્થો પણ સેવી શકે તેવી પ્રવૃત્તિઓમાં પડી કવિ-પંડિત-લેખક-ગ્રંથકાર કહેવડાવવાની લાલસાને અટકાવી માગધી અને સંસ્કૃત ભાષામાં નિષ્ણાત થઇ **ધર્મશાસ્ત્રોનાં ગંભીર રહસ્યોના** ચિંતનમાં મસ્ત થઇ અપૂર્વ તત્ત્વો બહાર લાવી **નવીન પ્રકાશ પાડવો.** ઉંડા ઉતરી ખરાં મોતી બહાર લાવવાં. સપાટી ઉપર તરવાથી કે કાંઠે કાંઠે રખડવાથી તો નમાલાં શંખલાં અને કોડીઓ જ મળશે. આવાં શંખલાં અને કોડીથી રમવાની બાલ રમતો મુનિને શોભે નહિ.

# જૈનો અને કેળવણી.

( લખનારઃ-રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ. એલ્. એલ્. બી. )

જગત આનંદથી જુએ છે કે જૈનોએ કેળવણીની જરૂર ત્વરાથી સ્વીકારી છે અને તત્પરતાથી પગલાં ભરવા કમ્મર કસી છે. પરંતુ, દીલગીરી સાથે જણાવવું પડે છે કે એટલાં બધાં નાણાં બહોળે હાથે ખરચવામાં આવે છે, છતાં કેળવણી વિષે **સંગીન** અભ્યાસ કરી, **સ્વતંત્ર વિચારો બાંધી શકે** તેવા કેળવણી-પૂજકો દેખાતા નથી. આવા કેળવણી-પૂજકોને અભાવે જે ખરચ થાય છે તેનો લાભ જેટલો મળવો જોઇએ તેટલો મળતો નથી.

'કેળવણી-પૂજકો' એ નવો શબ્દ વાપરતાં તેનો હું શો અર્થ કરૂં છું તે મારે કહેવું જોઇએ. પૂજક એટલે પૂજનાર; કેળવણીને પૂજનારાઓ જૈનોમાં નથી એમ ન કહેવાય, જો પૂજકમાં હું 'પૂજનાર' એટલોજ અર્થ સમાવું તો પૂજક એટલે પૂજનાર ખરા, પણ હાલના આપણા **ગતાનુગતિક** પૂજનાર જ નહિં, પણ કેળવણી વિષયે ખરૂં જ્ઞાન મેળવી, આપણી જરૂરીયાતોનો ઉંડો વિચાર કરી, ખરી કેળવણીના પ્રચાર માટે પોતાનું સર્વસ્વ તજી દઇ, ખરો ભક્ત પોતાના દેવને જેવી રીતે પૂજે-પૂજે તેટલું જ નહિ પણ—પોતાપણું ભૂલી જઇ, પૂજ્યદેવમાં જ પોતાપણાનો સમાવેશ કરી દે તેવા ભક્ત, તેવા અનન્ય ભક્ત-નેજ "કેળવણી પૂજક" હું કહું છું. ખાસ કરીને ત્રણ બાબતોના વિચારમાંજ પોતાનું જીવન-અગર જીવનની અમુક ઘડીયો સમર્પવાને તૈયાર હોય તેવાજ કેળવણીપૂજક કેળવણી સંબંધે કાંઇક કહી શકે અને તેવાજ ખરો લાભ આપી, વપરાતા પૈસાનો પૂરો બદલો લઇ શકે. તે ત્રણ બાબતો હું નીચેની ગણું છું:-૧ ખરી કેળવણી કોને કહેવાય એ દેશકાળ અને પાત્રનો વિચાર કરી જાણવું; ૨ તેવી કેળવણી કેવી પદ્ધતિથી આપી શકાય તેનો વિચાર કરી, આચાર માટે માર્ગ નિર્દેશ કરવો. ૩ તેમ કરવા માટે જોઇતાં નાણાં એકઠાં કરવાં અને તેને સન્માર્ગે ખરચવા જીવતોડ પ્રયાસ કરવા. આવી રીતે પ્રયાસ કરનારાને અને ઉપર કહ્યું તેટલું જ્ઞાન અને વિચાર કરનારાઓનેજ હું 'કેળવણીપૂજક' કહું છું. આવો સંપૂર્ણાર્થમાં 'કેળવણીપૂજક' કોઇપણ નહિં હોવાથી જૈનોનો કેળવણી માટેનો ઉત્સાહ ખારી જમીનમાં પ્રવેશ કરનારા ઝરણ પેઠે ગુમ થઇ જાય છે અને કેળવણી માટે ખરચાતાં નાણાં અનુત્પાદક બીઆં પેઠે કાંતો સડી જાય છે અને નહિતર બહુજ કંગાળ પેદાશ આપે છે..

આ ખરેખર ખુશી થવા જેવું છે કે, જૈનો સારો પૈસો કેળવણી માટે ખરચી શકે તેવા છે અને ખરચે પણ છે. પરંતુ ઉપર કહેલા કારણને લીધે તે પૈસાનો પૂરો લાભ મળી શકતો નથી એ બતાવવાનો આ પ્રયાસ છે.

કેળવણી કેવી જાતની આપવી જોઇએ એ તો કોઇપણ વિચાર કરતુંજ નથી. દેશકાળને ધ્યાનમાં લઇ ઘટતા ફારફેર સાથે કેળવણી આપવાનું બની શકે તો, ખરેખર, જૈનો પણ એક આગળ પડતી કોમ થઈ જાય. હમણાં તો જૂની ચીલે વગર વિચાર્યેજ જવાય છે; અને તેમાં માત્ર ધર્મનો વિષય ઉમેરાય છે: તે ઉમેરો પણ કેટલાં સારાં ફળ આપશે એ તો અત્યારે કોઇ કહી શકે નહિ.

જૈનો એ મુખ્ય કરીને વ્યાપારી પ્રજા છે. આપણા હાલના રાજકર્ત્તાઓ પણ એક વ્યાપારી પ્રજા જ છે એમ સામ્ય આપીએ તો તેમાં અત્યુક્તિ કે ખુશામત કહેવાને કંઇ કારણ નથી. પોતાની પરંપરાપ્રાપ્ત વૃત્તિને પોષી, કેળવી, સમર્થ કરવામાં આવે તો ભવિષ્યમાં જૈનો શું ન કરી શકે એ કહી શકાય નહિ. પણ તેવાં સામર્થ્ય માટે કઈ જાતની કેળવણી ઇષ્ટ છે તે વિચારવું જોઇએ. તે વિચારવા માટે કેળવણીનાં શાસ્ત્ર અને તેની કળાનો પણ ગાઢ અભ્યાસ કરવો જોઇએ. જ્યાં સુધી જેવા વિચારને જ પોતાના જીવનનું મુખ્ય લક્ષ્ય બનાવનારા ન નીકળે ત્યાં સુધી કેળવણીની દિશા નિર્ણીત થઈ શકશે નહિ. માટે પહેલી જરૂર તો કેળવણી વિષે સંપૂર્ણ, સર્વતોમુખ, સર્વગ્રાહી, અને સ્વતંત્ર અભ્યાસ કરનારની મોટી જરૂર છે. જો જૈનોમાં તેવા ન નીકળી શકે તો બીજેથી પણ તે જાતની મદદ લેવામાં નાણાં ખરચવાં પડે તો તે પણ લાભકારક ખરચ છે એમ સમજવું જોઇએ.

હાલ તેવું કોઇ નહિ હોવાથી, હાલના જૈનોનાં કેળવણીખાતાંઓપર દેખરેખ રાખનારા કાંતો વકીલવર્ગમાંના ઉત્સાહી પુરૂષો અને તે પણ ન મળે તો વેપારીવર્ગમાંથી કોઇ મહેનતુ સ્વયંસેવકો હોય છે. વકીલનો ધંધો અને વેપારીની ઉદ્યોગી જીંદગી દેખરેખ માટે પણ ભાગ્યેજ ફુરસદ આપી શકે છે. તો પછી કેળવણીની દિશા બતાવવાનું તો તેવા લોકોથી કેમજ બની શકે ? અને કદાચ કોઇ તે બાબતપર મહેનત કરવા વિચાર રાખે, તોપણ તેમના પ્રયાસ છુટાછવાયા અને ક્ષણ ક્ષણનાજ હોઇ શકે.

જ્યારે લોકોની આંખમાં સામેથી પેસી જાય તેવાં પરિણામ બતાવી શકાતાં નથી, ત્યારે સ્વાભાવિક રીતેજ લોકો નાણાં આપવામાં ઉદાર રહી શકતા નથી. એટલે જૈનોની કેળવણીની સંસ્થાઓમાં બીજી મુશ્કેલી નાણાંની પડે છે. એક વખત તો એક સંસ્થા તાબડતોબ કાઢવામાં આવે છે, પણ પછી તે નિભાવવા માટે જોઇએ તેટલાં નાણાં નહીં હોવાથી જેમ તેમ કરી તેને ચાલુ રાખવામાં આવે છે. કેળવણી સારી આપવાના કે તેને માટે સારા શિક્ષકો કે સારાં સાધનો પૂરાં પાડવાના વિચાર માત્રને દૂરજ કરી દેવા પડે છે. માત્ર ઉઘાડેલું ખાતું કેમ ચાલે તેટલોજ વિચાર રાખી ગમે તેવું કામ સ્વીકારવું પડે છે. આવી સ્થિતિના ગેરફાયદાનું વિવેચન કરવાની જરૂર નથી. જો કોઇપણ એકાદ સંસ્થામાં ઉપર ફરતી નજર નાખશે તોપણ જાણી શકશે કે ઉપરની ટીકામાં કેટલું સત્ય છે.

જૈનો પૈસા ખરચવે બહુજ ઉદાર છે, જૈનો નવા પ્રયાસો ખેડવે બહુજ સાહસિક હોય છે, જૈનો પરોપકાર માટે સદા તત્પર હોય છે, જૈનો સ્વધર્મ માટે બહુજ ચુસ્ત હોય છે, જૈનો એવી મુંઝવણી. અને શુભંકરકેન કેમ છે કે સારા રસ્તા બતાવવામાં આવે તો તે તુર્ત વળી શકે છે; આવા કોમના સાહજીક ગુણોનો લાભ લેવો અને તેનાં સારામાં સારાં પરિણામ લાવવાં એ દરેક સમજુ જૈનનું અને બીજા પણ—સુહૃદોનનું પણ કર્તવ્ય છે. તે કર્તવ્યનાં ભાનથી જ ઉપરની ટીકા કરવામાં આવી છે અને આશા છે કે તેનો સારો અર્થ લેવામાં આવશે અને જૈન બાઇઓ તેમના કેળવણી માટેનાં પગલાંઓ વધારે ત્વરાથી અને વધારે લાભ આપી શકે તેવી રીતે ભરવાનું ચાલુ રાખશે. તથાસ્તુ.

# सद्धर्म-सन्देश.

---

मन्दाकिनी दयाकी, जिसने यहां बहाई ।
हिंसा कठोरताकी, कीचडको धो बहाई ॥
समता सुमित्रताका, ऐसा अमृत पिलाया ।
द्वेषादि रोग भागे, मदका पता न पाया ॥ १ ॥
उस ही महान् प्रभुके, तुम हो सभी उपासक ।
उस वीर वीर जिनके, सद्धर्मके सुधारक ॥
अतएव तुम भी वैसे, बननेका ध्यान रक्खो ।
आदर्श भी उसीका, आँखोंके आगे रक्खो ॥ २
संकीर्णता हटाओ, दिलको बडा बनाओ ।
निज कार्यक्षेत्रकी अब, सीमाको कुछ बढाओ ॥
सबहीको अपना समझो, सबको सुखी बना दो ।
औरोंके हेतु अपने, प्रिय प्राण भी लगा दो ॥ ३
ऊंचा उदार पावन, सुखशान्तिपूर्ण प्यारा ।
यह धर्मवृक्ष सबका, निजका नहीं तुम्हारा ॥
रोको न तुम किसीको, छायामें बैठने दो ।
कुल जाति कोई भी हो, संताप मेटने दो ॥ ४ ।
जो चाहता हो अपना, कल्याण, मित्र ! करना ।
जगदेकबन्धु जिनका, पूजन पवित्र करना ॥
दिल खोल करके करने दो, चाहे कोई भी हो ।
फलतेहैं भाव सबके, कुल जाति कोई भी हो ॥
सन्तुष्टि शान्ति सच्ची, होती है ऐसी जिससे ।
ऐहिक क्षुधा पिपासा, रहती है फिर न जिससे– ॥
यह है प्रसाद प्रभुका, पुस्तक–स्वरूप इसको ।
सुख चाहते सभी हैं, चखने दो चाहे जिसको ॥
यूरुप अमेरिकादिक, सारे ही देशवाले ।
अधिकारि इसके सब हैं, मानव सफेद काले ॥

अतएव कर सकें वे, उपभोग जिस तरहसे ।
यह बाँट दीजिए उन, सबको ही उस तरहसे ॥ ७ ॥
यह धर्मरत्न धनिको !, भगवानकी अमानत ।
हो सावधान सुन लो, करना नहीं खयानत ॥
दे दो प्रसन्न मनसे, यह वक्त आ गया है ।
इस ओर सब जगतका, अब ध्यान लग रहा है ॥८॥
कर्तव्यका समय है, निश्चिंत हो न बैठो ।
थोथी बडाइयोंमें, उन्मत्त हो न ऐंठो ॥
सद्धर्मका संदेशा, प्रत्येक नारि नरमें ।
सर्वस्व भी लगाकर, फैला दो विश्व भरमें ॥ ९ ॥

—समय ।

## ચતુર્વિધ સંઘને સંદેશો.

અને

## પ્રભુપ્રાર્થના.

હરિગીત.

શ્રીમંત, સંત,ધીમંત, લક્ષ્મીવંત, જય વરતાવજો,
લાયક બધા નાયક તમારા, શ્રેય કાર્ય સજાવજો;
અભિમાન તે સેતાન તજી, ધરી ખંત ખૂબ ખમાવજો,
પર અપર પંથે જૈનનાં વર, નિગૂઢ તત્ત્વ જણાવજો. 1
દારિદ્ર દુર્બળતા મટી, બળ અતુલ અંગે લાવજો,
તિમિરો તણાં દળ તોડી, પ્રેમ પ્રકાશ અતિ પ્રગટાવજો;
રંગે ભરી રસબસ હૃદય, શુભ ભવ્ય ભેલ બજાવજો,
શાસનપતિ સમુદાયમાં, ઝવન નવીન જમાવજો. ૨
શ્રી પર્યુષણનાં પ્રતિક્રમણ કરી, પાપ તાપ પતાવજો,
જૈનો તણો જય થાય એવી, ભાવના શુભ ભાવજો;
નરવીર ધીર ગંભીર બની, મહાવીર પંથ મજાવજો.
સમસ્ત સમાજ સુધારવાના, અંગ રંગ રચાવજો. ૩
માયા કપટ તજી જંતુપર. ખરી મિત્રતા દર્શાવજો.
જય રૂપ જૈન સમાજમાં, ચારૂ વિજય વર્તાવજો;
નીસ્તેજતાનો નાશ કરી, વિભુ અમગ ભેગ અપાવજો,
ચડતી કળા દિન દિન પ્રત્યે, (કહે) સંતશિષ્ય કરાવજો. ૪

—સંતશિષ્ય (લિંબડી)

## (१). स्थूलभद्र अने कोशा.

"સંતોષ રૂપી ઐશ્વર્યના વાંછક એવા પુરૂષો રાજ્યને પસંદ કરતા નથી, જેવી રીતે કે સ્થૂલભદ્રે મંત્રીની પદવી તજી દઇને સંયમ અંગિકાર કર્યો.

સ્થૂલભદ્રનો જન્મ વીરાત્ ૧૧૬ માં ( ઈ. સ. પૂર્વે ૪૧૦ માં ) થયો હતો. તેણે વિદ્યાભ્યાસ સારી રીતે કરી યુવાન અવસ્થા પ્રાપ્ત કરી. ૧૮ વર્ષની યુવાન્ વયે એક વખત વિનોદ કરતો સતો મિત્રોથી પરિવૃત્ત થઇ વન જોવાને ગયો. પાછો આવતાં તેને કોશા નામની વેશ્યાએ જોયો. કોશા ( કોશ્યા ) તે નંદરાજાની એક એક ગણિકા હતી. તે બહુ સ્વરૂપવાન હતી અને રૂપમાં દેવાંગનાથી પણ વધતી- તે વેશ્યાએ સ્થૂલભદ્રના રૂપથી મોહિત થઇ તેને વાત કરવાના મિષથી ખોટી કરી ચાતુર્યગુણથી તેનું ચિત્ત વશ કરી લીધું. સ્થૂલભદ્ર પણ તેના ગુણ ને રૂપથી રંજીત થઇ તે વેશ્યાને ઘેર રહ્યો. અને તેની સાથે વિષયસુખ ભોગવતો સતો તે નવા નવા વિનોદ કરવા લાગ્યો. તેના પિતા પણ પુષ્કળ દ્રવ્ય મોકલવા વડે તેનું ઇચ્છિત પૂર્ણ કરવા લાગ્યા. આ પ્રમાણે ૧૨ વર્ષ સુધી એટલે ૩૦ વર્ષની વય સુધી સ્થૂલભદ્રે સાડીબાર ક્રોડ સોનામહોરનો વ્યય કર્યો. કહ્યું છે કેઃ—

"ક્ષત્રીઓનું દ્રવ્ય ઘણું કરીને ઘોડા, શસ્ત્ર, અને મંદિરોમાં, કૃપણ પુરૂષોનું ભૂમિમાં, વ્યસની પુરૂષોનું સ્ત્રી, જુગાર અને ચોરીમાં, વેશ્યાઓનું શંગારમાં, વણિકજનનું વ્યાપારમાં, ખેડુતોનું ખેતીમાં, પાપી પુરૂષોનું મદ્યમાંસમાં અને સુકૃતી પુરૂષોનું ધર્મોપકારના ઉત્સવમાં જાય છે."

## (२) वररुचिनो प्रयोग अने पितानुं मृत्यु.

આ વખતે ઈ. સ. પૂર્વે ૩૮૦ માં શકટાળ મંત્રીનું મૃત્યુ વરરૂચિ બ્રાહ્મણે કરેલા પ્રયોગથી થયું. આ વરરૂચિ કોણ હતો, શું પ્રયોગ કર્યો અને કેવી રીતે મૃત્યુ થયું તે કહીશું. આજ નગરમાં કવિ, વાદી, વૈયાકરણી વગેરેમાં શિરોમણિ સરખો વરરૂચિ નામે એક મોટો બ્રાહ્મણ રહેતો હતો. તે હમેશાં સરસ્વતીના પ્રસાદથી ૧૦૮ કાવ્ય નવાં રચતો અને તેની નંદરાજાને ભેટ કરતો, પરંતુ એ કાવ્યોમાં મિથ્યાત્વ રહેતું હોવાથી શકટાલ મંત્રી તે બ્રાહ્મણનાં રાજાના દેખતાં વખાણ કરતો નહીં, તેથી ભૂપતિ તેને કાંઇ ઇનામ આપતો નહિ. વરરૂચિને ખેદ થયો અને રાજાનું દાન મેળવવા માટે શકટાલ મંત્રી કાર્યભૂત છે તો તે કંઇ સ્તુતિ કરે તેમ કરવા તેની સ્ત્રીનું ( લાચ્છલદેનું ) આરાધન કરવા માંડ્યું; એક દિવસે મંત્રીપત્નીએ ખુશી થઇ કહ્યું 'તારે કંઇ કાર્ય હોય તે મને કહે.' ત્યારે તેણે કહ્યું કે 'આપનો સ્વામી રાજા પાસે મારાં કાવ્યની પ્રશંસા કરે એ મારે જોઇએ છે.' ત્યારે તેણીએ પછી તેના ઉપરોધથી તે વાત પોતાના સ્વામીને કહેતાં સ્વામીએ જણાવ્યું કે 'તે મિથ્યાદ્રષ્ટિ છે માટે તેની પ્રશંસા હું નહિ કરૂં.' પણ આખરે તેણીના બહુ આગ્રહથી તે વાત મંત્રીએ કબુલ કરી; કારણ કે અંધ. સ્ત્રી, બાલક તથા મૂર્ખ—એ ચારનો આગ્રહ દુસ્ત્યજ છે.

વરરૂચિ ત્યાર પછી રાજા પાસે પોતાનાં કાવ્યો બોલવા લાગ્યો ત્યારે મંત્રીએ તેની પ્રશંસા કરી અને રાજાએ સંતુષ્ટ થઈ ૧૦૮ સોના મહોર આપી અને હમેશાં એવી રીતે ૧૦૮ સોના મહોર રાજા દેવા લાગ્યો. મંત્રીએ રાજાને આમ કરતો જોઈ પૂછ્યું ' આ આપ શું કરો છો ? ' ત્યારે રાજાએ કહ્યું ' ફક્ત તેં તેની પ્રશંસા કરેલી તેથીજ હું તેને દાન કરૂંછું, કારણ કે જો હું મારી પોતાની ઇચ્છાથીજ કરતો હોઉં તો પહેલાંજ શા માટે ન આપત ? '. ત્યારે મંત્રીએ કહ્યું ' મેં કંઇ તેની પ્રશંસા કરી નથી, પણ આપનાં કરેલાં કાવ્યો ઉત્તમ છે એમ મેં પ્રશંસા કરી છે. ' ત્યારે રાજાએ કહ્યું: ' તે બ્રાહ્મણ બીજાનાં કરેલાં કાવ્યો અહિં પોતાના તરીકે લેખાવીને સ્તુતિ કરે છે તે બાબતની ખાત્રી શું ? ' ત્યારે મંત્રીએ યુક્તિ શોધી કહાડી કહ્યું કે " તે કાવ્યો તો મારી પુત્રીઓ ( કે જે ઉપર કહેવા મુજબ સ્મરણ શક્તિવાળી હતી ) પણ જાણે છે અને હું તેની આપને આવતી કાલે પ્રભાતે ખાત્રી કરાવી આપીશ. "

બીજી સવારે મંત્રી પોતાની ૭ પુત્રીઓ સહિત રાજસભામાં આવ્યો. વરરૂચિ નવાં કરેલ પોતાનાં× ૧૦૮ કાવ્યો બોલ્યો. તે પહેલી પુત્રીએ સાંભળ્યાં એટલે ફરી બોલી ગઈ, પછી બીજી બોલી ગઇ, એમ અનુક્રમે સાતે પુત્રીઓ તે કાવ્યો બોલી ગઇ! રાજાએ ચમત્કાર પામી મંત્રીને કહ્યું: " આપની પુત્રીઓ સાક્ષાત્ સરસ્વતી છે. " અને વરરૂચિપર ગુસ્સે થઈ તેને દાન આપવું બંધ કર્યું, કેમકે **મંત્રીઓના ઉપાયો નિગ્રહ–અનુગ્રહ કરવામાં સમર્થજ હોય છે.**

હવે તે બ્રાહ્મણે એમ કરવા માંડયું કે દરરોજ પ્રભાતે ૧૦૮ કાવ્યથી *ગંગાની સ્તુતિ કરીને તે તેની પાસેથી ૧૦૮ મહોરો મેળવવા લાગ્યો. આ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ થઇ તેથી એની સ્તુતિ થવા લાગી. " અહો ! આ બ્રાહ્મણ તો પુણ્યવાન છે, જ્ઞાનવાન છે–પૂર્વે તેણે જ્ઞાનની આરાધના કરી હશે; કારણ કે કહ્યું છે; કે:–જ્ઞાનદાનથી જ્ઞાનવાન્ થવાય છે, અભયદાનથી નિર્ભય થવાય છે, અન્નદાનથી સુખી થવાય છે અને ઔષધદાનથી નિરોગી થવાય છે. "–આ વાત રાજાએ લોકોના મુખથી સાંભળીને મંત્રીને કહી. શકટાલ મંત્રી મહાનિપુણ અને ચતુર હતો, તે સમજી ગયો કે દેવતાની આવી પ્રસાદી બ્રાહ્મણપર થઇ છે એ વાત ખોટી હોવી જોઇએ અને કંઇક યુક્તિ તે બ્રાહ્મણે કરી હોવી જોઇએ. આમ વિચારી જવાબ આપ્યો કે ' રાજન્ ! જો એમ હોય તો આપણે પ્રભાતમાં ત્યાં જઇ નજરે જોઇ ખાત્રી કરીશું. ' રાજાએ પણ તેમ કરવાને કબૂલ કર્યું. પછી સંધ્યાકાલે મંત્રીએ ગુપ્ત માણસોને નદીને કિનારે તેની તપાસ કરવા મોકલ્યા. તેમાંનો એક કોઇ જોઇ ન શકે તેમ એક પક્ષી માફક ઝાડીમાં ભરાઇને બેઠો. રાત્રીનો સમય હતો. અંધકાર હતો તેવામાં વરરૂચિએ ગુપ્ત રીતે ત્યાં આવી નદીના પાણીમાં સોના મહોરોની થેલી રાખીને પાછો તે પોતાને ઘેર ગયો. પછી પેલા ગુપ્ત પુરૂષે તેના ( વરરૂચિના ) જીવીત સરખી તે થેલીને લઇને ગુપ્તરીતે આવી મંત્રીને સોંપી. હવે પ્રભાતે મંત્રી પણ તે થેલી પોતાની સાથે ગુપ્તપણે રાખીને રાજાની સાથે ગંગાને કિનારે ગયો તથા તે વખતે વરરૂચિ પણ ત્યાં આવ્યો. આ વખતે તે મૂઢ

×ભરતેશ્વર બાહુબલીવૃત્તિમાં ૫૦૦ ની સંખ્યા આપી છે.

*ગંગા નદીને કિનારેજ પાટલીપુત્ર નગર આવેલું છે.

રાજા પણ જોવા આવેલો છે તે જાણીને પોતાની ઉત્કૃષ્ટતાનું માન લાવીને વિસ્તારસહિત ગંગાની સ્તુતિ કરવા લાગ્યો. તે સ્તુતિ કર્યા પછી તેણે જે યંત્ર પોતે ગોઠવ્યું હતું તે ચલાવ્યું પણ સોનામહોરની પોટલી તો તેના હાથમાં આવીને પડી નહિ; પછી તો તે હાથથી કરીને તે પોટલી શોધવા લાગ્યો, પણ નહિ જડવાથી મૌન રહ્યો. પછી મંત્રીશ્વરે કહ્યું "કેમ ! આટલી સ્તુતિ કર્યા પછી પણ ગંગા આજ કંઈ નથી આપતી ? બીજું તો રહ્યું પણ તારૂં થાપણ તરીકે રાખેલું દ્રવ્ય પણ ગંગા ન આપે ? કે તારે આવી રીતે તે શોધવું પડે છે!" ત્યારે બ્રાહ્મણે કહ્યું "કંઈ સમજાતું નથી. આજસુધી તો ગંગા મારૂં માગ્યું આપતાં, આજ આપતાં નથી. શું કરવું ? અભાગ્ય ઉદય આવે છે ત્યારે પુરૂષોને દારિદ્રય આવે છે. ભાગ્યોદય થાય છે ત્યારે તો સરસ્વતી પણ વશવર્તી થાય છે." આ ઉપરથી મંત્રીએ પોતે પેલી થેલી બતાવી અને પૂછ્યું કે "એ કોની છે ?" બ્રાહ્મણ વિચારમાં પડયો; જો એ મારી નથી એમ કહું, તો થેલી જાય છે, અને તે મેં મૂકી હતી તેથી મ્હારી છે એમ કહું તો ખોટો ઠરૂં છું.' આખરે મારી નથી એમ કહીશ તો લક્ષ્મી સમૂળગી જતી રહેશે એ ઠીક નહિ તેથી બોલ્યો કે "તે મારી છે." આથી સર્વને ખબર પડી કે વરરૂચિએ ગંગા નદીમાં એક યંત્ર ગોઠવ્યું હતું અને તેની અંદર ૧૦૮ સોના મહોરને લુગડામાં બાંધીને રાખતો. પછી પ્રભાતમાં ગંગા નદીમાં સ્નાન કરીને તે તે યંત્રને પગથી દાબતો તેથી તે સોનામહોરની થેલી ઉછળીને તેના હાથમાં પડતી. આ જાણી રાજા અને લોકોએ તેને ધિક્કારી કાઢયો. આના પરિણામે-ત્યારથી આ બ્રાહ્મણ મંત્રી ઉપર વૈર રાખવા લાગ્યો અને તેનાં છિદ્ર જોવા લાગ્યો.

હવે વરરૂચિ પણ મનમાં ઇર્ષ્યા લાવીને મંત્રીપર પોતાનું વૈર વાળવાની ઇચ્છા કરવા લાગ્યો, તેથી મંત્રીના ઘરની સઘળી વાતો મંત્રીની એક દાસીને મળીને પૂછવા લાગ્યો. એક દિવસ તે દાસીએ વરરૂચિને કહ્યું કે **શ્રીયક**ના લગ્નમહોત્સવમાં મંત્રી રાજાને પોતાને ઘેર જમાડવાનો છે, અને તે દિવસે રાજાને ભેટ આપવા માટે તે શસ્ત્રો તૈયાર કરાવે છે; કારણ કે રાજાઓને તે ભેટ અત્યંત પ્રિય હોય છે. આનો લાભ લઇને છળના જાણનારા એવા તે વરરૂચિએ ગામના છોકરાઓને ચણા આદિક આપીને ગામમાં એવું બોલવાને શિખવ્યું કે 'રાજા એમ જાણતો નથી કે **શકટાલ** મંત્રી પોતાને ( રાજાને ) મારીને **શ્રીયક**ને ગાદીએ બેસાડવાનો છે.' છોકરાંઓ હમેશાં આવું આવું બોલવા લાગ્યા એટલે લોકના મુખથી રાજાને ખબર પડતાં તેણે વિચાર્યું કે "બાળકોનું વચન અન્યથા હોય નહિ; કારણ કે કહ્યું છે કે—દિવસે વિજળી નિષ્ફળ હોય નહિ, રાત્રિનું ગર્જિત નિષ્ફળ હોય નહિ, સ્ત્રી કે બાળકનાં વચન, અદૃશ્ય વાણી અને દેવનાં દર્શન નિષ્ફળ હોય નહિ." આની ખાત્રી કરવા રાજાએ પોતાના એક ગુપ્ત માણસને મોકલ્યો. તે માણસે મંત્રીના ઘરનો વૃત્તાંત જણાવ્યો કે શસ્ત્રો તૈયાર થાય છે. પછી સેવા વખતે મંત્રીએ આવીને જેવો રાજાને નમસ્કાર કર્યો કે તુરત રાજાએ ક્રોધથી તેના સન્મુખ પણ જોયું નહિ.

મંત્રીએ તુરત રાજાનો ભાવ જાણી લેઇ ઘેર આવી **શ્રીયક**ને કહ્યું: 'કોઇએ મારા વિષે રાજાને કંઇ ગુરૂં સમજાવ્યું છે, માટે આ આપણા કુલનો અકસ્માત ક્ષય થવાનો વખત નજદીક આવી પહોંચ્યો છે, પણ જો હું કહું તેમ તું કરે તો સર્વ કુલનું રક્ષણ થઇ શકે તેમ છે. માટે હવે જ્યારે રાજાને નમન કરૂં ત્યારે તારે મારૂં મસ્તક છેદી નાંખવું અને

કહેલું કે સ્વામીનો અભક્ત સેવક એવો પિતા પણ વધ કરવા લાયક; માટે ઘડપણથી મૃત્યુને યોગ્ય થયેલો એવો હું જો આવી રીતે મૃત્યુ પામીશ, તો તું મારા કુલગૃહનો સ્તંભરૂપ થઇને લાંબા કાળસુધી આનંદ પામીશ.

શ્રીયક આંખોમાં આંસુ લાવી કહેવા લાગ્યો—'હે તાત! આવું ઘોર કર્મ તો એક કસાઈ પણ શું કરી શકે ખરો?'

મંત્રીશ્વર—'એવો એવો વિચાર કરીને તો તું કેવલ વૈરીના મનોરથોને સંપૂર્ણ કરીશ. માટે જેટલામાં રાજા કુટુંબસહિત મને મારી નાંખે નહિ તેટલા સુધીમાં એક ફક્ત મારા જ નાશથી આખા કુટુંબનું તું રક્ષણ કર. વળી હું મુખમાં તાલપુટ નામે ઝેર રાખીને નમસ્કાર કરીશ, તેથી મને હણવાથી તને પિતૃહત્યાનું પાપ પણ લાગશે નહિ.'

આવી પિતાની શિખામણથી શ્રીયકે તેમ કરવા કબુલ્યું અને તે પ્રમાણે જ કર્યું. **આગામી કાલના સુખ માટે બુદ્ધિમંતો પોતાના નાશપર્યંત પણ ભયંકર કાર્ય કરે છે.**

આથી રાજાએ સંભ્રમપૂર્વક પૂછ્યું—'હે વત્સ! તેં આ દુષ્કર કાર્ય શું કર્યું?—તેં વૃથા પિતાનો વધ કેમ કર્યો?'

શ્રીયક—'જે મારા સ્વામી એવા રાજાનો દ્વેષી થાય તેને એવી જ શિક્ષા થવી જોઇએ! જ્યારે આપે મારા પિતાને દોષિત જાણ્યા ત્યારે મારે તેમનું મરણ કરવું પડ્યું, કેમકે ચાકરોએ તો સ્વામીના ચિત્તને અનુસારે જ વર્તવું જોઇએ. વળી ચાકરો પોતે જ્યાંસુધી દોષોને જાણે ત્યાંસુધી જ તેઓ તેના ઉપાય માટે વિચાર કરે, પણ જ્યારે સ્વામી પોતેજ તે દોષોને જાણે ત્યારે તેમાં ચાકરે વિચાર કરવા જેવું હોય જ નહિ!'

રાજાએ ફરીથી કારણ પૂછ્યું, ત્યારે તેણે પેલા બ્રાહ્મણનું સ્વરૂપ કહી બતાવ્યું, તે ઉપરથી નંદરાજાએ બ્રાહ્મણને દેશત્યાગ કરાવ્યો. પછી શકટાળની સર્વ ઔર્ધ્વદૈહિક ક્રિયા અગ્નિસંસ્કાર કર્યા પછી શ્રીયકને કહ્યું: "તને ધન્ય છે! તું જ સઘળા સેવકોમાં શિરોમણિ છે. શાસ્ત્રોમાં સેવકનું સ્વરૂપ કહ્યું છે તેવો જ તું છે. કહ્યું છે કે જે યુદ્ધને પ્રસંગે આગળ ચાલે, નગરમાં પાછળ ચાલે, મહેલમાં દ્વાર પાસે સદા ઉભો રહે, તે સેવક રાજાને વલ્લભ થાય. વળી સ્વામીએ બોલાવ્યો છતો 'ચિરંજીવ' એમ કહે તે, કૃત્યાકૃત્યમાં ચતુર, અને જે પોતાના ધ્યાનમાં આવ્યું એમ કરનારો ન હોય તે સેવક રાજાને વલ્લભ થાય; તેમજ તેજસ્વી એવો સૂર્ય પણ જેમ કિરણો વિના દીપતો નથી, તેમ લોકો પર અનુગ્રહ—દયા કરનારા એવા સેવકો વિના રાજા દીપતો નથી. આમ છે માટે, હે શ્રીયક! તું મંત્રીમુદ્રા ગ્રહણ કર."

શ્રીયક—'મારો મોટો ભાઇ સ્થૂલભદ્ર કોશા ગણિકાના આવાસમાં પિતાજીની કૃપાથી ભોગવિલાસો ભોગવે છે તેને એ મુદ્રા આપો.'

રાજાએ વિચાર્યું કે 'અહો! આવો નિર્લોભી મેં કોઈ જોયો નથી, કારણ કે પૃથ્વી ઉપર તો ઘણું કરીને બહુ લોભીઆ જ દેખાય છે, લોભને વશે તો તેઓ વિદેશ જાય છે, સમુદ્રમાં પણ ફરે છે, વળી તૃષ્ણા પણ ભયંકર છે. કહ્યું છે કે-સર્વ દાંત પડી ગયા, બુદ્ધિ જાડી થઇ ગઇ, હાથ પગ કંપવા લાગ્યા, આંખમાંથી પાણી સરવા લાગ્યું, બળ ગળી

ગયું, સૌંદર્ય નાશી ગયું અને યમરાજાની મોટી દાસી જે જરા તે પણ આવી, છતાં તૃષ્ણા એ એકલી જ સુભટા હૃદયરૂપી નગરમાં નૃત્ય કરે છે.'

પછી રાજાએ સ્થૂલભદ્રને તેડવાને પોતાના સેવકને મોકલ્યો. તેણે તે વેશ્યાની ચિત્રશાળામાં દેવાંગના સરખી તે સ્ત્રી સાથે પાસા રમવામાં તલ્લીન થએલા સ્થૂલભદ્રને પ્રણામ કરીને શકટાળ મંત્રીના મૃત્યુવિષે વાત કરી અને કહ્યું કે 'તેથી હવે રાજા આપને મંત્રીમુદ્રા આપવાના છે તે માટે બોલાવે છે!' તે વખતે વજ્રઘાત થયો હોય તેમ તેને લાગ્યું. નયનમાંથી આંસુ પડવા સાથે મુખનું તાંબુલ નાંખી દેતાં તેણે કોશ્યા પાસે દરબારમાં જવાની રજા માગી.

કોશા—'હે સ્વામિન્! જેમ વર્ષાઋતુમાં પાણી ચઢવાથી કમલિની (પોયણી) બૂડે નહિ, તેમ સંધ્યા પ્રસરતે એટલી વાર કોણ વાટ જોશે? બીજાં જે જોડલાં છે, તે અખંડ સુખ વૈભવને ભોગવે છે,-તેઓ ક્યારે પણ વિરહના દુઃખને દેખતાં નથી પણ તેઓનો જ્યારે વિરહ થાય છે ત્યારે તેમને મરણથી પણ અનંતગણું દુઃખ લાગે છે. વિરહના દુઃખથી ભય પામેલો મહાદેવ ત્રણ લોકની લાજ ત્યાગ કરીને સ્ત્રીને પાસે રાખીને અર્ધનારી નટેશ્વરરૂપ થયો-એવો એ મહાદેવ તે એક પ્રશંસવા યોગ્ય છે'-આમ કહી, તેણીએ વિનતિ કરી "આપ પાછા આવો ત્યાંસુધી કોઇને પણ અહીં મૂકતા જાઓ." આ ઉપરથી સ્થૂલભદ્રે ત્યાં પોતાના સેવકને બેસારીને રાજા પાસે જઈ પ્રણામ કર્યા.

## (૨) ત્યાગ.

રાજમાં રહેવું ભૂંડું, પગલે પગલે પાપ,
રાજમાં રહેવું ભૂંડું—નથુરામ.

રાજાએ સ્થૂલભદ્રને કહ્યું 'મંત્રી મુદ્રા પહેર; કારણકે તારો પિતા મૃત્યુ પામ્યો છે, માટે એ પદ ક્રમ પ્રમાણે તું ગ્રહણ કર. સ્થૂલભદ્રે રાજાને કહ્યું 'આપનું કહેલું પ્રમાણ છે, પણ વિચાર કરીને ગ્રહણ કરીશ.'

સ્થૂલભદ્ર સીધો રાજ્યમહેલ પાસેના અશોકવનમાં ગયો. અહીં એકાંતમાં વિચાર કરવા લાગ્યો; વિકારો અને વિતર્કોમાં વિખરાયેલી સર્વ આત્મિક શક્તિઓને એકઠી કરીને તે સર્વ શક્તિઓ એકજ દિશામાં 'પ્રધાનપદ લેવું કે નહિ?' તે પ્રશ્નના નિરાકરણમાં કામે લગાડી અને તુરતજ જેમ દિવા આગળ પ્રકાશ થવોજ જોઇએ તેમ તેના આગળ જ્ઞાનનો પ્રકાશ થયો. ગણિકા અને રાગરંગના ખ્યાલ હમણાં તેની કલ્પનામાંથી દેશનિકાલ થયાં હતાં. હમણાં તે સ્વસ્થ ચિત્ત અને મનોશાંતિને લીધે નવીન વિચારસૃષ્ટિમાં મ્હાલતો હતો. તેના Soul-vision,-intuition અંતર્જ્ઞાનમાં તેણે જે કાંઈ જોયું તેથી વિચાર થયો કે 'પિતાનું મૃત્યુ થયું. શાથી થયું,? તેજ વૈતરણી નદીરૂપ મંત્રીમુદ્રાએજ પિતાનું મૃત્યુ નિપજાવ્યું. આવી વિડંબનાકારક મુદ્રાનું શું ગ્રહણ કરવું? નહિ જ-તેનો ત્યાગ કરવો ઘટે છે. વળી જે માણસો આવા મંત્રી આદિકનાં કામોમાં જોડાય છે, તે લોકો સ્નાન, ભોજન, નિદ્રા આદિક સુખો અનુભવી શકતા નથી; તેમજ તેવાં કા-

ામાં જોડાવાથી, પોતાના અને પરના રાજ્યની ચિંતામાં પડવાથી, સ્ત્રી સંબંધી સુખનો ા અવકાશજ મળતો નથી એટલુંજ નહિ પણ સઘળા સ્વાર્થીને તજીને ફક્ત રાજ્યકાર્ય ાવાથી પણ ખલ લોકોનો ઉપદ્રવ સહન કરવો પડે છે. આ દુઃખપરંપરામાં કોઈપણ મદદ ાવાના નથી. સર્વ સ્વાર્થી છે. કહ્યું છે કેઃ—

वृक्षं क्षीणफलं त्यजंति विहगाः शुष्कं सरं सारसाः
पुष्पं पर्युषितं त्यजंति मधुपा दग्धं वनांतं मृगाः ।
निर्द्रव्यं पुरुषं त्यजंति गणिका भ्रष्टं नृपं सेवकाः
सर्वः स्वार्थवशाज्जनोभिरमते नो कस्य को वल्लभः ॥

—પક્ષીઓ ફળ વિનાના વૃક્ષને, સારસ પક્ષીઓ જળ વિનાના સરોવરને, ભ્રમરો ચીમળાયેલાં પુષ્પોને, મૃગો બળેલા વનને, ગણિકા નિર્ધન પુરૂષને અને સેવક લોક રાજ્યભ્રષ્ટ થયેલ રાજાને તજે છે, માટે સર્વ સ્વાર્થને વશ થઈને રમ્યા કરે છે બાકી વાસ્તવિક રીતે ા કોઈને પ્રિય નથી.

'અહો મિત્ર શોક! ભગવાન્ વિવેક! અરે તમે માર્દવ અને વૈરાગ્ય, હે માતા ાબા! હે ભગવતિ ક્ષમા! હે સખી લજ્જા! તમે સૌ સાંભળો. તમે અનુક્રમે પ્રથમ ઈ ન આવ્યાં તથા મારા બંધુઓને અને મને અહીં અતિ ગહન એવા યૌવનને વિષે ઈ દઈને ક્યાં જતાં રહ્યાં! ડાહ્યા માણસોને અનુભવ હોય છે અને તેઓ હૃદયથી વિચારે કે કદી બધું જગત્ નાશ પામે છે તોપણ રાજાઓ કોઈના મિત્ર થતા નથી; માટે ભવને પમાડનારી એવી મંત્રીમુદ્રા તો મારે લેવી નથી.'

'ગણિકા પણ નિર્ધન પુરૂષને તજે છે-હા! જે કોશાને ચાહું છું તે પણ જ્યાંસુધી તાએ મોકલેલા દ્રવ્યથી તેનું મન સંતોષતો હતો ત્યાં સુધી તે પણ ચાહતી હતી. અહો! ી સંગત પણ તજવાજ લાયક છે. ભ્રષ્ટાચારમાં પડેલા એવા મને રાજાએ ચાહીને લાવ્યો-મંત્રીપદ આપવા ઇચ્છા બતાવી એવા પ્રબળ પુણ્યબળને હું ગણિકાની સોબ- ી પાયમાલ કરૂં છું એ કેવું શરમ ભરેલું છે? એ પુણ્યબળને મંત્રીપદવડે થતાં અનેક લમો અને ત્રાસો વડે પાયમાલ કરવું પડે એ પણ નહિ ઈચ્છવા યોગ્ય છે. જ્યારે પુ- નો ખજાનો ખવાઇ જશે ત્યારે પછી શી વલે થશે? તે વખતે ગણિકા કે રાજા કોઇ મ લાગશે નહિ; માટે મને ઉચિત છે કે મારો પ્રેમ ગણિકા ઉપરથી ઉતારી સતી સાથે ે આત્મિક શાંતિ મને છોડી કદી દગો દેજ નહિ તે સતી સાથે જોડવો; મને ંત છે કે ચંચળ સ્વભાવી રાજાની નોકરીમાં જોડાવા કરતાં અંતરાત્મા જેવા દ્રઢસ્વભાવી બની જ નોકરીમાં જોડાવું.

'ત્યારે શું કરવું? ગણિકાના ભોગવિલાસ છોડ્યા, મંત્રીપદ નથી જોઇતું; હવે તો ત દીક્ષા. દીક્ષા તે શું? જગહિતનું-પરમાર્થનું વ્રત પવિત્ર જીંદગી ગાળવાનું વ્રત, આપણે ા જે શ્રેણીમાં હરીફરીએ છીએ તે શ્રેણીથી ઘણી ઉંચી શ્રેણીમાં અહોનિશ મ્હાલ- નું વ્રત, દેખાવામાં માણસ છતાં અંદરથી દેવ જેવા બની જવાનું વ્રત. એ વ્રતનો ગિકાર કરવો એજ-બસ એજ-મારે માટે આ સમયે કર્તવ્ય છે. હું તો પરમ ઉદયનું ણ એવી જે જિનેશ્વરની મુદ્રા-દીક્ષા તેજ ગ્રહણ કરીશ. કહ્યું છે કેઃ—વિવિધ પ્રકારની

બુદ્ધિવાળાં પુરૂષોનાં સ્થાનને મલિન બુદ્ધિવાળા રોકે છે. એઓ (રાજાઓ)એ ક્રોધ કરીને વેરથી સર્વે સત્પુરૂષોને ઉખેડી નાખ્યા છે. જેમને ઘણાં વસ્ત્રાભૂષણો ધારણ કરાવાતાં હતાં તેઓ પણ વૈરાગ્યને ભજનારા થયા. જે માણસ દુઃખનો ઉપદ્રવ થએ છતે પોતાના રજોગુણને મૂકી દઇને દુઃખના પ્રતિકારરૂપ રજોહરણ મુખવસ્ત્રિકાને ધારણ કરે છે, તે માણસ ઉત્તમ ગણાય છે."

પોતાની પંચમુષ્ટિથી સ્વકેશનો લોચ કર્યો, પરિધાન વસ્ત્ર રત્નકંબલના તાંતણા છુટા કરી તેનું રજોહરણ બનાવ્યું અને સાધુવેશમાં રાજા પાસે હાજર થયા.*

સ્થૂ૦—ધર્મલાભ !

રાજા—किम् आलोचितम्—શું વિચાર કર્યો ?

સ્થૂ૦—हा लोचितम्—અરે! લોચ કર્યો. જે વિચાર્યું છે અને પછી 'કરવા યોગ્ય લાગ્યું તે કર્યું. પ્રધાનની મુદ્રા દુઃખ દેનારી છે. મારે એ મુદ્રા વ્યાપાર નહિ જોઇએ, અને તે મુદ્રાવ્યાપાર પાંચ પ્રકારનો છે-હાથને વિષે મુદ્રા, બંને પગે બે મુદ્રા અને ત્યાર પછી ઘરને વિષે પણ મુદ્રા; માટે ધર્મલાભ !

આમ કહી સ્થૂલભદ્રમુનિ મુદ્રામાંથી જેમ કેસરીસિંહ ભાગે, તેમ રાજસભામાંથી રસ્તે ચાલતા થયા. આ જોઇ રાજાએ વિચાર્યું કે કદાચ કપટ કરીને પાછો કોશા વેશ્યાને ત્યાં જતો તો નહિ હોય?-આ જોવા ઝરૂખા પર ગયો અને સ્થૂલભદ્ર ક્યાં જાય છે તે જોવા લાગ્યો. તેને જણાયું કે મડદાઓથી દુર્ગંધ મારતા એવા પ્રદેશમાં પણ નાસિકા આડું કપડું રાખ્યા વિના જ સ્થૂલભદ્ર પોતાનો રસ્તો કાપે છે. રાજાએ પોતાનું મસ્તક ધુણાવ્યું તથા તેનાં વખાણ કરી પોતાની નિંદા કરવા લાગ્યો 'ધિક્કાર છે, મારા દુષ્ટ વિચારને કે તેમના પર મેં શંકા લાવી. તે તો વીતરાગ મહાત્મા છે!' પછી રાજાએ શ્રીયકને મુખ્યમંત્રીની મુદ્રા આપી.

સ્થૂલભદ્ર મુનિ શ્રી ‡સંભૂતવિજય આચાર્યને મળ્યા, અને તેમની પાસે સામાયિકના ઉચ્ચારપૂર્વક દીક્ષા અંગીકાર કરી. (વીરાત્ ૧૪૭ માં ઇ. સ. પૂર્વે ૩૭૯ માં.) આ વખતે તેમનું વય ૩૦ વર્ષનું હતું. સ્થૂલભદ્રમુનિ ગુરૂના ચરણની સેવા કરતા તપશ્ચર્યાદિ કરતા કરતા અભ્યાસ કરવા લાગ્યા. એકવાર વર્ષાઋતુ શરૂ થયા પહેલાં સંભૂતવિજય ગુરૂપાસે તેના ત્રણ શિષ્યોએ આવીને એવો અભિગ્રહ-નિયમવિશેષ લીધોઃ-એકે કહ્યું કે 'હું ચારે મહિના-ચોમાસાના ચારે મહિના સિંહની ગુફા પાસે કાયોત્સર્ગે રહીશ'; બીજાએ કહ્યું કે 'હું સર્પના બીલ-દર પાસે ચાર મહિના સુધી કાયોત્સર્ગે રહીશ'; ત્રીજાએ કહ્યું કે 'હું કુવાના બારવટીઆ ઉપર કાયોત્સર્ગે રહી ચોમાસું નિર્ગમન કરીશ.' આ વખતે સ્થૂલભદ્રે કહ્યું.

* પ્રણામ કરીને રે, અશોકવન જાવે, શમતત્ત્વ વિચારી રે લોચ કર્યો ભાવે,
રતન કંબલનો રે, નિદાં ઓઘો કીધો, જઇ રાજ સભામાં રે, ધર્મ લાભ જ દીધો.
—શ્રી વીરવિજયકૃત સ્થૂલિભદ્ર શીયલ-વેલ.

‡ સંભૂતવિજય—શ્રી મહાવીરથી ૭ મી પાટે શ્રી યશોભદ્રના શિષ્ય-(ગુરૂભાઈ ભદ્રબાહુ સ્વામીની સાથે)-ગોત્ર માથર ગૃહસ્થપણે વર્ષ ૪૨, વ્રતી તરીકે વર્ષ ૪૦, યુગપ્રધાન તરીકે ૮ એમ ૯૦ વર્ષની વયે વીરાત્ ૧૫૬ માં (ઇ. સ. પૂર્વે ૩૭૦ માં) સ્વર્ગસ્થ થયા.

'હે ભગવાન્! હું કોશા ગણિકાની ચિત્રશાળાએ વિષે ષડ્રસ ભોજન લેતો છતો ચોમાસું પૂર્ણ કરીશ.' ગુરૂએ ઉપયોગ દઈ સર્વને કહ્યું "સૌ પોતપોતાના વંછિત સ્થાનકે જાઓ; પણ ત્યાં તમારે ધર્મની વિષે તત્પર રહેવું.×

## (४) कोशा अने स्थूलभद्रयोगी.

वेश्या रागवती सदा तदनुगा पड्भी रसैं भोजनम्
शुभ्रं धाम मनोहरं वपुरहो नव्यो वयः संगमः ।
कालोऽयं जलदाविल स्तदपि यः कामं जिगायादरात्
तं वंदे युवतिप्रबोधकुशलं श्रीस्थूलिभद्र मुनिम् ॥*

—પૂર્વની પ્રીતિવાળી વેશ્યા અને તે પણ સર્વદા અનુકૂળ વર્તનારી, ષડ્રસ ભોજન, સુંદર મહેલ, મનોહર શરીર, યુવાવસ્થા ને વર્ષાઋતુ આટલી કામોત્પાદક વસ્તુનો અજબ યોગ છતાં પણ જેણે આદરથી કામને જીત્યો એવા યુવતિજનને પ્રતિબોધ પમાડવામાં કુશલ સ્થૂલિભદ્ર મુનિને હું વંદુ છું.

---

× આ સ્થલે વાચકોનું ખાસ ધ્યાન ખેંચવાનું એ રહે છે કે સંભૂતવિજય અને સ્થૂલભદ્ર એ બે વચ્ચેનો કાલ્પનિક સંવાદ વિદ્વાન્ લેખક રા. રા. સુશિલે ઘણો વિદ્વતાપૂર્ણ, માર્મિક અને અર્થભર્યો આલેખ્યો છે અને તે આનંદ માસિકના સં. ૧૯૬૮ ના આશ્વિન માસના (પૃ. ૧૦ અં. ૨) અંકમાં પ્રગટ થયો છે તે ખાસ જોઇ લેવો. અહીં સ્થાનાભાવને લઇને આપી શકાયો નથી.

* આજ શ્લોકથી કુમારપાળ રાજાની સભામાં શ્રી હેમચંદ્ર સૂરિએ સ્થૂલભદ્ર મુનિની પ્રશંસા કરી હતી. ત્યારે રાજાની પાસે બેઠેલા કોઇ દ્વેષી બ્રાહ્મણે આ સાંભળી એમ કહ્યું કે:—

विश्वामित्रपराशरप्रभृतयो ये चाम्बुपत्राशिनः
तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्टैव मोहं गता: ।
आहारं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवा:
तेषामिंद्रियनिग्रहः कथमहो दंभः समालोक्यताम् ॥

—વિશ્વામિત્ર અને પરાશર વિગેરે ઋષિઓ કે જેઓ જળ અને પાંદડાં માત્રનો જ આહાર કરતા હતા, તેઓ પણ સ્ત્રીનું સુંદર મુખકમળ જોઇને જ મોહ પામી ગયા હતા; તો જે લોકો ઘૃત (ઘી), દૂધ અને દહીંવાળો આહાર કરે, તેઓને ઇંદ્રિયોનો નિગ્રહ શી રીતે કહી શકાય? અહો! જુઓ! કેવો દંભ છે?

આ સાંભળી શ્રીમદ્ હેમાચાર્યે જવાબ આપ્યો કે 'હે રાજા! શીલનું પાલન કરવામાં આહાર કે નીહાર કારણભૂત નથી. પરંતુ મનની વૃત્તિ જ કારણ છે, કેમકે

सिंहो बली द्विरदसूकरमांसभोजी संवत्सरेण रतिमेति किलैकवारम्
पारापतः खर शिला कणमात्रभोजी कामी भवत्यनुदिनं ननु कोऽत्र हेतु: ॥

—બળવાન્ સિંહ હાથી અને સૂકરનું માંસ ખાય છે, તો પણ તે એક વરસમાં એક જ વાર કામક્રીડા કરે છે અને પારેવાં મરડીઆ કાંકરા અને જુવારના કણ ખાય છે તે છતાં તેઓ હમેશાં કામીજ રહે છે તો તેનું શું કારણ?

આ સાંભળી તે કુવાદીનું મુખ શ્યામ થઈ ગયું.

સ્થૂલભદ્ર રાજા પાસે ગયા અને પછી મુનિવ્રત લીધું. આ વાતની ખબર કોશાને પડી ત્યારે બહુ દુઃખિત થઇ આંખમાં આંસું લાવી વિરહાતુરપણે વિવિધ પ્રકારના વિલાપ કરવા લાગી કે-'હે ચતુર ચાણાક્ય! તમે રાજ્યમુદ્રા તજીને ભિક્ષુમુદ્રા શા માટે અંગીકાર કરી? હે પ્રાણનાથ! મારે તમારા વિના કોનો આધાર છે? હવે હું શું કરૂં? કેવી રીતે જીવું?' એવી રીતે અનેક પ્રકારનાં વિરહવાક્યો બોલવા લાગી. આમ અનેક દિવસ, માસ, વર્ષ વીતી ગયાં, પરંતુ તેને સ્થૂલભદ્ર મુનિનાં દર્શન થયાં નહિ. તે બિચારી જાણતી ન હતી કે મુનિનાં પવિત્ર પગલાં પોતાની ચિત્રશાળામાં થવાનાં છે, એક ઘડિ માટે નહિ પણ ચાર માસ સુધી થવાનાં છે, અને તેનાં ભોગવિલાસોમાં રહીને પણ નિર્લેપ મુનિ રહી તેણીને જ પ્રતિબોધવાના છે! અહો! એ વિચિત્ર સંયોગમાં કેવી અવનવી મધુરતા, ભક્તિ અને ધર્મપ્રીતિ રહેલી છે તે પરિણામે જ જણાય છે; નહિ તો,

અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ, થયા કાં યોગભ્રષ્ટ એ,
ગણાયા ભૂલને પાત્ર, હતા માત્ર મનુષ્ય એ.

સ્થૂલભદ્ર સમર્થ યોગી હતા,—રોમ રોમે યોગ હતો, મન વચન અને શરીરના યોગનો નિગ્રહ કરનાર અપૂર્વ આત્મસંયમી હતા, અને તેની કસોટીથી પરીક્ષા કરાવી પોતાનામાં કેટલું પ્રબલ ચેતન છે તે જણાવવા ઉપર જણાવ્યા પ્રમાણે પૂજ્ય ગુરૂની આજ્ઞા લઇ ગત વર્ષોમાં-ગૃહસ્થપણે જેની સાથે પોતે અનેક ભોગવિલાસો કર્યા હતા, તેમાં રસ લીધો હતો અને તેથી અનેક કર્મબંધન બાંધ્યા હતાં તે કોશા વેશ્યાને ઘેર મુનિ તરીકેનું ચાતુર્માસ કરવા આવી પહોંચ્યા. આગળની વ્હાલી કોશા સામે આવી, ઓળખી લીધા અને વિચારતી રહી કે કેલના સ્તંભ સરખા સાથળવાળા કોમળ શરીરવાળા આ સ્થૂલભદ્ર વ્રતભારથી ખિન્ન થઇને અહીં પાછા આવ્યા જણાય છે; પછી-

કોશા—'હે સ્વામિન્, આપ ભલે પધાર્યા, તથા આપનું શું કાર્ય હું કરૂં? તુરત જ ફરમાવો. ફરમાવો. આ શરીર, ધન, પરિવાર વગેરે સઘળું આપનું જ છે.

સ્થૂ૦—'ચાતુર્માસ સુધી રહેવા માટે તમારી ચિત્રશાલા મને આપો!

કોશા-' તે આપનીજ છે. ખુશીથી ગ્રહણ કરો અને આનંદ આપો.'

સ્થૂલભદ્ર કોશાની રજા લઇ તેમાં તે રહ્યા. ધ્યાનમાં સ્થિત થઇ મનસાથે ગોષ્ઠી કરવા લાગ્યાઃ "ઓ પ્રબળ આત્મન્! તું સાવધાન થા; ઉચ્ચભાવના રૂપી દેવદૂતો! રક્ષામાં રહો! પેલી લલિત બાલાને તેણીને ખરા રૂપમાં જોવાની-પ્રતિબોધવાની મને શક્તિ આપો."

કોશા મનસાથે એવું વિચારવા લાગીઃ 'મુનિવ્રત સહન ન થવાથી અહીં પૂર્વરસ ચાખવા આવ્યા છે. લજ્જાને લીધે તે હમણાં કંઇ નહી બોલે, અનુક્રમે બોલશે અને મને લક્ષ્મી આપશે. હું એને ક્ષણવારમાં ચાતુર્ય અને શૃંગાર રસરૂપી સમુદ્રમાં ડુબાવીશ.' આમ વિચારી તે બાકળ, સંબાકળ અને સંબાનેય એવા ત્રણ પ્રકારના ધાન્યથી, તથા દૂધ દહીં ઘી કાંજી છાશ અને મદ્ય એ છ રસોથી, તથા મૂળ, કંદ, ઇક્ષુરસ, લતા, પુત્ર, પુષ્પ અને ફળ એ છ પ્રકારના શાકથી મુનિને જમાડવા લાગી. તેમના જમી રહ્યા પછી પડી રહેલું

પોતે જમતી. પછી તે વેસ્યા અનેક મનોરથાદિક કરતી દુઃસહ ભૃકુટીરૂપ બાણને દર્શાવતી મુનિની પાસે આવતી. મુનિ અને કોશા સાથે અનેક પ્રકારના સંવાદો થતા. મુનિ તત્ત્વમાર્ગે દોરી લઇ જવા માંગતા અને કોશા શૃંગારમાં જમોળવા પ્રવૃત્તિ કરતી હતી. આ સંવાદ કેવા પ્રકારનો હતો તેમાં આપણે ડોકીઉં કરીએ.

કોશાએ પહેલાં પ્રથમજ પૂછ્યું-'હે સ્વામિન્! સ્વાધીન એવી કામિનીનાં આલિંગન આદિ છોડીને આવું કઠોર તપ શા માટે કરો છો? આ ત્યાગ સાધવાનો સમય નથી, માટે મારી સાથે ફરીથી યથેચ્છ વિષયસુખ ભોગવી તેનો સ્વાદ લ્યો. ફરીથી આ મનુષ્ય ભવ પામવો દુર્લભ છે, અને આ યૌવન પણ પામવું દુર્લભ છે.

સ્થૂ.-'હે ભદ્રે! અપવિત્ર અને મલમૂત્રનું પાત્ર એવા કામિનીના શરીરને આલિંગન કરવાને કોણ ઇચ્છે? વળી આ વિષયો અનેકવાર ભોગવ્યા છતાં તેનાથી તૃપ્તિ થતી નથી અને થઇ નથી.

अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।
व्रजंतः स्वातंत्र्याद्तुल परितापायमनसः
स्वयं त्यक्त्वा ह्येते शिवसुखमनंतं विदधति ॥

—આ વિષયો લાંબા વખત સુધી રહીને પણ છેવટે જનારા છે એતો નક્કી છે, તો પછી તેના વિયોગમાં ફેર ક્યાં રહ્યો કે જેથી માણસો પોતાની મેળે વિષયોને છોડતા નથી, કેમકે જો એ વિષયો પોતાની મેળે આપણાથી છુટા પડે છે તો મનને અતિ પરિતાપ ઉત્પન્ન કરે છે, પણ જો આપણે પોતેજ ખુશીથી તેનો ત્યાગ કરીએ છીએ તો તે અનંત મોક્ષનું સુખ આપે છે.

માટે સર્પની ફેણ જેવા આ વિષયોને છોડી દઇ શીલરૂપી અલંકારથી તારા સુંદર અંગને અલંકૃત કર. આ મનુષ્ય ભવ ફરીથી મળવો મુશ્કેલ છે, અને તે ભવ ધર્મવિના હારી જઇશ. સર્વ કાર્યોમાં ઉત્તમ કાર્ય ધર્મ છે:—

न धम्मकज्जा परमत्थि कज्जं न पाणिहिंसा परमं अकज्जं ।
न पेमरागा परमत्थि बंधो न बोहिलाभा परिमत्थि लाभो ॥

-ધર્મ કાર્યથી ઉત્કૃષ્ટ બીજું કોઇ કાર્ય નથી, પ્રાણીની હિંસા ઉપરાંત બીજું કોઇ અકાર્ય નથી, પ્રેમરાગથી વિશેષ કોઇ બંધન નથી અને બોધિ (સમ્યક્ત્વ)ના લાભ ઉપરાંત બીજો કોઇ પરમ લાભ નથી.

માટે પ્રેમ રાગ છોડી દે.

કોશા—'વાહરે પ્રધાનજી! રાજાએ તમને આવુંજ પ્રધાનપણું આપ્યું કે! જાઓરે છ જાઓ! આવા ઢોંગ છોડી દ્યો!

સ્થૂ.—'મેં ખરે જ સઘળા ઢોંગ છોડી દીધા છે, કોશા! રાજાએ મને પ્રધાનપણું આપવા ઇચ્છયું તે લેવું કે નહિ તેનો વિચાર કરતાં મને પ્રધાનપણા કરતાં રાજાપણું-મહારાજાપણું લેવા મન થયું. તેથી આ વેશ અંગીકાર કર્યો છે, જ્યારથી મેં આ વેશ

પહેર્યો છે ત્યારથી હું રાજાનો પણ રાજા બન્યો છું. કોશા ! ખરેજ હું પહેલા કરતાં વધારે સામર્થ્ય સાથે અત્રે આવ્યો છું.'

કોશા—'પણ તે સામર્થ્ય જો તમે મ્હને ચાહતા બંધ થયા હો તો શા કામનું છે?'

સ્થૂ.—'ના, હું તને ચાહતો બંધ થયો નથી. મેં કોઇનો પ્રેમ ઉતારી નાંખ્યો નથી. બલ્કે જેમને અગાઉ નહોતો ચાહતો તેમના સુધી પણ મેં હવે પ્રેમ લંબાવ્યો છે. તને, મારી બેનને, મારી માતુશ્રીને, મારા નોકરને, મારા રાજાને મારા, મિત્રને, મારા શત્રુને, એક પશુને, એક પક્ષીને, એક કીડીને પણ હવે હું મારા હ્રદયથી ચાહું છું. સઘળાને ચાહવું,—સઘળાનો ઉદય ઇચ્છવો-સઘળાનું સુખ જોઈ રાજી થવું એજ હવે મારી જીંદગીનું કર્તવ્ય છે.'

કોશા—'તે હું સમજતી નથી. તમને કોઇએ ભભૂતી નાખી છે. એ ભભૂતીની અસર હમણાંને હમણાંજ ધોવાઈ શકવી મુશ્કેલ છે. પણ બલા, મને કહોતો ખરા કે, શું હવે તમે મને હાવભાવ કરવા પ્રેરશો નહિ? શું હવે તમે—'

સ્થૂ:—'કોશા ! કોશા! સ્વસ્થ થા ! તારી ભ્રમણા દૂર થાઓ! કોશા! કહે, તને થોડીવારનો પ્રેમ જોઇએ છે કે હમેશનો ? તારા વગર બોલ્યેજ હું સમજી શકું છું કે તું પ્રેમને હમેશનો જોવા ઇચ્છે છે. અરે સમજ હાવભાવાદિ સર્વ કાંઈ બાહ્ય પ્રેમનાં— શારીરિક પ્રેમનાં ચિન્હ છે; અને શરીર જરૂર નાશ પામવાનું છે, તે શરીર સાથે તે પ્રેમ પણ નાશ પામવાનોજ છે. નહિ, કોશા ! આપણે આત્મિક પ્રેમ જોડીશું. જે પ્રેમ કોઇકાળે પણ નાશ ન પામે અને વિયોગના પરિણામરૂપ રૂદન સહન કરવાની ફરજ ન પાડે એવા પ્રેમથી આપણે જોડાઇશું. હાવભાવ અને ચુંબન એ બાલીશ ક્રિયાઓ છે. મોટા માણસની બાબતમાં બાલીશ ક્રિયાઓ કદરૂપી લાગે છે. ભદ્રે ! સ્વસ્થ થા. હું જોઉં છું કે હમેશના પરિચિત વિચારો અને આ નવા વિચારો સાથે તારા દિલમાં યુદ્ધ થાય છે. તું સ્થિર રહે, સ્વસ્થ રહે, તે યુદ્ધમાં તું પડીશ નહિ. તે વિચારોનેજ પડી રહેવા દે. એ ગરબડથી તું જરા કે ગભરાતી ના. હું ઇચ્છું છું અને ભાવના ભાવું છું કે, આ ગભરાટમાંથી તું જલદી મુક્ત થા. જ્વરમય વિકારો તને છોડી ચાલ્યા જાઓ. જ્યાં એક સાધુનાં પગલાં છે ત્યાંથી તે બલાઓને એ અદૃશ્ય દેવો ! દૂર કરો ! દૂર કરો ! કોશા ! તું સ્વસ્થ થા; જા, આરામ લે અને આરામની સ્થિતિમાં જે કાંઈ જુએ તે મને કાલ કહેજે.'

કોશા તદ્દનજ શબવત્ ઉભી રહી, તે કાંઈ બોલી શકી નહિ. તેણીની કમલ જેવી આંખોમાંથી સ્વચ્છ જળ મોતીની માફક પડવા લાગ્યું. પછી તે બીજા ખંડમાં ચાલી ગઈ.

બીજે દિવસે કોશા ગંભીરવદને સ્થૂલભદ્ર પાસે આવી અને કહેવા લાગી, 'ઓ ગુરો ! ત્હમારો કેટલો આભાર માનું ? તમે મને નવું જીવન આપ્યું છે. તમે મને સર્વસ્વ આપ્યું છે. આજ પછી કોઇપણ માણસને આશક બનો તો તમારા જેવા જ બનજો કે જેણે પ્રથમ શારીરિક સુખોમાં સંતોષ આપીને પછી આત્મનાં સુખોમાં પણ ભાગ આપ્યો. મારા વિચારો બદલાઇ ગયા છે, જેને માટે તમને મનાવવા બહુ બહુ રીતે પ્રયાસ કર્યા અને તમે બન્યા નહિ તે કંદર્પનું તમે વિદારણ કર્યું છે. આપને છોડી કાલે હું શયનગૃહમાં ગઈ, અને આપના જ ધ્યાનમાં મગ્ન બની તે વખતે મને અલૌકિક વિચારો થયા. આ

જીંદગી કે જેને હું રંગરાગનું નાટક સમજતી હતી તે ભ્રમણા-તે નિદ્રા ટળીને હું તેને કર્તવ્યનો એક 'યુગ' અથવા 'કાળ' સમજવા લાગી છું. મારા જીગરને પ્રયત્ન કરતાં વધુ શક્તિ મળી છે અને અલૌકિક આનંદ મને થયો છે. હું હવે તમારી શિષ્યા બની રહીશ, હું તમારો ઉપદેશ પ્રતિદિન સાંભળ્યા કરીશ અને હાલતો એક શુદ્ધ શ્રાવિકા બનીશ. !÷

એક વખતના આશુક-માશુક, હાલ ગુરુ-શિષ્યા માફક શિષ્યાને ત્યાં જ દિવસો ગુજારવા લાગ્યા. પ્રતિદિન તેઓ નવી નવી ધર્મકથાઓ કરતાં, જ્ઞાનચર્ચામાં ભાગ લેતાં, આત્મધ્યાનનો અનુભવ કરતાં અને આત્મિકબળમાં વધતાં જતાં. કોશાએ શ્રાવિકાનાં બાર વ્રત અંગિકાર કર્યા અને 'રાજાએ મોકલેલ પુરુષ સિવાય અન્ય પુરુષનો વચનથી પણ હું સ્વીકાર કરીશ નહિ! એ પ્રમાણે ભોગ સંબંધી પચ્ચખાણ લીધું તેમ જ જીવ અજીવ આદિ તત્ત્વોની પણ જાણકાર થઈ.

## (૫) ગુરુએ સ્થૂલભદ્રને આપેલ માન.

એ પ્રમાણે કોશા વેશ્યાને પ્રતિબોધ પમાડી ચાતુર્માસ પૂર્ણ કરી સ્થૂલિભદ્ર સ્વગુરુ શ્રી સંભૂતિવિજયની પાસે આવ્યા. પેલા સિંહગુફાવાસી આદિ ત્રણ મુનિઓ ચાતુર્માસ કરી સ્થૂલિભદ્રની પહેલાં આવ્યા હતા તેઓને ગુરુએ 'દુષ્કર કાર્ય કર્યું' એ પ્રમાણે એકવાર કહીને માન આપ્યું. સ્થૂલભદ્ર આવતાં દૂરથી ગુરુએ ઉભા થઈ તેને 'દુષ્કર કાર્ય કર્યું, દુષ્કર કાર્ય કર્યું, દુષ્કર કાર્ય કર્યું' એમ ત્રણવાર કહી ઘણા આદરપૂર્વક માન આપ્યું. પાસે બેઠેલા તે ત્રણ મુનિઓને મત્સર આવ્યો અને વિચારવા લાગ્યાઃ 'આપણે સામાન્ય કૂળમાં જન્મેલા છીએ અને આ સ્થૂલભદ્ર તો શકટાળ મંત્રીનો પુત્ર ખરોને! એથી ગુરુએ એને એ પ્રમાણે અતિ દુષ્કરકારક એમ કહ્યું. છ રસના આહાર ભોગવનારાની તેમણે પ્રશંસા કરી. ગુરુને પણ કોઈક અધિક છે, ને કોઈ ઓછા છે! માટે હવે આપણે આવતા ચોમાસામાં દુષ્કરદુષ્કરકારક થઈશું.'

( આ પછી ૮ મહિના કાઢીને બીજા ચોમાસામાં સિંહગુફાવાસી મુનિ ગુરુએ ઘણો વાર્યા છતાં કોશાને ત્યાંજ ચોમાસું ગાળવા ગયો અને કેવી રીતે પુણ્યનો નાશ કરી આખરે તે કોશાથી પ્રતિબોધ પામી પતીત અવસ્થામાં પણ નવીન મુનિ તરીકે આવ્યો તે વાત અમે અત્ર અવકાશને અભાવે કરતા નથી. )×

÷. કોશા અને સ્થૂલભદ્રનો કાલ્પનિક સંવાદ સાક્ષર શ્રી 'સુશિલે' સં. ૧૯૬૭ ના ભાદરવા-આસો માસના આનંદ માસિકમાં ( પુસ્તક ૯ અંક ૧-૨ ) ઘણી ઉત્તમ રીતે ચમત્કારવાળો અને સહૃદયતાથી પૂર્ણ લખી પ્રસિદ્ધ કર્યો છે તે ખાસ અવલોકવાની વાચકોને અમે વિનતિ કરીએ છીએ. એ સંવાદ મોટો હોવાથી અહીં સ્થાન વધુ ન હોવાને લીધે આપી શકાયો નથી. આ સિવાય તે સંવાદ શ્રી વીરવિજયજી મહારાજે રચેલ શ્રી સ્થૂલભદ્રજીની શીયલ-વેલ ( મર્હુમ સમરથ બ્હેન સ્મારકમાળા. ૩ કે જે રા. મોતીચંદ ગિરધર કાપડીઆને લખવાથી ટપાલ ખર્ચ મોકલ્યે મફત મળી શકે છે. ) માંથી પણ જોવા યોગ્ય છે. તંત્રી.

× વળી આ ઐતિહાસિક કથામાં-સ્થૂલભદ્રની કથા સાથે સંબંધ રાખતાં સત્ય પાત્રો-

પહેર્યાં છે ત્યારથી હું રાજાનો પણ રાજા બન્યો છું. કોશા ! ખરેજ હું પહેલા કરતાં વધારે સામર્થ્ય સાથે અત્રે આવ્યો છું.'

કોશા—'પણ તે સામર્થ્ય જો તમે મ્હને ચાહતા બંધ થયા હો તો શા કામનું છે?'

સ્થૂ.—'ના, હું તને ચાહતો બંધ થયો નથી. મેં કોઇનો પ્રેમ ઉતારી નાંખ્યો નથી. બલ્કે જેમને અગાઉ નહોતો ચાહતો તેમના સુધી પણ મેં હવે પ્રેમ લંબાવ્યો છે. તને, મારી બેનને, મારી માતુશ્રીને, મારા નોકરને, મારા રાજાને મારા, મિત્રને, મારા શત્રુને, એક પશુને, એક પક્ષીને, એક કીડીને પણ હવે હું મારા હ્રદયથી ચાહું છું; સઘળાને ચાહવું,—સઘળાનો ઉદય ઇચ્છવો-સઘળાનું સુખ જોઈ રાજી થવું એજ હવે મારી જીંદગીનું કર્તવ્ય છે.'

કોશા—'તે હું સમજતી નથી. તમને કોઇએ ભભૂતી નાખી છે. એ ભભૂતીની અસર હમણાંને હમણાંજ ધોવાઈ શકવી મુશ્કેલ છે. પણ ભલા, મને કહોતો ખરા કે, શું હવે તમે મને હાવભાવ કરવા પ્રેરશો નહિ? શું હવે તમે—'

સ્થૂ:—'કોશા ! કોશા! સ્વસ્થ થા ! તારી ભ્રમણા દૂર થાઓ! કોશા! કહે, તને થોડીવારનો પ્રેમ જોઇએ છે કે હમેશનો ? તારા વગર બોલ્યેજ હું સમજી શકું છું કે તું પ્રેમને હમેશનો જોવા ઇચ્છે છે. અરે સમજ હાવભાવાદિ સર્વ કાંઈ બાહ્ય પ્રેમનાં—શારીરિક પ્રેમનાં ચિન્હ છે; અને શરીર જરૂર નાશ પામવાનું છે, તે શરીર સાથે તે પ્રેમ પણ નાશ પામવાનોજ છે. નહિ, કોશા ! આપણે આત્મિક પ્રેમ જોડીશું. જે પ્રેમ કોઇકાળે પણ નાશ ન પામે અને વિયોગના પરિણામરૂપ રૂદન સહન કરવાની ફરજ ન પાડે એવા પ્રેમથી આપણે જોડાઇશું. હાવભાવ અને ચુંબન એ બાલીશ ક્રિયાઓ છે. મોટા માણસની બાબતમાં બાલીશ ક્રિયાઓ કદરૂપી લાગે છે. ભદ્રે ! સ્વસ્થ થા. હું જોઉં છું કે હમેશના પરિચિત વિચારો અને આ નવા વિચારો સાથે તારા દિલમાં યુદ્ધ થાય છે. તું સ્થિર રહે, સ્વસ્થ રહે, તે યુદ્ધમાં તું પડીશ નહિ. તે વિચારોનેજ પડી રહેવા દે. એ ગરબડથી તું જરા કે ગભરાતી ના. હું ઇચ્છું છું અને ભાવના ભાવું છું કે, આ ગભરાટમાંથી તું જલદી મુક્ત થા. જબરદસ્ત વિકારો તને છોડી ચાલ્યા જાઓ. જ્યાં એક સાધુનાં પગલાં છે ત્યાંથી તે બલાઓને ઓ અદૃશ્ય દેવો ! દૂર કરો ! દૂર કરો ! કોશા ! તું સ્વસ્થ થા; જા, આરામ લે અને આરામની સ્થિતિમાં જે કાંઈ જુએ તે મને કાલ કહેજે.'

કોશા તદનજ શબવત્ ઉભી રહી, તે કાંઈ બોલી શકી નહિ. તેણીની કમલ જેવી આંખોમાંથી સ્વચ્છ જળ મોતીની માફક પડવા લાગ્યું. પછી તે બીજા ખંડમાં ચાલી ગઈ.

બીજે દિવસે કોશા ગંભીરવદને સ્થૂલભદ્ર પાસે આવી અને કહેવા લાગી, 'ઓ ગુરો ! તમારો કેટલો આભાર માનું ? તમે મને નવું જીવન આપ્યું છે. તમે મને સર્વસ્વ આપ્યું છે. આજ પછી કોઇપણ માણુકને આશક મળો તો તમારા જેવાજ મળજો કે જેણે પ્રથમ શારીરિક સુખોમાં સંતોષ આપીને પછી આત્માનાં સુખોમાં પણ ભાગ આપ્યો. મારા વિચારો બદલાઇ ગયા છે, જેને માટે તમને ચળાવવા બહુ બહુ રીતે પ્રયાસ કર્યા અને તમે ચળ્યા નહિ તે કંદર્પનું તમે વિદારણ કર્યું છે. આપને છોડી કાલે હું શયનગૃહમાં ગઈ, અને આપના જ ધ્યાનમાં મગ્ન બની તે વખતે મને અલૌકિક વિચારો થયા. આ

જીંદગી કે જેને હું રંગરાગવું નાટક સમજતી હતી તે ભ્રમણા–તે નિદ્રા ટળીને હું તેને કર્તવ્યને એક 'યુગ' અથવા 'કાજ' સમજવા લાગી છું. મારા જીગરને પ્રથમ કરતાં વધુ શક્તિ મળી છે અને અલૌકિક આનંદ મને થયો છે. હું હવે તમારી શિષ્યા બની રહીશ, હું તમારો ઉપદેશ પ્રતિદિન સાંભળ્યા કરીશ અને હાલતો એક શુદ્ધ શ્રાવિકા બનીશ. !÷

એક વખતના આશુક–માશુક, હાલ ગુરૂ–શિષ્યા મારક શિષ્યાને ત્યાં જ દિવસો ગુજારવા લાગ્યા. પ્રતિદિન તેઓ નવી નવી ધર્મકથાઓ કરતાં, જ્ઞાનચર્ચામાં ભાગ લેતાં, આત્મધ્યાનનો અનુભવ કરતાં અને આત્મિકબળમાં વધતાં જતાં. કોશાએ શ્રાવિકાનાં બાર વ્રત અંગિકાર કર્યાં અને 'રાજાએ મોકલેલ પુરૂષ સિવાય અન્ય પુરૂષનો વચનથી પણ હું સ્વીકાર કરીશ નહિ! એ પ્રમાણે ભોગ સંબંધી પચ્ચખાણ લીધું તેમ જ જીવ અજીવ આદિ તત્વોની પણ જાણકાર થઈ.

## (૫) ગુરુએ સ્થૂલભદ્રને આપેલ માન.

એ પ્રમાણે કોશા વેશ્યાને પ્રતિબોધ પમાડી ચાતુર્માસ પૂર્ણ કરી સ્થૂલિભદ્ર સ્વગુરૂ શ્રી સંભૂતિવિજયની પાસે આવ્યા. પેલા સિંહગુફાવાસી આદિ ત્રણ મુનિઓ ચાતુર્માસ કરી સ્થૂલિભદ્રની પહેલાં આવ્યા હતા તેઓને ગુરૂએ 'દુષ્કર કાર્ય કર્યું' એ પ્રમાણે એકવાર કહીને માન આપ્યું. સ્થૂલભદ્ર આવતાં દૂરથી ગુરૂએ ઉભા થઈ તેને 'દુષ્કર કાર્ય કર્યું, દુષ્કર કાર્ય કર્યું, દુષ્કર કાર્ય કર્યું' એમ ત્રણવાર કહી ઘણા આદરપૂર્વક માન આપ્યું. પાસે બેઠેલા તે ત્રણ મુનિઓને મત્સર આવ્યો અને વિચારવા લાગ્યા: 'આપણે સામાન્ય કૂળમાં જન્મેલા છીએ અને આ સ્થૂલભદ્ર તો શકટાળ મંત્રીનો પુત્ર ખરોને! એથી ગુરૂએ એને એ પ્રમાણે અતિ દુષ્કરકારક એમ કહ્યું. છ રસના આહાર ભોગવનારાની તેમણે પ્રશંસા કરી. ગુરૂને પણ કોઈક અધિક છે, ને કોઈ ઓછા છે! માટે હવે આપણે આવતા ચોમાસામાં દુષ્કરદુષ્કરકારક થઈશું.'

(આ પછી ૮ મહિના કાઢીને બીજા ચોમાસામાં સિંહગુફાવાસી મુનિ ગુરૂએ ઘણો વાર્યો છતાં કોશાને ત્યાંજ ચોમાસું ગાળવા ગયો અને કેવી રીતે પુણ્યનો નાશ કરી આખરે તે કોશાથી પ્રતિબોધ પામી પતીત અવસ્થામાં પણ નવીન મુનિ તરીકે આવ્યો તે વાત અમે અત્ર અવકાશને અભાવે કરતા નથી.)×

÷ કોશા અને સ્થૂલભદ્રનો કાલ્પનિક સંવાદ સાક્ષર શ્રી 'સુશિલે' સં. ૧૯૬૭ ના ભાદરવા–આસો માસના આનંદ માસિકમાં (પુસ્તક ૯ અંક ૧–૨) ઘણી ઉત્તમ રીતે ચમત્કારવાળો અને સહૃદયતાથી પૂર્ણ લખી પ્રસિદ્ધ કર્યો છે તે ખાસ અવલોકવાની વાચકોને અમે વિનતિ કરીએ છીએ. એ સંવાદ મોટો હોવાથી અહીં સ્થાન વધુ ન હોવાને લીધે આપી શકાયો નથી. આ સિવાય તે સંવાદ શ્રી વીરવિજયજી મહારાજે રચેલ શ્રી સ્થૂલભદ્રજીની શીયલ–વેલ (મહુંમ સમરથ બ્હેન સ્મારકમાળા. ૩ કે જે શા. મોતીચંદ ગિરધર કાપડીઆને લખવાથી ટપાલ ખર્ચ મોકલ્યે મફત મળી શકે છે.) માંથી પણ જોવા યોગ્ય છે. તંત્રી.

× વળી આ ઐતિહાસિક કથામાં–સ્થૂલભદ્રની કથા સાથે સંબંધ રાખતાં સત્ય પાત્રો-

# સ્થૂલિભદ્ર અને કોશા.

નહીં શીત ઉષ્ણતા વા નહીં છે,
પરમાર્થ ભાવે અનિલો ફરે છે;

.... .... .... ....

સ્ફટિક નિર્મળ વસ્ત્રો ધરીને, સહસ્ર શુદ્ધિ હૃદયે ભરીને,
સાધુ જન કો ગૃહમાં પ્રવેશે, પરિચિત તે ગૃહ કૈં દિસે છે.

ઉભી ઉંબરમાં કોઇ, સુંદરી નવયૌવના,
જોઇ તેને હસી ઊભા, નિરખી કંઈ નૂતનં.

.... .... .... ....

સાધુ જન એ એ સ્થૂલિભદ્ર દેવ, હતા ગૃહસ્થ અતિ સૌખ્ય એવં
શૃંગાર ભાવો હૃદયે ભર્યા'તા, કોશા અને એ હૃદયો મળ્યા'તા.
કંઈ એમ વર્ષો ચાલ્યા ગયા ને, કર્યા શિષ્ય કોઈ પછી તેને સંતે.
જાળો જગતની જૂઠી ગણીને, સાધુ બન્યા એ દીક્ષા ગૃહીને.
વૈરાગ્યભાવો ચળવા અચળ, હૃદયંગત વા શ્મશાનભાવં,
ઇચ્છા ગુરૂની કસવા સહુ આ, ગણિકાગૃહે ચાતુર્માસ પ્રેષ્યા.

દેહે માનુષી પણ એ, આત્મા તો કો ઈશ્વરી,
બોધે પલાળીને પ્રિયા, શિષ્યા સહૃદયા કરી.

પ્રતિ પ્રભાતે હૃદયે જડે ને, અમોલ બોધો મુખથી ખરે જે;
પૂજે પ્રશંસે એ સાધુ હૃદયને, નિજ આત્મ ઉદ્ધારક ઈશને એ.

.... .... .... ....

નવું પાણી ભર્યા પહેલાં, જૂનું ઇષ્ટ ઉલેચવું,
નવા પંથે પળ્યા પહેલાં, ચોખ્ખું દિલ ઘટે થવું.

.... .... .... ....

નિયમ પ્રમાણે દેવ પુરૂષે, દ્વારે મુક્યા પુનિત નિજ પાદં;
નિરખી રમાને, પળમાં સચેત, ચેતી ગયા કંઇ નવલો બનાવં.
એ મુખ ચંદ્રી એ દેહવેલી, રમણી રતિ એ, એ પાદકેલી,
મસ્તિષ્ક સ્થિતિ કિંતુ ફરેલી, પૂરા હૃદયની પૂરી ગએલી.
પવિત્રતાના પૂરા પ્રતાપે, સ્ફામા હૃદયના ચૂરા કરે જે,
દાસત્વ આજે નયને રહ્યું છે, વિકારમય તે નીચાં નમે છે.

અંગો સહુ એ પુલકિત ભાસે, કંપે ધ્રૂજે એ આખું શરીરે;
જાણે ડસ્યા સો સંપો વિષારી, રંગો ફર્યાથી વિકૃત નારી.
ચક્ષુ નમેલાં ઘડી ઉઘડે ને, છાનાં સ્થૂલિનાં અંગો નિહાળે;
સૌ સ્થિરતા ઉતરી અંગુઠેથી, રસ્તો કરે છે ભૂમિ મહીંથી.
ચિન્હો ફર્યા તે જાણ્યા પુરૂષે, સ્હમજ્યો કસોટીનો દિન આ છે.

ફેંકી દષ્ટિ પ્રણય ભર, એ નારીની દષ્ટિ સ્હામે,
જાણે તેનું હૃદયબળ સૌ કામિનિમાં ઉતારે,
છૂટી વાણી હૃદયભર ને શાંત માધુર્ય ઝરતી,
જાણે ગંગા સ્વરથી ઉતરી પૃથ્વિને શુદ્ધ કરતી.
"કોશા! ત્હારા હૃદયગગને ગાઢ આ અંધકારે!
ક્યાંથી લાગ્યું ગ્રહણ હૃદયે ભાનુને આમ આજે?
ત્હારી બુદ્ધિ વિપથ વળી ને નષ્ટ થઈ આત્મશક્તિ;
રે! રે! આવા કનક હૃદયે લોહની મેખ ક્યાંથી?"
"સાધો! વ્હાલા! સહુપણ કહો, બાકી રાખો ન કાંઈ,
હોલાયે ના દવ હૃદ વને કાંઈ ફાવે ન કારી,
જાગ્યાં સ્મરણો ગત વિભવનાં દષ્ટિ પાસે ખડાં છે,
ઈચ્છા જાગી પુનરપિ હવે એકદા ભોગ માટે,"
"ત્હારા અર્થે હૃદય મુજ હું અર્પું સૌ શીર સાથે,
જો તેથી એ જરીક પણ કેં હિત ત્હારૂં સધાયે;
કિંતુ આ તો પરમપથના પંથીની છે પરીક્ષા,
કોશા! ત્હેને વશ કરી મને યોગથી ભ્રષ્ટ કર ના.
જે જે યોગી જગત્ તજીને ઉચ્ચ માર્ગે ચડે છે,
આ સંસારી વિભવ સુખને તુચ્છ જાણી તજે છે,
તે સર્વેના હૃદય કસવા માર્ગમાં આ કસોટી,
ઢીલા-પોચા પડી ખડી જતા, જીતતા માત્ર યોગી.
જે વાતોની સમજ તુજને પાડવા માંગતો હું,
ને ના જે સૌ મગજ તુજમાં ભારવા ફાવતો હું,
આવ્યો છે એ સમય રમણી શાંતિથી એ સહી લ્યો,
એ ઈચ્છાને વશ નહીં થતા આત્મબળથી દળી ઘો."
"આ સૌ બોધો નહીં ઉતરતા આજ મ્હારા મગજમાં,
ખોટાં ખોટાં વચન તમ સૌ લાગતાં આ હૃદયમાં;
હું જાણું છું અનુચિત નથી આજની વૃત્તિ મ્હારી,
કિંતુ તેને તૃપતિ મળતાં શિમશે ના કદાપિ.

જ્યાં સૂધી આ જન હૃદયની આશ પૂરી ન થાતી,
ત્યાં સૂધી એ રડતું ઝુરતું દુઃખમાં દિન રાત્રી;
છોને હોએ કથન તમ સૌ સત્યતાથી ભરેલું,
પૂરો ઈચ્છા, પ્રભુ ! મુજ, અરે ! એકદા એજ યાચું."
"એ પૂર્યાથી તમ હૃદયને તૃપ્તિ જો કાંઈ થાતે,
તો તો કોશા ! જરૂર પુરતે આપની આશ આજે;
ઈચ્છા જ્યારે ઉઠતી દિલમાં મિષ્ટ આરોગવાને,
તૃપ્તિ થાતી નહીં નહીં નકી એકદા પ્રાશને એ.
જે જે વ્યક્તિ દમી ન શકતી પ્રાથમિકી હૃદેચ્છા,
કોઈ કાલે દમી ન શકશે વાસના એક પણ હા !
પુરી થાતાં ફરી જ ઉગશે આપની આજ ઈચ્છા,
ને એ રીતે ખપી-બળી જશે યોગ ને આત્મબળ આ.
વિભુતિ સૌ જગત હિતમાં સાધુઓ વાપરે છે,
કિંતુ આ તો અહિત પથ છે દિલ તેથી હઠે છે;
કોશા ! કોશા ! પુનરપિ કહું માની લ્યો શીખ મ્હારી,
ઇચ્છાના આ ઝરણમહીં ના ડૂબવો આત્મશક્તિ"
"કાંઈએ ના સમજ પડતી આપના આ કથનમાં,
શું ના સર્વે જગત વસતું કર્મના આ નિયમમાં ?
કે ઇચ્છા સો ગત ભવ તણાં કર્મથી બદ્ધ થાતી.
તો તો નક્કી પુરી થવી ઘટે કર્મના એહ બળથી."
"કર્મો પાસે બળ નથી નકી ઇષ્ટને સાધવાને,
જો હોયે તો જરૂર ક્ષણમાં આપને તૃપ્તિ અર્પે;
જ્યારે ઈચ્છા અમુક ચિજની તૃપ્તિ માટે વિચરંતી,
કર્મો અર્પે નિજ સખી તણા કાર્યમાં સર્વ પુષ્ટિ.
ને બુદ્ધિએ મળી જઈ અને શક્તિ સર્વે જમાવી,
એ તૃપ્તિનું ઉચિતપણું તે યુક્તિથી સિદ્ધ કરતી;
જ્યારે શક્તિ ત્રિપુટિ તણી આ આત્મબળથી ચઢે છે,
ત્યારે નીચે જરૂર ક્ષણમાં માનવીઓ પડે છે.
આવો છે આ નિયમ જગતે, સર્વથા દૃષ્ટ એ છે,
જાગો, જુઓ, સહુય તમ આ આત્મબળ હા ! ઠગે છે;
હિતેચ્છુ હું તમ હૃદયનો છું, હતો, ને રહીશ,
માટે માનો ફરી ફરી કહું માર્ગ આ છે અનિષ્ટ."

"લાગે છે આ મગજ મમનો ભાર ખાલી થતો રે,
દીસે છે આ હૃદય ખુલતું ચક્ષુઓ ઉઘડે કે;
આ કર્ણો જે કથન તમ તે સુણતાં, સુણતાં ના,
તેમાંથી એ સ્વર તમ તણો ઉતરે દૂર દૂર આ.

ઇચ્છા મારી ફરી ગઈ દીસે આપનો બોધ ઇચ્છે,
મીઠી લાગે અહહ! અતિ આપની વાણી આજે;
જાણે મ્હારા શરીર પર આ લાખ ચંદ્રો ઠર્યા છે,
આવી શાંતિ નકી નથી કદિ ભોગવી જન્મ લૈને.

ચંદામાંથી ઝરતું અમીનું વ્હેન, કે એમ આજે,
મ્હારામાંથી મમ ગુરૂ પ્રતિ પૂજ્યવૃત્તિ ઝરે છે;
ઝૂકે છે આ ધરણી જનનીપાદમાં જેમ વેલી,
ઉંડા ભાવે મમ તનલતા આપને છે નમેલી.

શું વિચારૂં ? હૃદય મુજ આ છેક પોચું બન્યું છે,
આભારે આ હૃદય મમ તો ઉભરાઇ ગયું છે;
ચારે બાજુ નજર કરતાં આપની મૂર્તિ દેખું,
આખા વિશ્વે વહન કરતો આપથી પૂર્ણ વાયુ.

વિચારો સૌ મલિન મનના નષ્ટ આજે થયા ને,
વિશુદ્ધિ આ રગ રગ મહીં હર્ષથી ઉછળે છે;
જાણે અર્પું જગત સહુ આ સૂર્ય ને સોમ સાથે!
જાણે ધોઉં તમ પદદ્વયે ઉદધી સસ આખે!

શી શી રીતે સજી શકું? કહો આપની દેવ! સેવા,
શું શું અર્પું? સમજી શકું ના તુચ્છ સૌ ભેટ, દેવા!
શક્તિ કાંઇ નથી નકી અરે! આપને અર્પવા, હા!
તો સ્વિકારો નયન ઝરતી અશ્રુની ઇશ! માળા!"

કસોટીએ ચડેલું તે, નીકળ્યું શુદ્ધ કુંદન,
ગુરૂની શુભ આશીષે, મેળવ્યું મુક્તિનું સુખ.

દેવળીઆ (રાજનું.)
તા. ૨૫-૫-૧૩

—अमृत*

* ઉચિત છે અત્ર જણાવવું કે કેટલાક માસ પહેલાં "આનંદ" માસિકમાં પ્રસિદ્ધ થયેલો આજ મથાળાવાળો એ પ્રભાવશાળી ગદ્ય સંવાદ વાંચીને તેજ કથા પદ્યમાં ઉતારવાનો આ ક્ષુદ્ર યત્ન છે. સુંદર પદ્ય લખી શકે છે એવા એ પ્રતિભાવાન્ લેખકે આ કથા ગદ્યને બદલે પદ્યમાંજ લખી હોત તો ગુર્જર જૈન સાહિત્યને એ કેવી મૂલ્યવાન બક્ષીસ થાત?—લખનાર.

## આ કોપ કયા પ્રકારનો ?

( રાગ—ભેખ રે ઉતારો રાજા ભરથરી, )

જુલ્મ આવો કયાંથી જાગીઓ ? વરસે વિષયો વરસાદજી;
જળમાંથી શું જ્વલન થયું ? કરવી કયાં આ ફરીઆદ જી ?—જુ.
ઉગરવું કયાં અજાણુને, વસવું કયાં કરી વાસજી ?
શાંતિને કયા સ્થળે શોધવી ? આનંદની કયાં આશ જી ?—જુ.
આધાર જેનો અવનિ વિષે, શાંતિ પામ્યાનું સ્થાન જી;
એહજ ઉતારે ઉંડી ખાડમાં, મિથ્યા ધરી અભિમાન જી. —જુ.
મમત કરાવે મુનિ થઈ, જાળ રચે કોઇ જેમ જી;
ગોથાં ખવરાવે ગુરૂ થઈ, કલેશ ઘટે કહો કેમ જી ? —જુ.
મોટા મોટા મમતી થયા, નાના થયા નિર્લજ્જજી;
તાણી તાણીને પાડયાં તડાં, સુધાર્યો ના સમાજ જી ? —જુ.
ન્યાતિ ન્યાતિમાં નવ બને, મહાજનમાં મતભેદ જી;
કટકા અનેક કુટુંબમાં, ખોપે ઉપજાવ્યા ખેદ જી. —જુ.
ધૂમ્રથી કંઇક ધુંધવાઇ રહ્યું, ભડકા કયાંઇક બળાય જી;
બળતે કેક સ્થળ બાળીઆં, બળીને કેક બુઝાય જી. —જુ.
લાગીરે લાય ઘણાં ઘર વિષે, ઝેર વેર તણી ઝાળ જી;
સુધરી ત્યારે સુંદર બને, સંત લીએ જો સંભાળ જી. —જુ.
સંપ ઘટયા સમુદાયમાં, ઝાઝાં પથરાયાં ઝેર જી;
**સંતશિષ્ય** સમદષ્ટિ વિના, વધીઆં વિશ્વમાં વેર જી. —જુ.

**મુનિશ્રી નાનચંદ્રજી.**

---

## શું કરું ?!!

બુલબુલ ઉડયુ ગુલઝારથી, ગુલ ગુલ બધાં ધરણી ઢળ્યાં;
ગુલશન પડી મ્હારી સુની, એ ગુલશને જઈ શું કરૂં ?
આંબે ન આવ્યો મહોર, ટહુંકી કોકિલા ન સ્હવારમાં;
અભ્રે રવિ ઊગતાં જ છાયો, વસંતને હું શું કરૂં ?
વ્હાલાં તણાં હઇડાં ન ઊછળે, પ્રેમ નવ નયને વસે;
પણ એકલાં મુખથી હસે, એ વહાલ લઈ હું શું કરૂં ?
દિલમાં પડયા કારી ઝખમ્, મરહમ નથી ઘા રૂઝવા;
હૈયા મહિં કળ નથી વળી, રોયા વિના બીજું શું કરૂં ?
નવ સમિર મૃદુ શિળો વહે, ઉંક ન ઉર્મિ સર મહિ !
મુજ હદય પણ જડ બની રહે, સરવર તીરે જઇ શું કરૂં ?
ગાજે ન પ્રભુનાં ગાન, મન ગળી જાય પ્રભુતામાં નહી;
હદયે વિકાર ભર્યા રહે, તો મંદિરે જઇ શું કરૂં ?!!

મણિ-મંદિર પાદરા. —મણિલાલ.

# एक प्राचीन जैन गणितशास्त्री,

## महावीराचार्यकृत गणितसारसंग्रह.

ગણિતશાસ્ત્રનો પ્રશ્ન નિકળે છે તો પ્રાચીન તરફ દષ્ટિ કરતાં આપણને તે શાસ્ત્રના પિતા આર્યભટ્ટ, વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્યનું સ્મરણ થાય છે અને તેઓના નિવસ્થાન ગંગા નદીના તટ પર આવેલ પાટલીપુત્ર અને માલવ દેશમાં આવેલ ઉજ્જયિની વગેરે તરફ નજર પડે છે; અને હિંદુસ્થાનમાં શું આટલાજ ગણિતશાસ્ત્રવેત્તાઓ થઇ ગયા હશે? એવું લાગે છે, અત્યારે ગણિતશાસ્ત્રપર પોતાની અધિકારસંપન્નતા વ્યક્ત કરનાર એક જૈનાચાર્ય થઇ ગયા છે એ વાત જણાવતાં અત્યંત સંતોષ થાય છે.

કાવ્યશાસ્ત્ર, તર્ક, વ્યાકરણ, જ્યોતિષ, વૈદ્યશાસ્ત્ર વગેરે વિવિધ વિષયપર જેવી રીતે જૈનેતર પંડિતોએ પ્રમાણભૂત ગ્રંથો લખ્યા છે તેવાજ જૈનોએ પણ લખેલા છે. તેમાંથી કેટલાક પ્રકાશિત થયા છે, કેટલાક અજ્ઞાન સ્થિતિમાં છે અને કેટલાક ભંડારમાં સડે છે-જંતુના ભોગ થઇ નાશ પામ્યા છે ને પામતા જાય છે.

સુભાગ્યની વાત છે કે બહુ ધામેધામે પણ જૈનપ્રાચીન ગ્રંથનો ઉદ્ધાર કરવા અર્થે જુદીજુદી સંસ્થાઓ નીકળી છે અને શ્રીમંતો તેમાં પોતાનો ફાળો આપતા જાય છે. એવો સુદિન આવશે કે દરેક વિષયોપર આપણા મહાન્ બ્રહ્મચારી મુનિઓએ-ઋષિઓએ મહાન ગ્રંથો લખેલા છે તે બહાર પાડી સમગ્ર વિશ્વમાં તેની જ્યોતિ, અને વ્યાપકતા પ્રસારશે; તો શ્રીમંતો, વિદ્વાનો, ભંડારના રખેવાળો એકઠા થઈ એક બીજાને પોતાની પાસેના સાધનોની મદદ આપી એક મહાન્ પુસ્તકભંડાર એકઠો કરી તેનાં બારણાં બધાને માટે ખુલ્લાં મૂકી પૂર્વના જ્ઞાનની અમૂલ્ય પ્રસાદી વિસ્તારશે.

અદ્યાપિ પર્યંત જૈનગણિતશાસ્ત્રી તરીકે કોઈપણ હોય એવું પ્રકટ થયું નથી. જૈનગ્રંથાવલિમાં ગણિતતિલક વૃત્તિ. કર્તા સિંહતિલક, એટલુંજ નામ જોવામાં આવે છે તે શોચનીય વાત છે. પરંતુ આસિવાય એક ગ્રંથ 'ગણિતસારસંગ્રહ' ઉપલબ્ધ થયો છે. તેના કર્તા મહાવીરાચાર્ય છે. આના સંબંધે અમેરિકાની કોલંબિયા યુનિવર્સીટી-ટીચર્સ કૉલેજના ન્યુયૉર્કમાંના ગણિતશાસ્ત્રી પ્રોફેસર ડેવિડ યુજેન સ્મિથ (David Euguné Smith) જૈન ગણિતશાસ્ત્રના નામથી એવું જણાવે છે કે:—

"It is a pleasure to know that such a man has at last appeared and that, thanks to his profund scholarship and great perseverance, we are now receiving new light upon the subject of Oriental Mathematics, as known in another part of India and at a time about midway between that of आर्यभट्ट and भास्कर and two centuries later than ब्रह्मगुप्त. The learned scholar, Professor M. Rangacharya of Madras (curator of

the Government Oriental Library and Sanskrit Professor the Presidency College ) some years ago became interest in the work of महावीराचार्य, ( Jain Mathematician ) and I completed its translation, thus making the mathematical wo his perpetual debtor. "

મદ્રાસની પ્રેસીડેન્સી કોલેજના પ્રોફેસર (શિક્ષાગુરૂ) અને ગવર્નમેંટની ઓરિએંટલ લાય ના ક્યુરેટર પ્રોફેસર એમ. રંગાચાર્યે ( કે જે બ્રાહ્મણ છે ) અંગ્રેજીમાં જૈનાચાર્ય મહાવીરાચાર લખાએલ ગણિતશાસ્ત્રનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે ( અને મદ્રાસ સરકારે તેને પ્ર કર્યું છે ) તેને માટે મી. સ્મિથ તેનો ઉપકાર માનતાં કહે છે કે તેની તલસ્પર્શી વિ અને વિશાલ ખંતને માટે તેને ધન્યવાદ ઘટે છે અને તેનેજ લઇને પૌર્વાત્ય ગણિતર કે જે હિંદના બીજા ભાગમાં અને જે આર્યભટ્ટ અને ભાસ્કરાચાર્યના વચ્ચેના સમ અને બ્રહ્મગુપ્ત થયા પછી બે સદી પછી જ્ઞાત થયું હતું તેનાપર હમણાં આપણને ન પ્રકાશ મળે છે. આથી ગણિતશાસ્ત્રમાં રસ લેતી પ્રજા પર શાશ્વત ઉપકાર થયો છે. ર અમે જૈનપ્રજા તરફથી તે પ્રોફેસરનો ઉપકાર માનીએ છીએ

મહાવીરાચાર્ય પહેલાં અને પછી પણ ઘણા જૈનેતર વિદ્વાન્ ગણિતશાસ્ત્રજ્ઞ થઈ છે, આર્યભટ્ટ ઈ. સ, ૫મા શતકમાં, વરાહમહિર ૬ ઠા શતકમાં, બ્રહ્મગુપ્ત ૭ મા શ કમાં અને ભાસ્કરાચાર્ય ૧૨ મા શતકમાં થઈ ગયા છે. મહાવીરાચાર્યના કાલ સંબં તેણે પોતાના ગણિતશાસ્ત્રને છેડે પોતાની પ્રશસ્તિ લખી નથી તેથી તેની ગુરૂપરં નિવાસસ્થાન કે કાલ જાણવાનું કાંઇ સાધન નથી. તેમણે જે રાજાનો ઉલ્લેખ કર્યો તે પરથી તેનો કાલ ઠરાવવામાં હરકત આવતી નથી.

પહેલાં શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ કરી મંગલાચરણ કરે છેઃ—

अलंध्यं त्रिजिगत्सारं यस्यानंतचतुष्टयम् ।
नमस्तस्मै जिनेंद्राय महावीराय तायिने ॥ १ ॥
संख्याज्ञानप्रदीपेन जैनेंद्रेण महात्विषा ।
प्रकाशितं जगत्सर्वं येन तं प्रणमाम्यहम् ॥ २ ॥

—જેના અનંત ચતુષ્ટય (અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંતચારિત્ર અને અનંત વ ત્રણ જગતના સારરૂપે છે અને જેનો પાર પામી શકાય તેમ નથી એવા તારક જિ શ્રી મહાવીરને નમસ્કાર કરૂં છું: તે મહાકાંતિમાન્ જૈનેંદ્ર કે જેણે સંખ્યાના જ્ઞાનરૂપી પકથી સર્વ જગતને પ્રકાશિત કર્યું છે તેને હું પ્રમાણ કરૂં છું:

પછી જણાવે છે કેઃ—

प्रीणितः प्राणिसस्यौघो निरीतिर्निरवग्रहः ।
श्रीमताऽमोघवर्षेण येन स्वेष्टहितैषिणा ॥ ३ ॥
पापरूपाः परा यस्य चित्तवृत्तिहविर्भुजि ।
भस्मसाद् भावमीयुस्तेऽवंध्यकोपोऽभवत्ततः ॥ ४ ॥

वशीकुर्वन् जगत्सर्वं स्वयं नानुवशः परैः ।
नाभिभूतः प्रभु स्तस्मादपूर्वं मकरध्वजः ॥ ५ ॥

यो विक्रमक्रमाक्रांतचक्रिचक्रकृतीक्रयः ।
चक्रिकाभंजनो नाम्ना चक्रिकाभंजनोऽञ्जसा ॥ ६ ॥

यो विद्यनद्यधिष्ठानो मर्यादावज्रवेदिकः ।
रत्नगर्भो यथाख्यातचारित्रजलधिर्महान् ॥ ७ ॥

विध्वस्तैकांतपक्षस्य स्याद्वादन्यायवादिनः ।
देवस्य नृपतुंगस्य वर्धतां तस्य शासनम् ॥ ८ ॥

આમાં જણાવેલ રાજા અમોઘવર્ષ—ચક્રિકાભંજન-નૃપતુંગનું વર્ણન તેની સ્તુતિ રૂપે કરેલ છે. તે રાજા અમોઘવર્ષ ઇ. સ, ૮૧૪-૧૫ થી તે ૮૭૭-૭૮ સુધી રાષ્ટ્રકૂટ રાજવંશમાં માન્યખેટક (મલખેડ)માં રાજ્ય કરતો હતો તે અનેક શિલા લેખોમાંથી માલુમ પડે છે. મી. વિન્સેંટ સ્મિથ પોતાના રચેલ હિંદના પૂર્વ ઇતિહાસમાં લખે છે કે:-

The long reign of the next king, (815—77A.D) Amoghavarsha who occupied the throne for at least sixty-two years, was largely spent in constant wars with the Eastern Chalukya Rajas of Vengi. He transferred his capital from Nasik to Manya kheta, the Mankir of the Arab writers, now Malkhed in the Nizam's dominions. In his old age he abdicated in favour of his son, Krishna II, and devoted the brief remainder of his life to ascetic practices. The Digambara, or naked, sect of the Jains was liberally patronised by Amoghavarsha. The rapid progress made by Digambara Jainism late in the ninth and early in the tenth century, under the guidance of various notable leaders, including Jinasena and Gunabhadra, who enjoyed the favour of more than one monarch, had much to do with the marked decay of Buddhism; which daily lost ground, until it finally disappeared from the Deccan in the twelfth century.

—Early History of India. Page 387.

જ્યારે મહાવીરાચાર્ય પોતાના ગણિતસારસંગ્રહમાં પ્રથમજ અમોઘવર્ષનો ઉલ્લેખ કરે છે તે પરથી જણાય છે કે તેજ કાળમાં તે આચાર્ય થયેલ છે એ સ્પષ્ટ છે. પરંતુ અમોઘવર્ષના બે મહાન્ આચાર્યો અને ગુરૂશિષ્ય-ભગવજ્જિનસેન અને ગુણભદ્રના સમયમાં થઇ ગયો અને તે બંને તેને વંદ્ય હતા, તેવીજ રીતે આ મહાવીરાચાર્યને

પણ પૂજ્ય માનતો હશે. વળી મહાવીરાચાર્ય એ જિનસેન અને ગુણભદ્રથી પૂર્વે થયા કે પછી એ એક મોટો પ્રશ્ન છે. જિનસેન અને ગુણભદ્રે મહાવીરાચાર્યનો ઉલ્લેખ કર્યો નથી તેમ મહાવીરાચાર્યે તે બેનો ઉલ્લેખ કર્યો નથી. તેથી પ્રથમ કોણ થયા અને પછી કોણ થયા તે પ્રશ્નનું નિરાકરણ થતું નથી, કારણ કે, જો ભગવન્ જિનસેનને મહાવીરાચાર્યની માહિતી હોત તો તેણે પોતે તેમજ ગુણભદ્રે રચેલ પૂર્વાચાર્યમાલિકામાં તેમનો ઉલ્લેખ કર્યો હોત-જો સમકાલિન તદન હોય તો અવશ્ય તેનો ઉલ્લેખ થયો હોત! જો મહાવીરાચાર્યને જિનસેન અને ગુણભદ્રની પછી થયેલ માનીએ તો તે બંનેનો ઉલ્લેખ કર્તાએ પોતાના ગણિત સારસંગ્રહમાં કર્યો હોત, પણ તેણે પોતાના સંબંધમાંજ કંઇ ઉલ્લેખ કર્યો નથી તો પછી તેનો પણ સાથે નજ થાય. આથી મહાવીરાચાર્ય જિનસેન અને ગુણભદ્રથી પૂર્વે થયા છે કે પછી થયા છે તે ચોક્કસ કરવું કઠિન છે.

ડા. તાત્યા પાંગળે એવોમત ધરાવે છે કે મહાવીરાચાર્ય જિનસેન-ગુણભદ્રાદિની પૂર્વે થઇ ગયા હશે કારણ કે નહિતો તેણે તે મહાન્ બે વિદ્વાનોનો ઉલ્લેખ પોતાના ગ્રંથમાં કર્યો હોત, જ્યારે જિનસેન-ગુણભદ્રે પોતાના ગ્રંથમાં મહાવીરાચાર્યનો ઉલ્લેખ એક ગણિત ગ્રંથ લખ્યો તેથી તે મહાન્ વ્યક્તિ થયા એવું કંઇ ગણાય નહિ અને તેથી તેનો ઉલ્લેખ ન કર્યો હોય.

તથાપિ મહાવીરાચાર્ય એ અમોઘવર્ષના સમયમાં થઇ ગયા છે એ નિશ્ચિત છે. આથી વધુ માહીતી તેના સંબંધે મળતી નથી. ઇ. સ. ૯ મા શતકમાં તે થઇ ગયા એ એ માનવામાં કંઇ હરકત નથી.

હવે સાતમા શતકમાં થઇ ગયેલ બ્રહ્મગુપ્ત અને ૧૨ મા શતકમાં *વરાહ આ બંનેના મધ્યના વખતમાં-૯ મા શતકમાં મહાવીરાચાર્ય થયા એ સ્પષ્ટ છે. ભાસ્કરાચાર્યની પેઠે મહાવીરાચાર્ય જ્યોતિષશાસ્ત્રજ્ઞ પણ હશે, કારણકે જ્યોતિષશાસ્ત્રની ઉપયુક્તતા માટે ગણિતશાસ્ત્રનો આધાર અને મહત્વ વિશેષ છે એવું પ્રતિપાદન કરેલું છેઃ જેમકે

सूर्यादिग्रहचारेषु ग्रहणे ग्रहसंयुतौ ।
त्रिप्रश्ने चंद्रवृत्तौ च सर्वत्रांगी कृतं हि तत् ॥ १२ ॥

તોપણ જ્યોતિષી તરીકે તેની પ્રસિદ્ધિ થઇ નથી અને તેવા પ્રખ્યાત જ્યોતિષી હશે પણ નહિ. જૈનધર્મમાં ગણિતશાસ્ત્રનું મહત્વ વિશેષ છે. ચાર અનુયોગના વર્ણનમાં પ્રત્યેક સ્થળે ગણિતશાસ્ત્રમાં સંખ્યાનો સંબંધ હોય છે, અર્થાત્ જૈનોને વ્યવહાર પેઠે ધર્મની બાબતમાં પણ તેનો વધારે ઉપયોગ છે.

બ્રહ્મગુપ્તના બ્રહ્મસ્ફુટસિદ્ધાંતનો અને મહાવીરાચાર્યનાં ગણિતસારસંગ્રહનો વિચાર કરતાં એમ જણાય છે કે મહાવીરાચાર્યને બ્રહ્મગુપ્તના સિદ્ધાંતનો પરિચય હતો, કારણ કે ગણિતસારસંગ્રહ એ તેણે બ્રહ્મગુપ્તના સિદ્ધાંતને સુધારી તે ધોરણપર લખેલ છે. મહાવીરાચાર્યની ગણિત વિષયે જ્ઞાન આપવાની પદ્ધતિ સારી અને સુબોધક છે, અને તેમાટે અનેક ઉદાહરણ આપ્યાં છે. સારાંશમાં કહીએ તો બ્રહ્મગુપ્તનું ગણિતશાસ્ત્ર મહાવીરાચાર્યની પૂર્વે

*જૈન ઇતિહાસ પ્રમાણે જે વરાહમિહિર ભદ્રબાહુ સ્વામી (કે જે ઇ. સ. પૂર્વે ૨૫૨ માં સ્વર્ગસ્થ થયા) તેના ભાઇ હતા તે આ વરાહમિહિરથી જુદા લાગે છે.

સર્વમાન્ય હતું એ વાત અમાન્ય થઈ શકે એમ નથી. હવે મહાવીરાચાર્યનું ગણિતશાસ્ત્ર ભાસ્કરાચાર્યના કરતાં પહેલું છે કે નહિ તે સમજવું કઠણ છે. તો પણ ભાસ્કરાચાર્યના (લીલાવતી અને બીજગણીત મળી બનેલ) ગ્રંથ સિદ્ધાંતશિરોમણી બ્રહ્મગુપ્તના બ્રહ્મસ્ફુટ-સિદ્ધાંતને વધારે સુલભ અને સુધારો કરીને લખાયેલ છે તેથી એમ જણાય છે કે તે ગ્રંથની પહેલાં અને બ્રહ્મસ્ફુટસિદ્ધાંતની પછી મહાવીરાચાર્યનો ગણિતસારસંગ્રહ ગ્રંથ લખાયેલ છે. કદાચિત્ મહાવીરાચાર્ય જૈન હોવાથી તેમાંથી ઉલ્લેખ લેવાનું ભાસ્કરાચાર્યને યોગ્ય નહિ લાગ્યું હોય એટલું જ ! બાકી મહાવીરાચાર્યનો ગણિતસારસંગ્રહ ગ્રંથ ઉત્તરમાં વિશેષ નહિ પણ દક્ષિણ દેશમાં કાનડી ભાષાના પ્રદેશમાં તો અત્યંત પ્રખ્યાત હતો એ નિર્વિવાદ છે; કારણ કે ૧૧ મા શતકમાં રાજમહેંદ્રીમાં પ્રખ્યાત રાજા-રાજનરેંદ્ર રાજ્ય કરતો હતો અને તેના વખતમાં મહાવીરાચાર્યના ગણિતશાસ્ત્રનું તેલંગૂ ભાષામાં પદ્યાત્મક ભાષાંતર પાવુલુરીમલ્લને કરી તેનો સામાન્ય જનમાં પ્રસાર કરેલ હતો એવું હમણાની મદ્રાસ ઓરિયંટલ લાયબ્રેરીમાં રાખેલા કેટલીક જૂની ખંડિત પ્રતમાંથી સિદ્ધ થાય છે. આ પરથી દાક્ષિણાત્ય પ્રદેશમાં (તે વખતે તે ભાગમાં જૈનલોકનો વિશેષ પ્રચાર હોવાથી) મહાવીરાચાર્યના 'ગણિતસારસંગ્રહ' સર્વત્ર પ્રચલિત હતો એ સ્પષ્ટ છે. સારાંશ કે મહાવીરાચાર્ય એ એક કાળે સારી રીતે પ્રખ્યાત ગણિતશાસ્ત્રી હોઇને તેના ગણિતસારસંગ્રહનો દક્ષિણમાં ઘણો દૂર પ્રસાર થયો હતો.

ગણિતસારસંગ્રહનો વાંચકને અલ્પ પરિચય થાય તેથી અહીં થોડા ઉતારા તેમાંથી આપવામાં આવે છે. ગણિતશાસ્ત્રનું મહત્વ, વર્ણન કર્તા નીચે પ્રમાણે કરે છેઃ—

लौकिके वैदिके वापि तथा सामायिकेऽपि वः ।
व्यापारस्तत्र सर्वत्र संख्यानमुपयुज्यते ॥ ९ ॥

द्वीपसागरशैलानां संख्याव्यासपरिक्षिपः
भवनव्यंतरज्योतिर्लोककल्पाधिवासिनाम् ॥ १३ ॥

नारकाणां च सर्वेषा श्रेणीबंधेंद्रकोत्कराः ।
प्रकीर्णकप्रमाणाद्या बुध्यंते गणितेन ते ॥ १४ ॥

बहुभि र्विप्रलापैः किं त्रैलोक्ये सचराचरे ।
यत्किंचिद् वस्तु तत्सर्वं गणितेन विना नहि ॥ १६ ॥

तीर्थकृद्भ्यः कृतार्थेभ्यः पूज्येभ्यो जगदीश्वरैः ।
तेषां शिष्यप्रशिष्येभ्यः प्रसिद्धाद् गुरुपर्वतः ॥ १७ ॥

जलधे रिव रत्नानि पाषाणा दिव कांचनम् ।
शुक्ते र्मुक्ताफलानीव संख्याज्ञानमहोदधेः ॥ १८ ॥

किंचिदुद्धृत्य तत्सारं वक्ष्येऽहं मतिशक्तितः ।
अल्पं ग्रंथ मनल्पार्थं गणितं सार संग्रहम् ॥ १९ ॥

सञ्ज्ञांभोभिरथो पूर्णे परिकर्मोरुवेदिके ।
कालासवर्णसंरूढलुठत्पाठीनसंकुले ॥ २० ॥
प्रकीर्णकमहाग्राहेत्रैराशिकतरंगिणि ।
मिश्रकंव्यवहारोग्रत्सूक्तिरत्नांशुपिंजरे ॥ २१ ॥
क्षेत्रविस्तीर्णपाताले खाताख्यसिकताकुले ।
करणस्कंधसंबंधच्छायावेलाविराजिते ॥ २२ ॥
गणकैर्गुणसंपूर्णैस्तदर्थममलोऽमला ।
गृह्यंते करणोपायै स्सारसंग्रहवारिधौ ॥ २३ ॥

આ પછી ગણિતશાસ્ત્રમાંથી (સંજ્ઞા) કોષ્ટકોનું મહત્વ આપેલ છે-એટલે મહાવીરાચાર્યની ક્ષેત્રપરિભાષા (આમાં પરિમાણુથી યોજન સુધી ભૂમિનું માપ કેમ લેવું તે વર્ણવેલ છે), કાલપરિભાષા (સમય માપવાનું કોષ્ટક), ધાન્યપરિભાષા, સુવર્ણપરિભાષા, રજતપરિભાષા, લોહપરિભાષા-આ પ્રમાણે કોષ્ટકો આપ્યાં છે. તેમાંનું એક નમુના માટે આપીએ છીએ.

કાલપરિભાષા.

अणुरण्वंतरं काले व्यतिक्रामति यावति ।
सकाल-समयोऽसंख्यैस्समयै रावलि र्भवेत् ॥ ३२ ॥
संख्या तावलिरुच्छ्वासः स्तोक स्तूच्छ्वास सप्तकः ।
स्तोका सप्त लवस्तेषां सार्धत्रा त्रिंशता घटी ॥ ३३ ॥
घटीद्वयं मुहूर्तोऽत्र मुहूर्त त्रिंशता दिनम् ।
पंचघ्नास्त्रिदिनैः पक्षः पक्षौ द्वौ मास इष्यते ॥ ३४ ॥
ऋतुर्मासद्वयेन स्यात् त्रिभिस्तैरयनं मतम् ।
तद् द्वयं वत्सरो वक्ष्ये धान्यमानमतः परम् ॥ ३५ ॥

"કાલમાનનું કોષ્ટક

| | | | |
|---|---|---|---|
| કાલનો અંશ | ૧ આવલી | ૩૦ મુહૂર્ત | ૧ દિવસ |
| અનેક આવલી | ૧ ઉચ્છ્વાસ | ૧૫ દિવસ | ૧ પક્ષ |
| ૭ ઉચ્છ્વાસ | ૧ સ્તોક | ૨ પક્ષ | ૧ માસ |
| ૭ સ્તોક | ૧ લવ | ૨ માસ | ૧ ઋતુ |
| ૩૮॥ લવ | ૧ ઘટિ | ૩ ઋતુ | ૧ અયન |
| ૨ ઘટિ | ૧ મુહૂર્ત | ૨ અયન | ૧ વર્ષ. |

આ પ્રમાણે કોષ્ટકનો પરિચય આચાર્યે કરાવ્યો છે. બીજા વિષયો નીચે પ્રમાણે છેઃ-

૧ પરિકર્મ વ્યવહાર—આ ભાગમાં પ્રત્યુત્પન્ન (ગુણાકાર, ભાગહાર (ભાગાકાર), વર્ગ (વર્ગીકરણ squaring), વર્ગમૂળ (square root), ઘન (cubing),

ઘનમૂળ ( cube root ), સંકલિત ( summation ), વ્યત્કલિત (subtraction) આ પ્રમાણે વિષય છે.

૨ કાલાસવર્ણ (અપૂર્ણાંક—fractions આ બીજા ભાગમાં નીચેના વિષય છેઃ—

ભિન્ન પ્રત્યુત્પન્ન-અપૂર્ણાંકના ગુણાકાર—( multiplication of fractions ), ભિન્નભાગહાર-અપૂર્ણાંકના ભાગાકાર-( division of fractions squaring ), ભિન્નવર્ગ વર્ગમૂલ ઘનઘનમૂળ (અપૂર્ણાંકના વર્ગ, વર્ગમૂળ, ઘન, ઘનમૂળ-(squaring, squareroot, cubing, cube root of fractions ), ભિન્ન સંકલિત ( અપૂર્ણાંકના સરવાળા summation of fractional series in progression), ભિન્નવ્યુત્કલિત ( fraction in series ), કાલાસવર્ણ ષડ્જાતિઃ ( વ્યાકરણની ૭ જાત-( six varieties of fractions ), ભાગજાતિઃ ( સામાન્ય અપૂર્ણાંક જેવા કે સરવાળા બાદબાકી. simple fractions-asAddition subtraction ), પ્રથમભાગ જાતિ ( compound and complex fractions ), ભાગાનુબંધ જાતિઃ ( associated fractions ) ભાગાપવાહજાતિઃ ( dissociated fractions ), ભાગમાતૃજાતિઃ (foregoing varieties of fractions ).

૩ પ્રકીર્ણવ્યવહાર— આ ત્રીજાભાગમાં જાતિશેષજાતિઃ, મૂલજાતિઃ, શેષમલજાતિઃ, દ્વિરગ્રશેષમૂલજાતિ; અંશમૂલ જાતિઃ, ભાગસંવર્ગજાતિઃ, ઊનાધિકાંશવર્ગ જાતિઃ, મૂલ મિશ્રજાતિઃ, ભિન્નદશ્ય જાતિઃ—આ પ્રમાણે જુદા જુદા અપૂર્ણાંકના પ્રકાર છે ( prablems of fractions) છે.

૪ ત્રૈરાશિકનું સ્વરૂપ—વર્ણવ્યું છે. તેમાં ત્રૈરાશિક, ગતિ નિવૃત્તિ અને પંચસપ્તનવરાશિકા એવા ત્રણ વિભાગ છે.

૫ મિશ્રકવ્યવહાર ( Mixed problems )—આ પાંચમા ભાગમાં સંક્રમણ સૂત્ર, પંચારાશિકવિધિ, વૃદ્ધિવિધાન, પ્રક્ષેપકુટ્ટિકાકાર, વલ્લિકાકુટ્ટિકાકાર, વિષયકુટ્ટિકાકાર, સકલકુટ્ટિકાકાર, સુવર્ણકુટ્ટિકાકાર, વિચિત્રકુટ્ટિકાકાર, શ્રેઢી બદ્ધસંકલન,—આવા વિષય છે તે ઉપરાંત નફાતોટા, કટમિતિ, મુદત વગેરે વિષય છે.

૬ ક્ષેત્રગણિતનું સ્વરૂપ—ચાર પ્રકારે જણાવ્યું છે. વ્યાવહારિક ગણિત ( Calculation of the area—ક્ષેત્રફળની ગણત્રી ), સૂક્ષ્મ ગણિત ( minute calculation of area ), જન્મવ્યવહાર, અને પૈશાચિક ( કઠિણ ) વ્યવહાર. આ ભાગમાં ભૂમિતિની પદ્ધતિપર પદાર્થોના વર્તુળ, ચતુષ્કોન, ત્રિકોણ, અર્ધવર્તુળ, ભાગનું માપ લેવાની માહિતી ઉદાહરણો સાથે બતાવેલી છે.

૭ ખાતવ્યવહાર ( ખોદવા સંબંધી ગણત્રી—calculation regarding excavations ). આમાં ખાતગણિત ( ભીંતના અથવા સ્તંભના માપ ), ચિતિગણિત અને ક્રકચિકા વ્યવહાર એમ ત્રણ વિભાગ છે. આમાં ઇમારતનાં માપ, તેમજ વસ્તુનાં માપ લેવાની પદ્ધતિ ઉદાહરણો સાથે આપેલી છે.

૮ છાયાવ્યવહાર ( વસ્તુની છાયાનું માપ ).

આ પ્રમાણે ગણિતસારસંગ્રહમાં વિષયો છે અને તેમાં હાલનાં ભૂમિતિ, બીજગણિત-અક્ષરગણિતનો પણ સમાવેશ થયેલો છે. સારાંશ કે આ પુસ્તક સૂક્ષ્મ

રીતિથી અભ્યાસ કરનારને આજના ગણિતશાસ્ત્રનાં અંગો પણ તેમાં ઘણાં સમાયેલાં લાગશે. આથી પ્રોફેસર યુજેન સ્મિથ જેવા વિદ્વાન્ વ્યક્તિએ આ પુસ્તક વાંચી તેનું અધ્યયન કરી તે સંબંધે સને ૧૯૦૮ ના એપ્રિલ માસમાં રોમ શહેરમાં ભરાયેલ ચતુર્થ આંતરપ્રજાકીય ગણિતશાસ્ત્રી પરિષદ્ Fourth International Congress of Mathematicians માં એક નિબંધ વાંચી બતાવ્યું હતું તેવી રીતે અહીંના વિદ્વાનો જેવા કે ગણિતકેશરી પ્રોફેસર રઘુનાથ પ્રાંજપે (પુનાની ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપલ) કે જે આપણા અર્વાચીન મહાવીરાચાર્ય ગણાય તે આવા ગણિતશાસ્ત્ર વિષય ગ્રંથનો અભ્યાસ કરી હિંદુસ્થાનવાસીઓના અને પાશ્ચાત્યના ગણિતશાસ્ત્ર, તેમજ ચિનના અને જપાનના પ્રાચીન અને અર્વાચીન ગણિતશાસ્ત્રની સમાલોચના કરી ઉત્તમ કોણ, સુલભ કોણ, સર્વાંગપૂર્ણ કોણ એ બાબતનો નિર્ણય કરી ગણિતશાસ્ત્રનો ઇતિહાસ લખે તો કેવું સારૂં.

પ્રો. યુજેન સ્મિથ મહાવીરાચાર્યની ગણિતપદ્ધતિ સંબંધી એક સ્થલે જણાવે છે કે;

The shadow Problems, Primitive cases of trigonometry and gnomonics suggest a similarity among these three writers, yet those of Mahaviracharya are much better than one to be found in either ब्रह्मगुप्त or भास्कराचार्य and no question is duplicated.

અર્થાત્—છાયા સંબંધી પ્રશ્નો, ત્રિકોણમિતિ અને ... ... ના પ્રાચીન વિષયો જણાવી આપે છે કે ત્રણે ગણિતશાસ્ત્રીઓમાં સમાનતા છે, છતાં પણ મહાવીરાચાર્યે તે તે સંબંધી જે જણાવ્યું છે તે બ્રહ્મગુપ્ત અથવા ભાસ્કરાચાર્યમાં જે જોવામાં આવે છે, તેના કરતાં ઘણું સરસ કહેલ છે અને કોઇ પણ પ્રશ્ન બેવડાયો નથી

આ પાશ્ચાત્ય પંડિતનું કેટલું સૂક્ષ્મ અવલોકન છે તેનું ઉદાહરણ ઉક્ત કથન પૂરૂં પાડેછે.

પ્રો૦ રંગાચાર્યે આ પુસ્તકનુ ભાષાંતર કરીને મદ્રાસ સરકારે તે પ્રસિદ્ધ કરી જૈનવાંગ્મયનું નિષ્પક્ષપાતપણે સન્માન કર્યું છે તે માટે જૈન સમાજ તેના ઋણી છે. આજ પુસ્તકની એક તાડપત્ર પરની જૂની પ્રત શ્રી પંડિતાચાર્ય ચારૂકીર્તિ ભટ્ટારકના મઠમાં જોવાની તક તેને મળી હતી અને પ્રો૦ રંગાચાર્ય જેવા પંડિતની દૃષ્ટિએ આ ગ્રંથ ન આવ્યો હોત તો કોણ જાણે કેટલાએ શતકો આ પુસ્તકો પ્રગટ થતાં પસાર થાત. આવાં અનેક પુસ્તકો ભંડારોમાં પડયાં છે અને તે કોણ જાણે ક્યારે બહાર આવશે એ સમજવું કઠિણ છે. આ તાડપત્ર પર લખેલ ગ્રંથની બીજી પ્રત ઓરિયંટલ લાયબ્રેરી-મદ્રાસમાં ન હત તો આજ આપણા પૂર્વાચાર્યના અમૂલ્ય ગણિતશાસ્ત્ર પરનો ગ્રંથ જોવાનો અવકાશ મળત નહિ. પ્રો૦ રંગાચાર્યની પહેલાં મી. એચ. જી સ્ટુઅર્ટ ડાયરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન-મદ્રાસનું લક્ષ આ ગ્રંથ ઉપર ગયું હતું એ વાત અહીં જણાવીએ છીએ.

સંખ્યાપરિજ્ઞાન નામનો મહાવીરાચાર્યનો બીજો એક ગ્રંથ ઉપર જણાવેલ મઠમાં છે.

આ ગ્રંથમાંથી વિશેષ મતલબ ઉદાહરણ સાથે કોઈ વેળા બતાવાય તો વધારે સારૂં તો તેને માટે અન્ય સ્થાન શોધીશું.

આ લેખ રા. તાત્યા નેમિનાથ પાંગળના વિવિધજ્ઞાનવિસ્તાર નામના પ્રસિદ્ધ અને વિદ્વત્તાપૂર્ણ મરાઠી માસિકમાં આવેલ લેખનો અનુવાદ છે.

# ज्ञानचर्चा.

## प्राण अने आत्मा संबंधी जैन अने जैनेतर दृष्टिए विवेचन.

**પ્રશ્ન**—પ્રાણ અને આત્મામાં શું ફેર? અન્ય લેકો પ્રાણ અને આત્મા એ **સરખા** માને છે, જ્યારે જૈન ભિન્ન માને છે; તો તે કઈ રીતે?

**ઉત્તરઃ**—જૈન દષ્ટિએ 'પ્રાણ' નો વિચાર કરતાં દશ પ્રાણ કહેલ છે. પાંચ ઈંદ્રિયનું બલ તે પાંચ ઈંદ્રિયબલ પ્રાણ, છઠું મનબલ પ્રાણ, સાતમું વચનબલ પ્રાણ, આઠમું કાયબલ પ્રાણ, નવમું શ્વાસોશ્વાસબલ પ્રાણ, દશમું આયુષ્યબલ પ્રાણ. આ દશ પ્રાણનો સૂક્ષ્મ વિચાર કરતાં બલ અર્થાત્ શક્તિ એજ પ્રાણ છે એમ સમજાય છે. શક્તિ એ આત્માથી અભિન્ન હોઇ આત્મા રૂપજ છે. દશે પ્રાણો આત્માની પ્રત્યક્ષ હૈયાતી સુધી હોય છે. શરીરમાંથી આત્મા અદૃશ્ય થતાં દશે પ્રાણો અદૃશ્ય થાય છે. મતલબ કે આત્મા ઉપરજ દશે પ્રાણોનો આધાર છે, એ અપેક્ષાએ આત્મા અને પ્રાણની એકતા છે, એટલે કે દેહમાં આત્મા હોય ત્યારે પ્રાણ અવશ્ય હોયજ અને આત્માના અભાવમાં પ્રાણનો પણ અભાવજ હોય. આત્મશક્તિની વપરાશ થવાના, આત્માની હૈયાતી જણાવાના દશ પ્રાણરૂપી દશ સ્થાનો છે અર્થાત્ એ દશ સ્થાનો વડે આત્માનું અસ્તિત્વ જણાય છે. મનરૂપ આત્મા એ દશે પ્રાણરૂપે દેહની પ્રવૃત્તિ ચલાવે છે. શુદ્ધ ચૈતન્ય છે તે તો સર્વથી અત્યંત વિલક્ષણ છે. જો કે તે વ્યાપક હોઈ તેના વડેજ મનદ્વારા પ્રવૃત્તિ ચાલે છે એ વાત ખરી છે, તોપણ તે અત્યંત ભિન્ન છે એ પણ પ્રત્યક્ષજ છે. દેહની પ્રવૃત્તિ દશ સ્થલ દ્વારા ચાલે છે, તે દશ સ્થલો દશ પ્રાણથી કહેવામાં આવે છે એટલે કે એ દશ દેહના આધારભૂત છે, એમના ઉપરજ દેહનો નિભાવ છે, એના વડેજ દેહની પ્રવૃત્તિ ચાલે છે. એ સર્વથી અત્યંત વિલક્ષણ શુદ્ધાત્મા કેવલ આનંદમય છે. આત્માના સાનિધ્ય વડે-વ્યાપકપણા વડે-શરીરની પ્રવૃત્તિનાં **દશ સ્થલો તે** પ્રાણો કહેવાય છે. પ્રાણો પણ આત્મિક સત્તા છે એમ ગણીને પ્રાણ, જીવ, ભૂત અને સત્ત્વને એક અર્થમાં પણ સૂત્રકારે વાપરેલાં ઘણે સ્થળે જોવામાં આવે છે. જૂઓ શ્રી આચારાંગસૂત્રના ચોથા અધ્યયનના પહેલા ઉદ્દેશમાં—"**सव्वे पाणा सव्वे भूया सव्वे जीवा सव्वे सत्ता णहंतव्वा**—" સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ અને સર્વ સત્ત્વને હણવાં નહિ. આમાં પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વમાં એક અર્થનો ઉપયોગ છે. આમાં પ્રાણની હૈયાતી આત્માની હૈયાતીમાં હોઈ એટલે કે આત્માથી પ્રાણ ભિન્ન નહિ હોઈ આત્મા અને પ્રાણની એકરૂપે પ્રરૂપણા કરેલી છે. સ્થાનપરત્વે દશે પ્રાણ ભિન્ન છે. વળી આત્મા વિભુ અને નિરાકાર ચૈતન્ય લક્ષણવાળો, તેથી ભિન્ન છે, પણ પ્રાણની સત્તા આત્માની સત્તાવડે હોઇ, સત્તારૂપે પ્રાણ, આત્માથી ભિન્ન નથી, કિન્તુ પ્રાણમાં પણ આત્માની સત્તા છે એ રૂપે પ્રાણ અને આત્મા એક છે, એમ સ્યાદ્વાદશૈલીથી સમજી શકાય છે.

એ દશે પ્રાણોને હરણ કરવાં નહિ. પ્રાણનું હરણ કરવાથી શરીરસૌંદર્યનો વિનાશ થાય છે. શરીરસૌંદર્યનો વિનાશ કરવો એ સૃષ્ટિસૌંદર્યનો વિનાશ કર્યા જેવું ગણાય છે.

પ્રાણ અને આત્માનું ભેદાભેદનું સ્વરૂપ ઉપર પ્રમાણે **જૈન શૈલીએ** છે.

પ્રાણના સંબંધમાં **વેદાનુયાયીઓનો** વિચાર જોતાં આ પ્રમાણે સમજાય છે:—

સ્યાદ્વાદમાં જેમ અમુક અપેક્ષાએ પ્રાણ અને આત્માને ભિન્ન કહેલ છે અને અમુક અપેક્ષાએ પ્રાણ એજ આત્મા એમ કહેવામાં આવેલ છે તેમ વેદવાદમાં પણ અમુક અપેક્ષાએ પ્રાણ અને આત્મા ભિન્ન છે એમ કહેલ છે અને અમુક અપેક્ષાએ એકજ છે એમ કહેલ છે. અપેક્ષામાર્ગ બન્નેમાં એકજ રીતે લાગુ થાય છે: સઘળી ક્રિયાશક્તિનું મૂલ પ્રાણ છે. પ્રાણ, વૃત્તિભેદથી પાંચ પ્રકારે છે:-પ્રાણ, અપાન, સમાન, ઉદાન, અને વ્યાન. (૧) પ્રાણ, છાતીમાં રહે છે અને નાક તથા મ્હોં વાટે અંદર જાય છે તથા બહાર આવે છે. (૨) અપાન, ગુદાસ્થાનમાં રહે છે અને મળ તથા જળ વગેરેને નીચે લઇ જાય છે: (૩) સમાન, ડુંટીમાં રહે છે તે ખાધેલ પીધેલ-પદાર્થના સમાન ભાગ કરી જઠરમાં લઇ જાય છે. (૪) ઉદાન, કંઠમાં રહે છે તે અન્નજલમાં વિભાગ કરે છે. (૫) વ્યાન, શરીરમાં વ્યાપક છે તે સઘળી નાડીઓના મ્હોંમાં ફેલાઈ રહે છે. વેદાંત પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વવડે સૂક્ષ્મશરીર બનેલું છે. પાંચ પ્રકારના કોશમાં પ્રાણમય કોશ, એ પાંચ પ્રકારના કોશમાંનો એક છે. તે પાંચ કોશ અન્નમય કોશ, પ્રાણમય કોશ, મનોમયકોશ, વિજ્ઞાનમય કોશ અને આનંદમય કોશ. આ પાંચે કોશનો દ્રષ્ટા તેમનાથી ભિન્ન શુદ્ધ ચૈતન્ય છે. સ્થૂલશરીર તે અન્નમય કોશ છે. સૂક્ષ્મશરીર કે લિંગશરીરમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશનો સમાવેશ થાય છે. રજો ગુણથી ઉત્પન્ન થએલ કર્મેન્દ્રિયો તથા પ્રાણોસહિત પ્રાણમય કોશ છે. આનંદમય કોશ તે કારણશરીરમાં છે.

જેમ પાંચ પ્રાણ છે તેમ પાંચ ઉપપ્રાણ પણ છે, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય. તેમાં નાગથી ઓડકાર આવે છે, કૂર્મથી આંખ મીચાય છે અને ઉઘડે છે, કૃકલથી છીંક થાય છે, દેવદત્તથી બગાસું આવે છે અને ધનંજય શરીરમાં રહી શરીર સ્થૂલ કરે છે તથા મુડદાં ફુલાવે છે.

પ્રાણમય કોશ ઉપર અન્નમય કોશની ઇમારત છે એટલે કે અન્નમય કોશને પ્રાણમય કોશનો આધાર છે. પ્રાણમય કોશના ભાસની અંદરજ મનોમય કોશનો ભાસ છે. સ્વપ્ન પણ પ્રાણમય કોશથી આવે છે. પ્રાણમય કોશરૂપ દર્પણમાં મનોમય કોશરૂપ પ્રતિબિંબવડે હું નિરાકાર સ્થાનરૂપ છું એવો અનુભવ આવે છે. અનુભવ એ વૃત્તિ કે કલ્પના છે. તે વૃત્તિ કે કલ્પના એજ વિજ્ઞાનમય કોશ છે. ચારે કોશથી હું જુદો છું એમ આનંદથી અનુભવી બોલવા લાગવાથી અતિ આનંદ થાય છે તે આનંદમય કોશ છે. આનંદમય કોશને જાણવાવાળો તેથી જુદો શુદ્ધાત્મા છે.

પ્રાણનું મૂલ કારણ આત્મા છે, અર્થાત્ આત્માવડેજ પ્રાણ થએલ છે એમ બતાવવા ભગવતી શ્રુતિ કહે છે કે:—

**एतस्माज्जायते प्राणो मनः सर्वेंद्रियाणि च ।**
**खं वायुर्ज्योतिरापश्च पृथिवी विश्वस्य धारिणी ॥**

અર્થ:—એજ આત્મસ્વરૂપથી અર્થાત્ પુરૂષના અધિષ્ઠાન અને બુદ્ધિનો દૃષ્ટા કે તુરીય છે સ્વરૂપ જેનું એવા શુદ્ધ ચૈતન્યાત્મા બ્રહ્મથીજ ક્રિયાત્મક શક્તિવાળો પ્રાણ, મન તથા જ્ઞાનશક્તિ જેને છે એવું અંતઃકરણ, સઘળી ઇંદ્રિયો, આકાશ, વાયુ, જ્યોતિ, પાણી અને સ્થાવર જંગમાત્મક વિશ્વને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થએલ છે.

પ્રાણને શુદ્ધ ચૈતન્યાત્મા ગણીને પણ શ્રુતિ કહે છે કેઃ—

**स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ।**

**स एव विष्णुः स प्राणः स कालाग्नि स चंद्रमा ॥**

તે દેશકાલ વસ્તુ પરિચ્છેદરહિત શુદ્ધાત્મ ચૈતન્યજ બ્રહ્મા, શિવ, ઈંદ્ર, અક્ષર, પરમ, સ્વરાટ્, વિષ્ણુ, પ્રાણ, કાલાગ્નિ અને ચંદ્રમા છે; અર્થાત્ એ સર્વ શુદ્ધાત્માનાં નામો છે. આ શ્રુતિમાં પ્રાણનેજ આત્માનું બીજું નામ કહેલ છે. આનેજ મળતું કથન મનુસ્મૃતિમાં પણ છે કેઃ—

**एतमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ।**

**इंद्रमेके परे प्राणमपरे ब्रह्मशाश्वतम् ॥**

અંતર્યામી નિર્વિશેષ શુદ્ધાત્માને કોઇ અગ્નિ, કોઈ મનુ, કોઇ પ્રજાપતિ, કોઈ ઈંદ્ર, કોઇ પ્રાણ અને કોઈ સનાતન બ્રહ્મ કહે છે. ભાવાર્થ એવો છે કે એ સર્વ નામો શુદ્ધાત્માનાંજ છે.

**સામવેદીય** ઉદ્ગીથ પ્રકરણમાં એક કથન છે કે—**ચાક્રાયણ** ઋષિ, **પ્રસ્તોતા**—સ્તુતિ કરનારાઓને કહેવા લાગ્યા કે, **પ્રસ્તોત**! જે દેવતાની તું સ્તુતિ કરે છે તેને, તું જાણ્યા સિવાય—(તે દેવતાનું ઓળખાણ કર્યા સિવાય—સાક્ષાત્કાર કર્યા સિવાય—કેવલ અજ્ઞાનતાથી કે અંધશ્રદ્ધાથી કે માત્ર પરંપરાથી)—સ્તુતિ કરીશ તો તારૂં શિર તૂટી પડશે. આવું વાક્ય શ્રવણ કરીને **પ્રસ્તોતાએ** પૂછ્યું કે, હે **ભગવન્**! તે દેવતા કોણ છે? ત્યારે ઋષિએ ઉત્તર દીધો કે, તે દેવતા તે **પ્રાણ** છે. અત્ર પ્રાણ શબ્દવડે શુદ્ધાત્મ પરબ્રહ્મ સમજવા કે પ્રાણવાયુ સમજવો તે સમજાવવા બ્રહ્મસૂત્રકાર શ્રી **વ્યાસજી** ઉપદેશે છે કે "**अत एव प्राणः**" અત્ર પ્રાણ શબ્દવડે શુદ્ધાત્મ—ચૈતન્ય પરબ્રહ્મ સમજવા, પણ પ્રાણવાયુ નહિ. શ્રુતિ ભગવતી પણ ઉપદેશે છે કે

**"अतः सर्वाणि ह्वा इमानि भूतानि प्राणमेवाभिसंविशंति प्राणमभ्युज्जिहते"**

અર્થ એવો છે કે, સર્વ ભૂત, પ્રાણને વિષે લીન થાય છે તથા પ્રાણથી ઉપજે છે. ભાવાર્થ એવો થાય છે કે પ્રાણ છે એજ આ સ્થળે પરબ્રહ્મ ચૈતન્ય સમજવા.

કૌષીતકિ બ્રાહ્મણોપનિષદનું પણ કથન છે કે—**દિવોદાસના** પુત્ર પ્રતર્દને (કાશીનો રાજા) સ્વર્ગમાં જઇને ઇંદ્ર સાથે યુદ્ધ કર્યું, ત્યારે ઈંદ્રે પ્રસન્ન થઇને કહ્યું કે, હે **પ્રતર્દન**! તું મારી પાસેથી વર માગ. ત્યારે પ્રતર્દન બોલ્યા કે, હે ઈંદ્ર! જે મનુષ્યને વાસ્તે અતિહિત વર તું માને છે તેજ મારો વર છે. ત્યારે ઈંદ્ર બોલ્યા કે "**प्राणास्मि प्रज्ञात्मा तमामायुरमृतमित्युपास्व**" હું પ્રજ્ઞાસ્વરૂપ પ્રાણ છું. તેથી મારી આયુ અમૃત એ રૂપકવડે ઉપાસના કર. અત્રે પ્રાણ શબ્દવડે વાયુ માત્ર જાણવો, કે દેવતાત્મા જાણવો કે જીવ જાણવો, કે પરબ્રહ્મ જાણવો તે પરમાર્થ સમજાવવા ભગવાન **વ્યાસજી** નિરાકરણ કરે છે કે "**प्राणस्तथानुगमात्**" પ્રાણ શબ્દવડે પરબ્રહ્મ—શુદ્ધાત્માનું ગ્રહણ છે એમ જાણવું, કારણ કે તેમાં પૂર્વાપર પદોનો બ્રહ્મ—આત્માની સાથે સંબંધ છે, પણ દેવતા વિશેષ ઈંદ્રનું ગ્રહણ નથી. જુઓ "**अध्यात्मसम्बन्ध भूमास्मिन्निति**" અધ્યાત્મ સંબંધ જે પ્રત્યગાત્માનો સંબંધ તેનું ભૂમા—બાહુલ્યથી પરબ્રહ્મનું પ્રાણ શબ્દવડે ગ્રહણ છે, પણ દેવતાવિશેષ ઈંદ્રનું નહિ.

અત્રે પ્રાણ શબ્દથી ઇંદ્ર દેવતાત્માનું ગ્રહણ નથી, કારણ કે જેવી રીતે **વામદેવ ઋષિ** ગર્ભમાં એમ બોલ્યા હતા કે હું **મનુ** થયો, સૂર્ય થયો, તેવીજ રીતે ઇંદ્રિ દેવતા પણ પોતાના આત્માને શાસ્ત્રદૃષ્ટિથી પરમાત્મરૂપ જાણીને મારી ઉપાસના કર એમ કહેલ છે. "**उपासा त्रैविध्यात्**" ઉપાસના ત્રણ પ્રકારે કહેલ છે. જીવોપાસના, પ્રાણોપાસના, બ્રહ્મોપાસના.

**છાંદો**ગ્ય ઉપનિષદ્‌માં કથન છે કે "**भूमात्वेव विजिज्ञासितव्यः**" ભૂમા નિશ્ચય કરીને જાણવા યોગ્ય છે. અત્રે પ્રાણ ભૂમા છે કે શુદ્ધ ચૈતન્ય ભૂમા છે તે સમજાવે છે કે "**भूमासम्प्रसादादध्युपदेशात्**" સંપ્રસાદ શબ્દનો અર્થ સુષુપ્તિસ્થાન થાય છે અને તે સુષુપ્તિને વિષે જાગવાવાળો પ્રાણ લક્ષ્યાર્થ છે, તે પ્રાણની અગાડી ભૂમાનો ઉપદેશ હોવાથી ભૂમા વ્યાપક ચૈતન્ય છે પણ પ્રાણ નહિ. "**यो वै भूमा तदमृतम्**" જે ભૂમા-આત્મા છે તે અમૃત છે. આમાં પ્રાણ વ્યાપક નથી પણ શુદ્ધ ચૈતન્યાત્મા વ્યાપક છે. આથી શુદ્ધ ચૈતન્યાત્માથી પ્રાણ ભિન્ન સિદ્ધ થાય છે.

જેનાવડે સર્વ પિંડ-બ્રહ્માંડ ચેષ્ટા કરે છે તે પ્રાણ છે કે ચિદાત્મા છે તેનું સ્પષ્ટીકરણ કરતાં **શ્રી** બ્રહ્મસૂત્રકાર **વ્યાસજી** ઉપદેશે છે કે "**कम्पनात्**" કંપનથી. તેના ઉપર શ્રુતિ છે કેઃ—

**भीषास्माद्वातः पवते भीषादेति सूर्यः ।**
**भीषास्मादग्निश्चेंद्रश्च मृत्युर्धावति पंचमः ॥**

આ શ્રુતિથી સમજાય છે કે, સકલ પિંડ બ્રહ્માંડની ચેષ્ટાનો હેતુ ચિદાત્મા છે. ભયવડે વાયુ પવિત્ર કરે છે, સૂર્ય ઉદય થાય છે, અગ્નિ બાળે છે, ઇંદ્ર વૃષ્ટિ કરે છે, અને પાંચમો મૃત્યુ દોડે છે.

જેવી રીતે ગૌણ પ્રાણ આત્માવડે થયા છે તેવી રીતે મુખ્ય પ્રાણ પણ આત્માવડેજ ઉત્પન્ન થએલા છે. "**स प्राणमसृजत**"—આ શ્રુતિ કહે છે કે શુદ્ધાત્માએ મુખ્ય પ્રાણ બનાવ્યા છે. અત્રે શુદ્ધાત્માને પ્રાણથી ભિન્ન બનાવ્યો. મુખ્ય પ્રાણનો વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે કે, મુખ્ય પ્રાણ છે તે વાયુ નથી તેમજ ઇંદ્રિયોનો વ્યાપાર પણ નથી; કારણ કે શ્રુતિમાં "**प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च**" મનોરૂપ ચૈતન્યના વાક્, પ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ ચાર પાદ છે. તેમાં જે પ્રાણ છે તે પોતાના અધિદેવ વાયુવડે પ્રગટ થાય છે, અને જ્યોતિવડે પોતાનું કાર્ય કરવામાં સમર્થ થાય છે. એથી વાયુથી અને ઇંદ્રિયવ્યાપારથી મુખ્ય પ્રાણનો ઉપદેશ ભિન્ન છે એમ સમજાય છે.

અત્રે કોઇને શંકા થશે કે, શરીરમાં જેમ જીવ સ્વતંત્ર છે તેમ પ્રાણ પણ સર્વ વાગાદિકથી શ્રેષ્ઠ હોઈ સ્વતંત્ર હોવો જોઇએ; તેનો ખુલાસો એ છે કે "**चक्षुरादिवत्तुतत्सह शिष्ट्यादिभ्यः**" આમાં તુ શબ્દ પ્રાણની સ્વતંત્રતાની નિવૃત્તિને માટે છે. જેવી રીતે ચક્ષુ શ્રોત્રાદિક જીવના કર્તૃત્વ ભોક્તૃત્વના સાધન છે તેવીજ રીતે મુખ્ય પ્રાણ પણ રાજમંત્રીની પેઠે જીવના સર્વ અર્થોને સિદ્ધ કરનાર છે, પણ સ્વતંત્ર નથી; કારણ કે પ્રાણ છે તે ચક્ષુરાદિકોની સાથેજ શેષ રહે છે, મતલબ કે ચક્ષુરાદિકને સમાન ધર્મવાળો છે.

જેવી રીતે નેત્ર શ્રોત્રાદિકને રૂપ શબ્દાદિક વિષય છે તેવી રીતે પ્રાણને નથી; કારણ કે

નેત્રાદિક જેવી રીતે કરણ છે તેવી રીતે પ્રાણ કરણ નથી, તોપણ શરીરરક્ષા એ પ્રાણનું કાર્ય છે. એને માટે શ્રુતિ ભગવતી ઉપદેશેછે કે "**प्राणेन रक्षन्नवरं कुलायम्**" પ્રાણવડે આ નીચ દેહની રક્ષા કરતાં થકાં જીવ સૂવે છે.

જેવી રીતે શ્રોત્રાદિક નિમિત્તદ્વારા શબ્દાદિકોને વિષય કરવાવાળી મનની પાંચ વૃત્તિ છે તેવીજ રીતે મુખ્ય પ્રાણની પણ કાર્યદ્વારા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ વૃત્તિ છે.

મુખ્ય પ્રાણ અણુ પરિણામવાળા છે. "**अणुश्च**" અણુ શબ્દથી સૂક્ષ્મ તથા પરિચ્છિન્ન પરિમાણનું ગ્રહણ છે. કારણ કે મરણકાલમાં સમીપ બેઠેલા પુરૂષોને પ્રાણ દૃષ્ટિગોચર થતા નથી તેથી સૂક્ષ્મ છે તથા પોતાની પ્રાણાદિ પાંચ વૃત્તિવડે સર્વ શરીરમાં વર્તે છે અને લોકાંતરમાં જાય આવે છે એ હેતુવડે પરિચ્છિન્ન પરિમાણવાલા સિદ્ધ થાય છે.

શ્રુતિમાં પ્રાણને જલમય કહેલ છે કે "**अन्नमयं हि सौम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक्**" હે સૌમ્ય શ્વેતકેતો! મન પૃથ્વિમય છે, પ્રાણ જલમય છે અને વાક્ તેજોમયી છે.

મુખ્ય પ્રાણ પાંચ પ્રકારે કહેવાઈ ગયો છે. ગૌણ પ્રાણ પાંચ જ્ઞાનેંદ્રિય, વાક્, મન એમ કોઈ સપ્ત પ્રાણ કહે છે, કોઇ સ્થલે હસ્ત ઉમેરીને અષ્ટ પ્રાણ કહે છે, કોઇ સ્થળે બે શ્રોત્ર, બે ચક્ષુ, બે ઘ્રાણ, વાક્, પાયુ, ઉપસ્થ એ નવ પ્રાણ કહે છે. કોઇ સ્થળે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય મળી દશ પ્રાણ, કોઇ સ્થળે મન સહિત પ્રાણ એકાદશ પ્રાણ, કોઈ સ્થળે બુદ્ધિ સહિત દ્વાદશ પ્રાણ, કોઇ સ્થળે અહંકાર સહિત ત્રયોદશ પ્રાણ કહેલ છે. કોઇક શ્રુતિ તો "**सप्त वै शीर्षण्याः प्राणाः**" શિરને વિષે બે શ્રોત્ર, બે ચક્ષુ, બે ઘ્રાણ તથા એક વાક્ મલી સપ્ત પ્રાણનું જ્ઞાન થાય છે. એ શિરોક્ત વિશેષિત સપ્ત પ્રાણનેજ માનવાં જોઇએ.

મુખ્યત્વે તો એકાદશ પ્રાણ-પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અને મન-માનવા જોઈએ. એ પ્રાણ "**अणवश्च**" અણુ છે. જો સ્થૂલ હોય તો સર્પવત્ પ્રત્યક્ષ જણાવા જોઇએ. મુખ્ય પ્રાણની પેઠે એ પ્રાણ પણ ચૈતન્યથી થાય છે, એમ સમજવું.

એકાદશ પ્રાણો છે તે મુખ્ય પ્રાણથી જુદા છે; કારણ કે શ્રુતિમાં મુખ્ય પ્રાણને વરજીને વાગાદિ એકાદશ ઇંદ્રિયો કહી છે અને મુખ્ય પ્રાણની ઇંદ્રિયમાં ગણના કરેલી નથી-ઇંદ્રિય નથી-એકાદશ પ્રાણ એટલે ઇંદ્રિયો પાપવડે ગ્રસ્ત થાય છે પણ મુખ્ય પ્રાણ તો નિર્વિષય અને દોષરહિત છે. વાગાદિકથી મુખ્ય પ્રાણ વિલક્ષણ છે. "**वैलक्षण्याच्च**" કારણ કે જ્યારે વાગાદિક સર્વ ઇંદ્રિયો સુવે છે ત્યારે એક મુખ્ય પ્રાણજ જાગે છે અને એ પ્રાણની સ્થિતિવડે દેહની સ્થિતિ રહે છે, પણ જો પ્રાણ નીકળી જાય તો દેહનું પતન થાય છે.

ઉપર પ્રમાણે પ્રાણ સંબંધી ખુલાસો છે તે વાંચવાથી જૈન અને વેદાંતદર્શનની પ્રાણ માટેની માન્યતા સમજી શકાશે તથા બંનેમાં શો તફાવત છે તે પણ સમજી શકાશે. આત્માને પ્રાણ નામથી કહેલ હોય ત્યાં આત્માને પ્રાણ જાણવો એ મત જૈન અને વેદાંત બંનેને માન્ય છે, પણ જ્યાં ખાસ પ્રાણ તરીકેજ હોય ત્યાં તે આત્માથી ભિન્ન છે અને તેમાં પણ જૈન અને વેદાંતનું મળતાપણું છે. પ્રાણની બાબતમાં જૂજ જૂજ તફાવતજ

છે, તે ન હોય તો ભિન્ન દર્શનજ સંભવે નહિ. સૂક્ષ્મ પણ નિર્પક્ષપાતપણે વિચાર કરતાં તો છેવટે અભેદ સિવાય બીજું કશુંજ નથી. સમન્વય કરતાં જૈન અને વેદાંતના પ્રાણની વ્યાખ્યા એકજ થાય છે.

જૈન દશ પ્રાણ કહે છે અને વેદાંત એકાદશ પ્રાણ કહીને મહાપ્રાણ તેથી જૂદો ગણે છે. જૈનના દશ પ્રાણમાં વેદાંતના એકાદશ પ્રાણ અને મહાપ્રાણનો સમાવેશ થાય છે. જુઓ:—

| જૈનના પ્રાણ. | | વેદાંતના પ્રાણ. |
|---|---|---|
| પાંચ જ્ઞાનેંદ્રિયો તે પાંચ પ્રાણ ચક્ષુ વગેરે | ——— | પાંચ જ્ઞાનેંદ્રિય. |
| મન બલ પ્રાણ. | ——— | મન–એકાદશમું. |
| વચનબલ પ્રાણ.<br>કાયબલ પ્રાણ. | } ——— | કર્મેંદ્રિય (પાંચ) |
| આયુઃપ બલ પ્રાણ.<br>શ્વાસ બલ પ્રાણ. | } ——— | મુખ્ય પ્રાણ. |

જૈનનો સરવાળો દશ પ્રાણ—આનીજ બરાબર ——— વેદાંતને સરવાળે એકાદશ પ્રાણ તથા મુખ્ય પ્રાણ છે.

ફક્ત બંનેમાં ભિન્નતા જણાય છે તે તો રૂપાંતરજ છે. મૂલરૂપે તો અભેદજ છે. ભગવાન ભાગવતકાર ફરમાવે છે કે **"यो न पश्यति भेमिशाम् स शान्तिमधिगच्छति"** જે ભેદદૃષ્ટિવડે જોતો નથી પણ અભેદમાર્ગનીજ ઉપાસના કરે છે તે પરમ શાન્તિને પામે છે. **"भेदनाशोऽनुपश्यति"** અજ્ઞાનીજ ભેદથી જુએ છે. શ્રુતિમાં પણ **"द्वैताद्भयं भवति"** દ્વૈતપણાથી કે બેપણાથી અથવા શ્રી વીતરાગના દેવના અભેદમાર્ગથી ઉલટી દિશાએ જવાથી ભય પ્રાપ્ત થાય છે. અભેદ માર્ગની ઉપાસનાવાળોજ અભય છે. અભેદ માર્ગનો ઉપાસક કોનાથી અને શી રીતે ભય પામે ? ભેદ માર્ગની ઉપાસનાવાળાને સર્વત્ર ભયજ હોય છે. અભેદભાવના રાખવા માટેજ શ્રી દશવૈકાલિકસૂત્રનું કથન છે કે **"सव्व भूएसु संजमो"** સર્વ ભૂત તરફ સંયમ રાખવો. સર્વ તરફ અભેદભાવ અને અભેદ પ્રેમ રાખવો. ભેદદૃષ્ટિમાં રાગ અને દ્વેષ રહેલાજ છે. રાગ અને દ્વેષ ન હોય તો ભેદ કહેવાયજ નહિ અને રાગ તથા દ્વેષને સર્વથા છોડયા સિવાય એટલે કે ભેદભાવને છોડયા સિવાય મુક્તિ મળતીજ નથી પણ છોડવાથીજ મળે છે તે ઉપદેશવા શ્રી ઉત્તરાધ્યયનજીનું કથન છે કે **"रागं दोसं च छिंदिया सिद्धिं गई"** રાગ દ્વેષરૂપ ભેદભાવને છેદવાથી એટલે કે અભેદ માર્ગની ઉપાસના કરીનેજ સિદ્ધિ–મુક્તિ કે નિર્વાણને પમાય છે. **"समोय जो ते सुसवीयरागो"** અખિલ વિશ્વ તરફ સમાનભાવ કે અભેદભાવ ધરે તે વીતરાગ કહેવાય છે. **"सव्व भूयप्प भूअस्स सम्मं भूयाइं पासउ"** સત્પુરૂષો પ્રતિ ફરમાન છે કે, તેમણે સર્વ ભૂતમાત્ર તરફ અભેદભાવ રાખવો જોઈએ.

ઉપર પ્રમાણે જૈન અને વેદાંતની પ્રાણની માન્યતામાં અભેદતા છે. સ્થૂલપણે કદાચ ભેદ જણાય પણ સૂક્ષ્મપણે એટલે કે પરમાર્થમાં તો ભેદ જણાતો નથી. જૈનનું અથવા વેદનું કે હરકોઈનું વચન ગ્રહણ કરવામાં લોકની દેખાદેખી કરવી નહિ; કારણ કે શ્રી આચારાંગસૂત્રમાં ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે **"णो लोगस्सेसणं चरे"** લોકપ્રવાહમાં,

લોકની અંધપરંપરામાં કે દેખાદેખીમાં ચાલવું નહિ. એક આમ કરે છે-કહે છે માટે આપણે પણ આમ કરવું-કહેવું એટલે મુક્તિ મળી જશે એમ માનવું નહિ. મતલબ કે લોકની દેખાદેખી નહિ કરતાં સત્યનુંજ ગ્રહણ કરવું. જુઓ ભગવાન સૂત્રકાર ફરમાવે છે કે **"पुरिसा सच्चमेव समभिजाणाहि सच्चस्साणाए सेउवट्ठिए से मेहावी मारं तरति सहितं धम्म मादाय सेयं समणुपस्सति"** હે પુરુષ ! (જો તારે કલ્યાણનો ખપ હોય તો) તું સત્યનેજ સેવ (સત્યનુંજ ગ્રહણ કર), સત્યનેજ જાણ; સત્યની આજ્ઞાનું સેવન કરતાં તે સત્યને સેવનાર બુદ્ધિમાન-મેધાવી પુરુષ કે સત્યને શોધીને તેને ગ્રહણ કરનાર પુરુષ મૃત્યુને તરે છે અને ધર્મનું પાલન કરીને શ્રેયને મેળવે છે.

ઉપરોક્ત ખુલાસાથી આણની સમજ સાથે બીજું પણ કાંઇક જ્ઞાન સંપ્રાપ્ત થાય એવા હેતુથીજ ખુલાસાનું લખાણ લખાય્યું છે.

**ટંકારા—કાઠિયાવાડ. ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી.**

## धर्मब्हेनने !

એ બહેન બંધુવત્સલે ! લીધો સમીપ દૂર ગાનથી,
મીઠાં મધુસમ વેણુનાદે, ખેંચીઓ મદતાનથી.
નથી દઢ તમારૂં હૃદય કે મમ હૃદય તો પરવશ થયું,
ના જાણતો જાણી જતો એમ કુતુહલી મન થઈ રહ્યું.
ખૂબ સાંભળ્યું પ્રશ્નોત્તરે મનના ખુલાસા કંઈ કર્યા,
કહેવું રહે મનમાં ઘણું પણ શબ્દ શોધ્યા નહિ જડયા.
ભય લોકનેય સંશય અને ચમકાર ચંચલ વૃત્તિના,
ત્યાં હોય બંધુ-બ્હેન નિર્મલ પ્રેમમંથિપ્રવૃત્તિ ના.
જગમાં અનેક થઈ ગયા, રાજર્ષિ, સંત, મુનિવરો,
જેના હૃદય સાત્વિકમાંથી સ્નેહનો વહતો ઝરો,
જેના સુબોધ થકી હજારો લાખ કંઇક તરી ગયા,
પણ નાવ પોતાના ડૂબ્યા ને પંકમાં તેઓ ખુંત્યા.
અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ, થયા કાં યોગભ્રષ્ટ એ,
ગણાયા ભૂલને પાત્ર, હતા માત્ર મનુષ્ય એ.
આવી આવી મનની જબરી કલ્પનાઓ વહે છે,
તેમાં પાર થઇ નિહાળું મળતાં ગંભીર સત્યો રહે છે.
તોયે દિલ અરે મધૂર સ્વરથી ખેંચાઇ તુંને ચહે છે,
'બેની ! બેની ! બંધુયોગ્ય શું હું છું ?' એમ શબ્દો કહે છે.
ડગાતી તું છે ના, મનથકી પૂરી ખાત્રી કરજે,
થઈ શાણી સુજ્ઞા, કથન મુજ તું લક્ષ ધરજે.
હતો સંશયગ્રસ્ત, કદિ ન મનમાં એમ ગણજે,
૧૫-૭-૧૩ વધુ પ્રીતિ નિર્મલ, કરી શકું અને તુંય કરજે.

# आपणने ऐक्यभावनानी जरुर छे.

લખનારઃ—પ્રોફેસર નરભેશંકર પ્રાણજીવન દવે M. A.

સંખ્યામાં હિંદુસ્તાનની વસ્તી દુનિયાની વસ્તીનો પાંચમો ભાગ ગણાય છે. તેનું ક્ષેત્રફળ પણ અજબ વિસ્તારવાળું છે; અને તેમાં પણ દુનિયાના કોઇપણ દેશ કરતાં આ દેશ ચડી જાય છે. કાશ્મીરથી કન્યાકુમારી અને કરાંચીથી બ્રહ્મદેશ પર્યંત અતિ વિસ્તારવાળા આ દેશમાં કુદરતની અનેક રમણીય લીલાઓ પણ જોવામાં આવે છે. સૃષ્ટિસૌંદર્યમાં બેશક આ દેશ અનુપમ છે. બ્રહ્મપુત્રા અને સિંધુ જેવી સરિતાઓ, હિમાલય અને વિંધ્યાચળ જેવા પર્વતો, કાશ્મીર અને ગુજરાત જેવા દેશો, અનેક જાતના લોકો, અનેક જાતની ભાષાઓ, તરેહતરેહના રીતરીવાજો, અને અનેક દેશી રજવાડા ઉપર ચંદ્રમુકટ પેઠે વિરાજતું અંગ્રેજના જેવું રાજ્ય, આ બધાં અહીંના જેવાં દુનિયાના કોઇ અન્યદેશમાં નથી. પરંતુ સાથે સાથે અનેક જાતના સંપ્રદાય અને મતમતાંતર અને તેમાંથી ઉપજતા અનેક પ્રકારના વેહેમ, સેંકડો નાતો અને તેમાંથી ઉપસ્થિત થતો કલહ, બાળલગ્ન ઇત્યાદિ બુરા રિવાજના પરિણામે થતી દુર્દશા, અને સાંસારિક રીતરીવાજની વિચિત્ર ભિન્નતાને લીધે અરસપરસ થવી જોઇતી શુભ ભાવનાની ખામી; ઇત્યાદિ અનેક કારણોને લીધે, પણ મુખ્યત્વે કરીને દેશના અતિ વિસ્તારને લીધે પ્રજામાં ઐક્ય ભાવનાની ગેરહાજરી;—આ બધાં પણ અહીંના જેવાં અન્ય કોઇ સ્થળે જોવામાં આવતાં ?

આજથી લગભગ પાંચ હજાર વર્ષ પૂર્વે આપણા આર્ય વડવાઓ મધ્ય એશિયાના ઉચ્ચ પ્રદેશમાંથી આ તરફ ઉતરી આવ્યા. આ સમય અગાઉની પણ કેટલાક વિદ્વાનો આર્યોની પ્રાથમિક સ્થિતિ સૂચવે છે; પણ તે ઇતિહાસ હજી બરાબર અજવાળામાં આવ્યો નથી. આ ઉતરી આવેલા આર્યો પ્રથમ પંજાબમાં વસ્યા, ત્યાંથી ગંગા જમનાના પ્રદેશ તરફ અને વિંધ્યાચળ તરફ તેઓ વધી આવ્યા. અને તેટલો પ્રદેશ આર્યાવર્તના નામથી ઓળખાવા લાગ્યો. દક્ષિણ તરફ અને પશ્ચિમ હિંદુસ્તાન તરફ તેઓ પાછળથી વિસ્તરેલા જણાય છે. આ દેશમાં તે વખતે મૂળજાતનીઓ પણ રહેતા હતા; પણ સુધરેલ આર્યો આગળ તેઓ જંગલી પશુવત્ ગણાવા લાગ્યા. આર્ય લોકો તેમને અનાર્ય કહેતા. વેદમાં તેમને દસ્યુ કહ્યા છે; પાછળથી અસુર અને છેવટે રાક્ષસો પણ તેઓ કહેવાના હતા.

અભ્યુદય અને નિઃશ્રેયસ્ એ દરેક મનુષ્ય તેમજ પ્રજાના જીવનની મુખ્ય ભાવનાઓ હોય છે. વ્યવહાર અને ધર્મ એવી બાબતો છે કે તેમના ગૂઢ અને ગહન પ્રશ્નો મનુષ્યના જીવનમાં કોઇને કોઇ કાળે ઉત્પન્ન થયાવિના રહેતા નથી; અને પ્રજાનો ઇતિહાસ એ ભાવનાઓની રેખા સ્પષ્ટ બનાવી આપે છે. આપણા પ્રાથમિક આર્ય વડવાઓને અભ્યુદયની ચિંતા નહોતી. દેશ વિશાળ હતો; જમીન પુષ્કળ હતી; ખેતીનાં સાધનો તૈયાર હતાં; વૃષ્ટિ થતી અને પાણી પુષ્કળ હતું. તેથી ખેતી આબાદ સ્થિતિમાં હતી; અને જેમ જેમ

વસ્તીની વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ તેઓ આગળ ફેલાતા ગયા; કારણ કે વિશાળ પ્રદેશ તેમની સન્મુખ પડયો હતો; સુધારાનું મુખ્ય મૂળ ખેતી છે; અને તેથી ખેતી સુધરતાં અન્ય બાબતોમાં પણ સુધારો વૃદ્ધિ પામતો ગયો. સમાજની વ્યવસ્થા સુઘટિત થતી ચાલી, અને કળા હુનર ખીલતાં ગયાં. પરદેશ જવાની જરૂર ન હોવાથી, પરદેશગમનની વિરૂદ્ધ વૃત્તિ પણ અસ્તિત્વમાં આવતી ગઈ. રાજ્યવ્યવસ્થા બંધાવા લાગી, અને લોકો સુખશાંતિમાં પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

આવા અનુકૂળ સંજોગોના બળે આર્યપ્રજાની ધર્મભાવના ખુબ ખીલી શકી છે; એવી કે દુનિયાના કોઇ અન્ય દેશમાં તે એટલી ખીલી નથી. વેદકાળનું સાદું જીવન જેમ જેમ વિસ્તૃત પામતું ગયું, તેમ તેમ આર્યજીવનની આ ભાવનાનો પ્રદેશ પણ વિસ્તાર પામતો ગયો, અને વેદકાળમાં કવિતારૂપે થતી દેવપૂજાથી આર્યોનાં ઉન્નત બનતાં હૃદયો અતૃપ્ત થવા લાગ્યાં. કેવળ વાણીથીજ દેવતાઓને પ્રસન્ન કરવાને બદલે તેમાં ક્રિયાઓ હવે ઉમેરાવા લાગી, અને ધીમે ધીમે આ ક્રિયાઓએ યજ્ઞ યાગાદિનું સ્વરૂપ લેવા માંડયું. બ્રાહ્મણગ્રંથો અને આરણ્યકગ્રંથોમાં આ વૃત્તિને સંતોષવાનો પ્રયાસ છે, અને વેદના મંત્રો અને યજ્ઞયાગાદિના પ્રકારનો ઝીણો ખુલાસો અને સ્પષ્ટતા તેમાં આપેલાં છે. સમય જતાં આ ભાવના સૂત્રરૂપે ગુંથાવા લાગી. એમ કરતાં એક કાળ એવો આવ્યો કે તે સમયે યજ્ઞ યાગાદિનો પ્રચાર ઘણો વધી પડયો. પશુઓનાં બળીદાન અપાવા લાગ્યાં; વખતે મનુષ્યોનું બળીદાન પણ અપાતું. પ્રથમ સોમપાન થતું તેને બદલે ક્વચિત્ સુરાપાન પણ થવા લાગ્યું એમ પણ કેટલાક વિદ્વાનોનું માનવું છે. બ્રાહ્મણવર્ગ બહુજ આગળ આવ્યો, કારણ કે એ વર્ગ વિના યજ્ઞ યાગાદિ થઈ શકતા નહિ. ચાર વર્ણને બદલે અનેક નાતો અને પેટા નાતો થવાનું વલણ દેખાવા લાગ્યું. અંદર અંદર વિખવાદ થવા લાગ્યો અને અંદર અંદરના કલહને લીધે દેશની દુર્દશા દૃષ્ટિ મર્યાદામાં ભમવા લાગી. **આ સમયે લોકોનો ઉદ્ધાર કરવા બૌધ અને જૈન ધર્મો બહાર પડયા.**

આ બન્ને ધર્મોમાં બે વાત મુખ્ય હતી: બ્રાહ્મણધર્મમાં વર્ણવ્યવસ્થાને લઇને ધર્મની બાબતમાં પણ પક્ષાપક્ષ હતો તે કાઢી નાખવો, અને કર્મમાર્ગને લીધે પશુ ઇત્યાદિની હિંસા વધી ગઇ હતી તે નાબુદ કરવી. બ્રાહ્મણો કહેતા કે ધર્મપરત્વે કેટલીક બાબતોમાં અન્ય વર્ણોને અધિકાર નથી; આ વાત આ બન્ને ધર્મોને રૂચી નહિ. પરંતુ અહિંસા ધર્મનો બહુ આગ્રહ બૌદ્ધમતને નહોતો; જૈન ધર્મમાં આ વાત ગળે હતી, અને અદ્યાપિપર્યંત પણ છે. સમય જતાં બૌદ્ધધર્મ હિંદુસ્તાનમાંથી નાબુદ થયો, અને તેનું કારણ પણ સ્પષ્ટ છે. બ્રાહ્મણધર્મનું ખરૂં દૂષણ યજ્ઞ યાગાદિમાં થતી હિંસા હતી; અને તે વાતની સામે બૌદ્ધ ધર્મની લડત જોરપૂર્વક નહોતી. પણ જૈનધર્મે બ્રાહ્મણધર્મની નબળાઈની ખરી નાડ પકડી; તેથી તે ધર્મનાં મૂળ ઉંડાં નખાયાં, અને અત્યારે પણ તે ધર્મ હિંદુસ્તાનમાં પ્રવર્તે છે. જૈન ધર્મ માનનારાની કૂલ સંખ્યા ચૌદ લાખની ગણાય છે.

જૈન ધર્મની ગ્રંથસમૃદ્ધિ ઘણી મોટી છે, તત્ત્વજ્ઞાન, ન્યાય, વ્યાકરણ, રાસ, ઇતિહાસ ઇત્યાદિના અનેક ગ્રંથો જૈનોએ લખેલા છે. **આ બાબતમાં જૈન ધર્મે ઘણો મોટો ઉપકાર કર્યો છે.**

જૈન એટલે જિનના અનુયાયીઓ. જિન એટલે વિજયી, અર્થાત્ પોતા ઉપર વિજય

મેળવી મોક્ષ સિદ્ધ પુરૂષ જે થાય તે **જિન** એનેજ **અર્હત** કિંવા **તીર્થંકર** કહે છે. પોતાના જીવનની યાત્રા જેણે સફળ કરી હોય તે **તીર્થંકર**. એવા ચોવીસ **તીર્થંકરો** **જૈનો** માને છે. પ્રથમ **ઋષભદેવ** થયા. તે પછી ત્રેવીસમા **પાર્શ્વનાથ** થયા અને ચોવીસમા **મહાવીર** સ્વામી થયા. આ ચોવીસ **તીર્થંકરોને** ઇશ્વર ગણી **જૈનો** પૂજે છે. **જૈનોમાં** મૂર્તિપૂજા છે; અને **આબુ, ગિરનાર, શત્રુંજય** ઇત્યાદિ સ્થળોએ તેમણે બાંધેલાં ભવ્ય અને સુંદર દેવાલયો શિલ્પકળાના નમુનારૂપ આજ પણ ગણાય છે.

વિદ્વાનો એમ માને છે કે આ ચોવીસ **તીર્થંકરોમાં** **પાર્શ્વનાથ** કદિ ઐતિહાસિક પુરૂષ હોય પણ ખરા. પરંતુ જૈનધર્મને સતેજ કરી ચોતરફ ફેલાવનાર **મહાવીરસ્વામી** તો ઐતિહાસિક પુરૂષ હતા એ બાબત કોઇને સંશય નથી. **ભદ્રબાહુના કલ્પસૂત્રમાં મહાવીર** સ્વામીનું જીવનચરિત આપેલું છે. **વિદેહ** દેશમાં આવેલા **કુંદ** ગામમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ **સિદ્ધાર્થ** અને માતાનું નામ **ત્રિશલાદેવી** હતું. તેમનું પોતાનું નામ પૂર્વાશ્રમમાં **વર્દ્ધમાન** હતું. તેમનું ગોત્ર **કાસ્યપ** હતું અને જાતે ક્ષત્રીય હતા. તેમની પત્નીનું નામ **યશોદા** હતું. *૨૮ વર્ષની ઉમરે, માતાપિતા ગુજરી ગયા પછી, વડીલોની રજા લઇ તેમણે દીક્ષા લીધી હતી. બાર વર્ષ તેમણે તપ કર્યું હતું. તપના બીજા વર્ષથી તેઓ દિગંબરાવસ્થામાં રહેતા. આ બાર વર્ષ પછી કૈવલ્ય પદને પામી તેઓ સર્વજ્ઞ થયા; અને **તીર્થંકર** કહેવાણા, પછી ત્રીશ વર્ષ સુધી જૈનધર્મનો તેમણે બોધ આપ્યો, અને પોતાના સાધુઓની સંસ્થા સુવ્યવસ્થિત કરી. તેમના શિષ્યો ગણ અને ગણધરો કહેવાતા. **પાવા** નામના ગામમાં તેમનો દેહ પડ્યો હતો.

જૈન મતમાં જગતના કર્તારૂપ ઈશ્વરનો સ્વીકાર નથી; પરંતુ **અર્હત** અથવા **તીર્થંકરોને** ઇશ્વરરૂપ માની તેમની પૂજા કરવાનો પ્રચાર છે. જગત અનાદિ છે, અને એની મેળેજ ચતું ચાલ્યું આવે છે અને ચાલ્યું જશે. તેનો કર્તા કોઈ સિદ્ધ થઈ શકતો નથી, તેથી કર્તારૂપ ઇશ્વર માનવાની જરૂર રહેતી નથી. જગતમાં ઉત્સર્પિણીકાળ અને અવસર્પિણીકાળ એવા બે કાળ વારાફરતીઆવ્યા કરે છે. અવસર્પિણી કાળમાં સારી વસ્તુઓ ક્ષીણ થતી જાય છે; ઉત્સર્પિણી કાળમાં તેમની વૃદ્ધિ થતી જાય છે. દરેકના ૭ ૭ આરા છે દુઃખ દુઃખ, દુઃખ, દુઃખ સુખ, સુખ દુઃખ, સુખ અને સુખ સુખ એવા ૭ આરા ઉત્સર્પિણી કાળના છે. અવસર્પિણી કાળના આરા તેથી ઉલટા એટલે સુખ સુખ, સુખ, સુખ દુઃખ, દુઃખ સુખ, દુઃખ અને દુઃખ દુઃખ એવા છે. હાલ અવસર્પિણી કાળનો પાંચમો આરો એટલે દુઃખનો આરો ચાલે છે. દરેક કાળમાં ચોવીસ ચોવીસ **તીર્થંકરો** થાય છે અને તેથી ધર્મની ધ્વજા ફરકતી રહે છે.

પદાર્થને અસ્તિકાય કે તત્વની સંજ્ઞા જૈનો આપે છે. વિશ્વના બધા પદાર્થોનો સમાવેશ તેઓ બે તત્વોમાં કરી લે છે. જીવ અને અજીવ. આ વાતનો વિસ્તાર કરી કેટલાક સાત તત્વો માને છે અને કેટલાક નવ તત્વો માને છે. તે નવ તત્વો આ પ્રમાણે છે; જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. જીવના વિસ્તારપૂર્વક ભેદ કરી છેવટે તેઓ તેના ૫૬૩ ભેદ બતાવે છે; અને તેમાં ઝાડ, જીવડાં અને સૂક્ષ્મ

* જુઓ જેકોબીનું જૈનસૂત્ર.

જંતુઓ પણ આવી જાય છે. અજીવ એટલે જડ—જેને કર્મનો ભોગ નહિ તે. એના પાંચ ભેદ છે અને તેનો પણ વિવેક કરી અનેક ભેદ કહ્યા છે. અજીવ પદાર્થ અનંત છે. દેહાદિ રચનાને તેઓ પુદ્ગલ નામ આપે છે; અને તેના અણુ અને સ્કન્ધ એવા બે ભાગ પાડે છે. અણુ પુદ્ગલ અતીંદ્રિય છે. સ્કન્ધ પુદ્ગલ ઇંદ્રિયગોચર હોય છે.

જીવ પણ અનંત છે અને અનાદિ છે. જીવોના ત્રણ ભેદ છે; નિત્યસિદ્ધ—મુક્તાત્મા અને બદ્ધાત્મા. નિત્યસિદ્ધ તે જિન. બદ્ધાત્મા મુક્ત થાય ત્યારે મુક્તાત્મા કહેવાય છે. કર્મથી લિપ્ત થએલો જીવ બદ્ધાત્મા કહેવાય છે. કર્મ અનાદિ સાંત છે, તેથી બદ્ધાત્માનો મોક્ષ સંભવે છે.

જૈન મત પ્રમાણે કર્મથી બંધાએલા પુદ્ગલથી છૂટવું તે મોક્ષ; કારણ કે તે મતમાં જીવ તો અનાદિ છે. બાર્થ કહે છે તે પ્રમાણે તે મતમાં નિર્વાણનું તાત્પર્ય દેહપુદ્ગલમાંથી છૂટવામાં છે; અસ્તિત્વમાંથીજ છૂટવામાં નથી. જૈનો પુનર્જન્મ સ્વીકારે છે, અને ખરા રસ્તા ઉપર ચડયા પછી આઠ જન્મે મનુષ્યનો મોક્ષ થાય છે. 'અસત્ ગુરૂ, અસત્ દેવ, અસત્ ધર્મ ઈત્યાદિમાં પ્રવૃત્તિ કરી, મિથ્યાત્વાદિમાં પડી, મન વચન કાયાને કર્મમાં આ સ્રવાવે—પ્રવર્તાવે, તે 'આસ્રવ.' આ આસ્રવને રોકવો જોઇએ. તે જેનાથી રોકાય તે સંવર. તાત્પર્ય કે, મન વચન અને કાયા ઉપર કાબુ રાખી જ્ઞાનમાર્ગમાં જવું એ મોક્ષનો રસ્તો છે. કર્મ માત્ર જેનાથી નિર્જર થાય—નાશ પામે અને બાકી કાંઈ ન રહે તેનું નામ નિર્જરા; માટે તપ, ધર્મ, યોગ ઇત્યાદિ કરવાં જોઇએ. આ બધાનો બહુ સૂક્ષ્મ વિસ્તાર જૈન પુસ્તકોમાં કરેલો છે. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, અને સમ્યગ્ચારિત્ર એ રત્નત્રય મોક્ષનાં સાધન છે, તેથી કરીને જ્ઞાન થાય છે. મોક્ષનો ખરો આધાર તો જ્ઞાન ઉપરજ છે. જીવ, અજીવના વિવેકનું સત્ય જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન. ગુરૂના વચનોમાં અને આગમ કિંવા શાસ્ત્રોમાં અડગ શ્રદ્ધા તે સમ્યગ્દર્શન. સમ્યગ્ચારિત્રને માટે પાંચ વ્રતો જે પંચશીલ કહેવાય છે તે કહેલાં છે. ૧ અહિંસા: ૨ સુનૃત, અર્થાત્, ક્રોધ, લોભ, બીક કે ગમતમાં પણ જૂઠું ન બોલવું; ૩ અસ્તેય, એટલે કોઈ આપણને જે ન આપે તે ન લેવું; ૪ બ્રહ્મચર્ય; એટલે સ્ત્રીસંગ પરહરવો; અને ૫ અપરિગ્રહ કિંવા ત્યાગ, એટલે પંચેંદ્રિયના આકર્ષણને વશ થઇ વિષય પ્રતિ વળવું નહિ અથવા તેને વળગવું નહિ. આ પંચશીલ મોક્ષના માર્ગમાં આવશ્યક છે.

જ્ઞાનની પ્રક્રિયા ( Theory of Knowledge ) માં જૈનો સ્યાદ્વાદી છે, અને સપ્તભંગી ન્યાય સ્વીકારે છે. આ સ્યાદ્વાદને અનેકાંતવાદ પણ કહે છે. પદાર્થનો એક અંત કિંવા નિશ્ચય નહિ તે અનેકાંતવાદ. દરેક પદાર્થ સતરૂપ પણ છે અને અસતરૂપ પણ છે; અર્થાત્ સદસદ્રુપ છે. પટની અપેક્ષાથી ઘટ નથી અને ઘટની અપેક્ષાથી ઘટ છે. આમ દરેક વસ્તુ ઉભયરૂપ છે. તેના સત્ ભાગને દ્રવ્ય કહે છે અને અસત્ ભાગને પર્યાય કહે છે. દ્રવ્ય અને પર્યાય એક બીજાથી સ્વતંત્ર રહેતા નથી; પણ સાથેજ રહે છે. પદાર્થ માત્ર દ્રવ્ય પર્યાયરૂપે છે, સદસદ્રુપે છે. અપેક્ષાથી જોતાં દ્રવ્યરૂપે બધું નિત્ય છે, અને પર્યાયરૂપે અનિત્ય છે, આમ નિત્યાનિત્યના યોગરૂપ વિશ્વ માત્ર બનેલું છે.*

જૈનોમાં શ્રાવક અને યતિ એવા બે ભેદ હોય છે. શ્રાવકો પ્રવૃત્તિધર્મ પાળે છે;

* જુઓ સ્વર્ગસ્થ મણીલાલ નભુભાઇનો સિદ્ધાંતસાર ગ્રંથ.

યતિ નિવૃત્તિધર્મ પાળે છે. યતિઓ ઉપાશ્રયમાં રહે છે અને સાધુઓ ગામેગામ ફરતા રહે છે. આ યતિઓ અને સાધુઓ પોતાનો ધર્મ સખત રીતે પાળે છે; અને શ્રાવકોને ઉપદેશ આપે છે.

જૈન ધર્મમાં પણ **વેદો** અને **પુરાણો** છે. ઇંદ્રાદિ દેવોની કથાઓ છે; અને **બ્રહ્મા**, **વિશ્નુ**, **શિવ** અને **ગણ**પતિની ગૌણ રીતે પૂજા પણ થાય છે. પરંતુ તે ધર્મનું ખરૂં લાક્ષણિક ચિન્હ ' અહિંસા પરમો ધર્મ છે. ' અને આ બાબતમાં એ ધર્મની અસર આખા હિંદુસ્તાનમાં બહુ પ્રબળ થઇ છે. **વેદધર્મ પણ આ અસરથી કાંઇક રૂપાંતરતાને પામ્યો છે.**

સમય જતાં ખુદ **જૈન** ધર્મમાં પણ અનેક શાખાઓ થઈ ગઈ છે. દિગંબર અને **શ્વે**તાંબર શાખાઓ પ્રસિદ્ધ છે. સિવાય અનેક ગચ્છ બંધાઇ ગયા છે. જૈનોમાં મૂર્તિપૂજા પ્રથમથી છે, પણ **સ્થાન**કવાસી અથવા ઢુંઢીઆ મૂર્તિને પૂજતા નથી. ઘણીવાર ગચ્છોમાં માંહોમાંહે ભોજનવ્યવહાર હોતો નથી, અને કન્યાવ્યવહાર પણ હોતો નથી. માંહોમાંહે વિખવાદ અને કલહ પણ જોવામાં આવે છે. **તથા**-ઢુંઢીઆના કજીઆ ઠેકાણે ઠેકાણે થતા જોવામાં આવે છે. અંતરાત્મા, બહિરાત્મા, અને પરમાત્મા એવા ભેદ જૈન ધર્મ બતાવે છે, અને તેમનું રહસ્ય એ છે કે બાહ્ય સૃષ્ટિ અને આંતર સૃષ્ટિની સાથે એકસુર થઇ રહેવું, અને સમચિત્તતાને સેવવી. પરંતુ આવા કલહથી એ ઉદ્દેશ ફળીભૂત થતોજ નથી એ વાત સુજ્ઞ વાંચનારને સમજાવવી પડે એમ નથી. હિંદુસ્તાનને અત્યારે ઐક્યભાવનાની કેટલી બધી જરૂર છે એ વાત દરેક વિચારક સારી પેઠે સમજે છે. પરતુ ઘરમાં કલહ, નાતમાં કલહ, જાતમાં કલહ, રેલવેમાં બે ઘડી જ સાથે બેસવાનું હોય ત્યાં પણ કલહ; આવી અત્યારની સ્થિતિ ઘણી શોચનીય છે. એ સ્થિતિ દૂર કરવાનો પ્રયાસ દરેક સમજુએ કરવો ઘટે છે.

મુસલમાની રાજ્ય સિવાય ધર્મને નામે આપણા દેશમાં જુલમ થયો નથી કે ત્રાસ વરતાયો નથી એ વાત ખરી છે, પણ સાથે સાથે અનેક મતમતાંતરને લીધે એક બીજાની વચ્ચે ગાઢ પરિચય અને ભ્રાતૃભાવ પણ જામ્યો નથી એ વાત પણ સાચી છે. ગમે તે ધર્મ માનો, પણ આપણે બધા એકજ ભૂમિનાં બાળકો છીએ એ વાત કોઈએ પણ ભૂલી જવી જોઇતી નથી. અને ગૂઢ તત્ત્વચિંતનના ગહન પ્રશ્નોને એક કોરે રાખતાં, આર્યાવર્તના અનેક ધર્મોમાં મુદ્દે સામ્ય જ રહેલું છે. કયો ધર્મ ચોરી કરવાની પરવાનગી આપે છે? ક્યો ધર્મ વ્યભિચારની છૂટ આપે છે? ક્યો ધર્મ હિંસામાં આનંદ માને છે? કયો ધર્મ આચાર વિચાર વિશુદ્ધ રાખવાની ના કહે છે? સૌને વ્યવહારમાં વિશુદ્ધ રહી આત્માનું કલ્યાણ સાધવું છે; માત્ર જૂદાં જૂદાં મનુષ્યોને જૂદા જૂદા રસ્તા સરજ્યા છે; સૌનું દૃષ્ટિબિંદુ તો એકજ છે. દરેક ધર્મનો સામાન્ય અંશ લઇએ તો જૈનો બ્રાહ્મણધર્મ પાળે છે અને બ્રાહ્મણો જૈનધર્મ પાળે છે. વિવાદના વિષયો નિર્જીવ છે. એકને ટીલું ગમે છે, તો બીજાને ચાંદલો ગમે છે. એક કંકુનો ચાંદલો કરે છે, તો બીજો કેસરનો ચાંદલો કરે છે. એક માણસ ટોપી પેહેરે, અને બીજો પાઘડી ઘાલે; અથવા એક અંગરખું પેહેરે અને બીજો કોટ પેહેરે; તો તે વાત આપણે લક્ષમાં લેતા નથી; તો પછી ચાંદલાની વાત એટલી બધી અગત્યની શા માટે થઇ પડે છે? ખરૂં કહીએ તો બાહ્ય આચારમાંજ પોતાના ધર્મની સર્વ સમૃદ્ધિ માની બેઠેલા અજ્ઞાનીઓજ ધર્મના વિવાદમાં અને તકરારમાં પડે છે,

અને વગર સમજ્યે દુરાગ્રહ કરી સંતાપ પામે છે અને બીજાને સંતાપ પમાડે છે. જૈન ધર્મમાં તો સ્પષ્ટ કહ્યું છે કે કોઇનું પણ મન દુઃખવવું નહિ; નાનામાં નાના જંતુને પણ દુઃખ દેવું નહિ; ત્યાં સુધી કે એવો પ્રસંગ આવે તો પોતેજ આત્મઘાત કરી મરી જવું; પણ બીજાને મારવું કે દુઃખવવું નહિ. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે સત્ય બોલવું, પ્રિય બોલવું પણ સત્યને પણ અપ્રિય રીતે ન બોલવું. આપણામાંથી કેટલા જણ આ ધર્મ બરાબર પાળે છે ?

તત્ત્વદષ્ટિએ જોતાં પણ મતભિન્નતાને અંગે ઉપજતા કલહ ત્યાજ્ય છે. સૌ કહે છે કે અમારા ધર્મમાંજ સત્ય છે અને તેથી તેમાંજ મોક્ષ છે. આ વાત દલીલની ખાતર કબુલ કરીએ તોપણ ખાસ લક્ષમાં રાખવાની વાત એટલીજ છે કે મોક્ષનો વિચારજ વ્યક્તિપ્રધાન છે, લોકોનું ટોળું બેગું મળી સામટું મોક્ષ પદને પામી ગયું હોય એવું કયાંઇ જાણ્યું નથી. ભક્તિ અને શ્રદ્ધામાં એક પ્રકારની સુંદરતા અને સુખ રહેલાં છે એ વાતની ના નથી; પણ જો જ્ઞાનથીજ મોક્ષ થતો હોય તો તેનો આધાર તો વ્યક્તિના પોતાનાજ પરિશ્રમ અને પ્રકાશ ઉપર રહે છે. સત્ય તો એકજ હોઇ શકે છે; અને જૂદા જૂદા ધર્મો એ સત્યે જવાના ભિન્ન ભિન્ન રસ્તા માત્ર છે; પછી તે રસ્તા ગમે તેવા હોય તેની સાથે આપણે કામ નથી. ઉદ્દેશ તો એકજ છે, પરંતુ પોતાને સુઝે તેવો રસ્તો સૌ લે છે. એકજ સ્થળે જતા જાત્રાળુઓ અનેક પંથે વિચરે છે, તો તેથી તમને ખોટું મોળું લાગવાનું કાંઇ કારણ નથી; આમ છે, તો પછી જૂદા જૂદા ધર્મો જોઇ ખીજાવામાં તમારે પ્રયોજન શું છે ?

ખ્રિસ્તિઓ કહે છે કે જળમાર્જનની ક્રિયાવિના મોક્ષ નથી. વેદાંતીઓ કહે છે કે બ્રહ્મને ઓળખ્યા વિના મોક્ષ નથી. શૈવો કહે છે કે **શિવને** માનો તો મોક્ષ થાય. **વૈષ્ણવો** કહે છે કે **વિષ્ણુને** માનો તો મોક્ષ થાય. ન્યાય, સાંખ્યાદિ મતોમાં પોતાની દષ્ટિનો આગ્રહ છે. જૈનો અને **બૌદ્ધો** પોતાનું સાચું મનાવવા મથે છે. **ખ્રિસ્તિઓ** કહે છે કે જળમાર્જન ( Baptism )ની ક્રિયા કરી ખ્રિસ્તિ થાઓ, નહિ તો તમે નરકે જશો. આપણે કહીએ છીએ કે અમારા દેવને માનો, અને તેની તમે પૂજા કરો, નહિ તો તમારી અધોગતિ છે. આપણા ધર્મોના દષ્ટાંત હું જાણી જોઇને આપતો નથી. સાચું ખોટું તો જાણનારો જાણે; પણ આવી મતાંધતાથી આપણી બુદ્ધિને એક જબરો આંચકો લાગે છે–ધક્કો લાગે છે. ત્યારે શું આ લોકની પેઠે પરલોકમાં પણ પક્ષાપક્ષી હશે ? અને સૌના વાડા જૂદા જૂદા હશે ? **પ્લેટોનો સોક્રેટિસ** કહે છે તે પ્રમાણે શું દેવો પણ માંહોમાંહે વઢી મરતા હશે ? ત્યારે તો બિચારા દેવોની સ્થિતિ પણ દયાજનક ખરીસ્તો ! ખરી વાત એ છે કે દેશ, કાળ અને સમયના સંજોગોને અનુસરી મહાત્મા પુરૂષોએ પોતપોતાના ધર્મો કહ્યા છે અને પ્રસરાવ્યા છે; અને તેટલે અંશે દરેક ધર્મમાં સત્ય સમાએલું હોય છે. અને પોતપોતાના ધર્મ બરાબર સમજીને પાળવામાં દરેકનું અને સમાજનું શ્રેય છે.

કોઇને પોતાનો ધર્મ તજી દેવાનું હું કહેતો નથી. એવું પાપ હું કરૂં નહિ. હું તો ઉલટો એમ કહું છું કે દરેકે પોતાનો ધર્મ બરાબર પાળવોજ જોઇએ. **દેશ-કાળને અનુસરી દરેક ધર્મ રૂપાંતરતાને પામતો આવ્યો છે, અને એમ ફેરફાર બનવા આવશ્યક છે. તમે નહિ કરો તો કાળ એની મેળે એ કામ કરશે અને પછી**

**પ્રબળ પૂરમાં તણાએલા તરખલાની માફક પાછું વળી જોવાનો અવકાશ પણ તમને રહેશે નહિ;** અને તમારી આંખો બંધ હોવાથી આગળ પણ હાથ લાંબા તમે કરી શકશો નહિ. પાશ્ચાત્ય સંસ્કૃતિ અત્યારે આપણામાં એટલી બધી પેસી ગઇ છે કે તેની ઉપેક્ષા કરવી હવે અનુચિત છે. આંખો ઉઘાડી ચાલવાનો હવે સમય છે.

તાત્પર્ય કે દરેક બાબતની પેઠે આ વાતમાં પણ આપણે આગ્રહ રાખવો, પણ દુરાગ્રહ રાખવો નહિ. ધર્મની બાબતમાં ક્ષમાશીલતાને કેળવવી એજ સત્ય માર્ગ છે; કારણ કે આપણે ખાસ કરીને લક્ષમાં રાખવાની વાત એ છે કે સમાજ વ્યક્તિઓનો બનેલો છે, અને નાના નાના સમાજો વધારે મોટા સમાજ કિંવા પ્રજાની વ્યક્તિઓ છે. અને સમાજ અને વ્યક્તિનો સંબંધ સેંદ્રિય છે. માથા ઉપર ઘા આવે તો આપણે આડા હાથ દઇએ છીએ પરંતુ હાથઉપર ઘા આવે તો હાથને પણ બચાવવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ. દરેક વ્યક્તિ કિંવા સમાજ પોતાનું શ્રેય સાધવામાં ભલે તત્પર રહે પણ **તે બધાં એક વધારે વિશાળ સમાજનાં અંગ છે** એ વાત કોઇએ ભૂલી જવા જેવી નથી. તેથી **સાર્વત્રિક ભ્રાતૃભાવની લાગણી અરસપરસ રહેવી જોઇએ.** આપણે બધા એકજ ભૂમિનાં બાળકો છીએ એ વાતની તમે ના પાડશો તોપણ બીજા માનશે નહિ; માટે ભ્રાતૃભાવની બુદ્ધિ રાખી દરેક શુદ્ધ બુદ્ધિથી વરતે અથવા વરતતાં શીખે એજ ઉતમ વાત છે, અને તેમાંજ તમારૂં, નાત જાતનું અને દેશનું શ્રેય છે. **પ્રભુ** આ બાબતમાં સૌને સહાય રહો ! તથાસ્તુ !!

નરભેશંકર પ્રાણજીવન દવે, એમ, એ, ફિલોસોફીના પ્રોફેસર,
તા. ૯—૭—૧૩. સામળદાસ કૉલેજ—ભાવનગર.

# आत्मनिवेदन.

યે હિ જ્યોતિને મુઝકો બચાયા,
સખિ ! યેહિ જ્યોતિને મુઝકો બચાયાઃ—
—સખિ ! મૈં ગુલામ ગરીબકો બચાયાઃ—

અખિયાંકે પૂરમેં ડબતી પન્હાઇ—કન્હાઈ યેહિનેં તરાયાઃ
અહા! અબિનાશી શિશુ યેહિ આયા, સખિ ! મૃદુ બચન નંબીન સુનાયા ! —સખિ૦
સાગર ભીતર રાત ભયી તબ—ભઁવરેંને જહાજ ભમાયાઃ
આહ પુકારત રાહ ન પાવત—ગફલત અંધેરા આયાઃ
સખિ! યેહિ જ્યોતિને તિમિર ફરાયા ! —સખિ૦
માંગ લિયો મૈંને અમૃત જ્યોતિસેં, દાન દયાકા કમાયાઃ
હિરદાકો યેહિ દયાલુસેં છાયા, સખિ ! તેરી તુરતમેં મૈં મિલાયા ! —સખિ૦
સાગર દિલકો પતીજ દિયા પૂર—નવતર કદમ બ્હડાયાઃ
પાગલ દિલકો દિલાસા દિયા અરુ—બંદર દૂર દિખાયા!
સખિ ! યેહિ જ્યોતિનેં મુઝકો બચાયા ! —સખિ૦
પામર જારપૂર ક્ષાર ક્ષમા કર—નરસ કછૂ કછૂ પાયાઃ
સખિ ! તેરા ગરીબ ગુલામ ડલાયા !
આહા ! યેહિ જ્યોતિનેં મુઝકો બચાયા ! —સખિ૦

—सागर.

# જૈનસાહિત્યના વિકાસ માટે જૈનોએ શું કરવું જોઇએ ?

લખનારઃ–રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી M. A., LL. B.

ઉપલા વિષયપર મારે કાંઇક લખી મોકલવું એવી રા. મોહનલાલ દલીચંદ દેસાઈ તરફથી મને સુચના કરવામાં આવેલી છે, પરંતુ એ સવાલ જેટલો મ્હોટો અને વિસ્તૃત છે તેટલોજ તેનો જવાબ પણ મ્હોટો અને વિસ્તૃતજ હોઇ શકે; અને તેવો આખો જવાબ એક ન્હાના સરખા ચોપાનીઆનાં થોડાં પૃષ્ઠના સંકુચિત ક્ષેત્રમાં માઈ શકે નહિ, તેથી કાંઇક માર્ગદર્શક થઈ શકે તેવાજ રૂપમાં મારો જવાબ ગણી લેવાનો છે.

જૈનસાહિત્યના વિકાસ માટે **પહેલું** પગલું તો જૈનોએ એ લેવાનું છે કે જે મૂઠીભર જૈન વિદ્વાનો આજે જૈનસાહિત્ય ખેડી રહ્યા છે, એટલે કે જુના જૈનસાહિત્યનો પુનરૂદ્ધાર કરવામાં મચી રહ્યા છે, **તેમને તે કામમાંજ પ્રવૃત્ત રહેવાનું બની શકે અને ઉદરપોષણાર્થે બીજા કોઇ કામમાં રોકાવું ન પડે તે માટે તેમને ઉપજીવિકાનાં સાધન–શિષ્યવૃત્તિ અથવાતો માસીક વેતનરૂપે–પૂરાં પાડવાં.** કોનફરન્સ તરફથી હાલ, હું ધારૂં છું, કે, કોઇ કોઈ વ્યક્તિને એવા રૂપમાં થોડી થોડી મદદ મળે છે, પણ તે જોઇએ તેટલી નથી.

**બીજું** પગલું એ લેવાનું છે કે એ મૂઠીભર મહેનત કરનારાઓ જ્યારે ન હોય ત્યારે તેમની જગા લઈ શકે એવા બીજા વિદ્વાનોને તૈયાર કરતા રહેવું કે જેથી એ વિકાસરૂપી ખાણ ખોદનારાઓની પરંપરામાં ખામી આવે નહિ. જૈન કોમ બહુ સમૃદ્ધિવાન કહેવાય છે; એટલે જો થોડા શેઠીઆઓ પણ ધારે તો એ બાબત પાર પાડી શકે એમ છે. પોલીસ કોર્ટ કે હાઇકોર્ટમાં બીન અર્થે અને જેમાં કોમનું કોઇ રીતે શ્રેય થાય નહિ એવા કજીઆ લડી નાહક નાણાંની બરબાદી કરવાને બદલે આવાં ઉત્તમ કાર્યમાં વ્યય કરવો એ વધારે પુણ્યમય છે, એમ કહેવાની જરૂર નથી; કારણ એ પ્રમાણ સ્વતઃસિદ્ધ છે.

આ ઉપરાંત **ત્રીજું** સાધન જૈન કોમ પાસે તૈયાર, ખડુંજ છે અને તે જૈન મુનિ, સાધુ, યતિ, આચાર્ય વગેરે પવિત્ર વ્યક્તિઓ છે. એ વર્ગનો સમુદાય એટલો મ્હોટો છે કે જો તેઓ સઘળાને એ રસ્તે વાળી શકાય તો જૈનોને પોતાના સાહિત્યના વિકાસ માટે જૈનેતર તો શું પરંતુ જૈન ગૃહસ્થાશ્રમીઓની સહાયની પણ જરૂર રહે નહિ. નવું સાહિત્ય ઉપજાવવાની જેટલી જરૂર છે, તેથી વધારે જૂનાં પુસ્તકોની શોધખોળ, પ્રસિદ્ધિ, તેનાં ભાષાંતર વગેરે કરવાની છે. કારણ નવા સાહિત્ય સંબંધે તો એટલું પણ કહી શકાય કે દેશની જે સમસ્ત ઉન્નતિ હાલના વખતમાં જોવામાં તથા અનુભવવામાં આવે છે, તેમાં બીજા વર્ગો–જેવાકે મહાવીરના સંપ્રદાયની બહારના હિંદુઓ, ગુજરાતી મુસલમાનો, પારસીઓ વગેરે જેવો ભાગ લે છે, તેવો તેઓ પણ લઈ શકે. પરંતુ પ્રાચીન ભંડારોની કૂંચીઓ તો સાધુ વર્ગનાજ હાથમાં છે, અને ઉદરપોષણાર્થે દુનીઆની ઘટમાળમાં તેમને રોકાવાનું ન હોવાથી તેઓ એ વિષયપરત્વે થોડો સમય હમેશ કાઢતા રહે તો અલબત્ત ઘણું કરી શકે. તેમ કરવા માટે તેમને બે ત્રણ બાબતોની જરૂર છે; જેવી કે અર્વાચીન રીત પ્રમાણે પુસ્તકોનું નિરીક્ષણ કરતાં તેમણે જાણવું જોઇએ, એટલે કે ભાષાશાસ્ત્ર ( Philology ), ઇતિહાસ, પૃથક્કરણની રીત, ( method of analysis ) વગેરે વિષયોની તેમને માહીતી હોવી જોઇએ અને તે માહીતી જૂની પદ્ધતિના શિક્ષણથી મળી શકે નહિ–થોડું ઘણું અંગ્રેજીનું જ્ઞાન પણ જરૂરનું છે, કે જેથી યુરોપની અંદર એવાંજ જૂનાં પુસ્તકોપર શી વિધિ કરવામાં આવે છે તે તેમની જાણમાં આવે. અંગ્રેજી જાણનાર જૈન સાધુ–આચાર્ય એ જૈનોને મન એક અસાધારણ બનાવ જેવું લાગશે; પરંતુ જૂનું જૈન સાહિત્ય જોતાં જણાશે

છે, તે અરસાના મહાન આચાર્યો પણ બને તેટલી ( પોતાના સમયમાં પ્રચલીત હોય તેવી ) ભાષાનું જ્ઞાન મેળવવામાં પાછા પડતા ન હતા—ઉદાહરણરૂપે હેમચંદ્રાચાર્યજીનુંજ નામ બસ થશે. પાવની ભાષામાં પારંગત એવા સાધુઓ પણ વખતે નીકળી આવશે; તો પછી એવા ઉત્તમ મહર્ષિને પગલે ચાલવામાં કોઈ રીતનો બાધ ગણવો ન જોઇએ. મને તો લાગે છે કે, જૈન ભાઇઓનો સાધુ વર્ગ કમર બાંધી આ મહાન ઉપયોગી કાર્ય માટે બહાર પડે તો પછી બીજા સાક્ષરો યા વિદ્વાનોને તેમાં માથું મારવાની પણ જરૂર પડે નહિ, અને એ સાધુ વર્ગ જેને હાલના સમયમાં પોતાની ઉપયોગિતા સાબિત કરી બતાવવામાં જે મુશ્કેલી પડે છે, તે સારી રીતે દૂર કરી શકે.

---

# अमारी मस्त फकीरी.

( કવ્વાલી. )

ફકિરીમાં સખિ રી ! મેં, ભરી આજે મજા કેવી ?
અમિરી ને ફકિરીમાં, મળી આજે રજા કેવી ?

ફિકર ઘુંટી કરી ફાકી, તમન્ના શી હવે બાકી ?
શરીરે ત્યાગની કફની, ચ્હડાવી ત્યાં કજા કેવી ?

ખલકને જાણતાં ફાની, પછી પરવાહ તે શાની ?
નથી દરકાર દુનિયાંની, મળે તે ક્યાં મજા એવી ?

પીવો પ્યાલો ભરી પાવો, કરીને જ્ઞાનનો કાવો;
અમિરીનો ધરી દાવો, ફકિરીમાં મજા લેવી !

કદિ મુખમલ તણી શૈયા, કદિ ખુલ્લી ભૂમિ મૈયા;
કદિ વ્હેતી મૂકી નૈયાં, તરંગોની કજા લેવી !

કદિ ખાવા મળે લાડુ, કદિ ખાવા પડે ઝાડુ;
રગશિયું દેહનું ગાડું, ઉપર ભગવી ધ્વજા કેવી ?

કદિ છે શાલ–દુશાલા, કદિ લંગોટ ને માલા;
કદિ હો ઝેરના પ્યાલા, મળે તેવી મજા લેવી !

ધર્યા છે કેસરી જામા, કર્યા કાષાય કપડાનાં;
ત્યજી સંસારના ભામા, કજામાંથી મજા લેવી !

ભર્યા છે જ્ઞાનધન ભાથાં, ઝુકાવે શાહ પણ માથાં;
જગત્‌નો ગમ સદા ખાતાં, ગમીને જ્યાં રજા દેવી !

ખુશી, આફત મૂકી સાથે, ધખાવી હોળીઓ હાથે;
બીજાનાં દુઃખની માથે, ખુશીથી જ્યાં સજા લેવી !

જગત્ છુટ્યું અલખ નામે, અચલ એ રાજ્યને પામે !
નમાવી સર, કદમ સ્વામે, ઉભાં ત્યાં દેવ ને દેવી !

અમિરીની મજા મીઠી, ફકિરીમાં અમે દીઠી !
ન કરવી ચાકરી–ચીઠી, સ્પૃહાને જ્યાં રજા દેવી !

થયા જ્યાં એક ઇશ્વરથી, પછી શી ગાંઠ પરઘરથી ?
જગાવ્યો પ્રેમ પરવરથી, હલાકા સ્નેહની સેવી !

વસન્ત.

# जैनो अने गुजरातनुं नवजीवन.

લખનારઃ—રા. રા. રણછોડરાવ વાવાભાઈ.

મુંબાઇ ઇલાકામાં ( વડોદરા રાજ્ય બાદ કરતાં ) જૈનોની સંખ્યા ૪, ૮૯, ૯૫૨ છે. ગુજરાતના શ્વેતામ્બર અને કર્ણાટકના દિગમ્બર જૈનોની ભેગી આ સંખ્યા છે. સરકાર તરફથી પ્રસિદ્ધ થતા વસ્તિગણનાના હેવાલો (Census Reports) પરથી બન્નેની સંખ્યા જૂદી પાડી શકાતી નથી. જેમ ગુજરાતમાં દિગમ્બરો છે તેમ દક્ખણમાં શ્વેતામ્બર પણ છે. સિંધમાં જે જૈનો છે તે કચ્છ ને ગુજરાતમાંથી વેપાર માટે ત્યાં ગયલા હશે. એમનામાં કેટલાક મારવાડી જૈન પણ હશે. મુંબાઇ બેટમાં ૩૦,૪૬૦ જૈનો છે—આમાં પણ શ્વેતામ્બર, દિગમ્બર અને સ્થાનકવાસી ભેળા ગણાયલા છે તેમ દખણી અને ગુજરાતી પણ. આપણાં ગુજરાતમાં * ૨,૬૯,૯૨૮ જૈનો છે. કર્ણાટકમાં ફક્ત ૬૨,૨૮૬ છે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે આપણા ઇલાકામાં ગુજરાતી જૈનોની સંખ્યા વધારે છે.

ગુજરાતમાં ૭૬,૮૫,૮૭૫ માણસો વસે છે; એટલે કુલ વસ્તિના લગભગ છવ્વીસમે અંશે જૈનો છે; છતાં દેશના જીવન પર એમનો પ્રભાવ ન્હાનોસૂનો નથી. પારસીઓ ફક્ત ૮૩,૫૬૫ હોવા છતાં અગ્રેસર થએલા છે. સંખ્યા કરતાં દેશના ઐતિહાસિક અને આર્થિક જીવનમાં જેવી પ્રતિષ્ઠા મેળવાય તે પ્રમાણે પ્રભાવ પડે છે.

ભાવનગરની સુપ્રસિદ્ધ જૈનધર્મપ્રસારક સભાના મહોત્સવ સમયે પ્રગટ થયેલા એમના વાજિંત્રના ખાસ અંકમાં ગુજરાતના ઇતિહાસમાં જૈનોએ લીધેલા ગૌરવશાલી ભાગ વિશે મ્હેં એક પરિચ્છેદ લખ્યો હતો એટલે આ સ્થળે તેનું પુનઃ કથન કરતો નથી. ભૂતકાળમાંજ જૈનો ગુજરાતના અગ્રગણ્ય નાગરિકો હતા અને હવે નથી એવું કોનાથી કહી શકાશે? અમદાવાદ શહેરમાં વધતા જતા મીલ ઉદ્યોગમાં, સુરત મુંબાઈના ઝવેરાતના વેપારમાં, મુંબાઈના વેપારમાં અને ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં પણ ગામડાની ન્હાની ન્હાની જરૂરિયાતોને પ્હોંચીવળવા જામેલા ન્હાના ન્હાના વેપારમાં પણ જૈનોને મોખરે રહેતા કોણે નથી જોયા? કાઠીઆવાડમાં નાગરોની સાથે રાજદ્વારી નોકરી માટે જબરી હરીફાઈ કરનારાઓ આજ કદાચ એ પ્રદેશમાં પાછળ પડયા હશે પણ વેપારમાં તો આગળને આગળ વધતાજ જાય છે.

આધુનિક ગુજરાતમાં વેપાર અને ઉદ્યોગદ્વારા પૈસો પેદા કરનાર વર્ગમાં જૈનો પણ આગળ પડતા છે. ગુજરાત સાથે એમનો જૂનો અને નિકટનો સંબંધ છે. એમનાં કેટલાંક મ્હોટાં તીર્થક્ષેત્રો ગુજરાતમાં છે. અને વેપાર તથા ઉદ્યોગદ્વારા ગુજરાતના પ્રજાજીવનના દરેક થર સાથે તેમને નાના પ્રકારનો નાતો છે. ગુજરાતી વાણી અને સાહિત્યની એમના સાધુઓએ સારી અવિરત સેવા કરેલી છે. પોતાની ધર્મભાવના મૂર્ત કરવા બાંધેલા મંદિરોથી હિન્દુસ્તાનની સ્થાપત્ય કલામાં ગુજરાતની જૈન પદ્ધતિ એમણે ઉમેરી છે અને

* વડોદરા રાજ્ય મુંબાઇ ઇલાકામાં ન ગણાતું હોવાથી એમાં વસતા જૈનોની સંખ્યા આમાં ઉમેરી શકાઇ નથી. તેમ કચ્છને ગુજરાતની અંદર લેવામાં આવેલું હોવાથી કચ્છી જૈનોની સંખ્યા આમાં ઉમેરાએલી છે. જ્યાં જ્યાં આ લેખમાં ગુજરાતની વસ્તિ ગણાવી હોય ત્યાં ત્યાં વડોદરાની સામીલ ન લેખવી.

ગુજરાતના મુસલમાન બાદશાહોની મસીદો પર એ પદ્ધતિની છાપ કાયમની પાડી છે-વગેરે વગેરે રીતે ગુજરાતના જીવનપર એમની અસર હોવાથી સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે એજ દેશના નવાજીવનપર આ કોમ કેવો પ્રભાવ પાડશે અથવા પાડી શકે ? પ્રશ્ન મહત્વનો છે; તેનો ઉત્તર આપવો સ્હેલો નથી અને તે પણ જૈન નહિ એવાથે ? ગુજરાતમાં વસનારાઓ એકએકમાં ભળી ગયેલા હોવા છતાં હિન્દુઓને, મુસલમાનોને. જૈનોને અને પારસીઓને પોતાના પડોસીઓના જીવનના પ્રશ્નો વિશે અજબ અજ્ઞાન હોય છે-અરે ! અંદર અંદર પણ જબરૂં હોય છે.હિન્દુઓમાં બ્રાહ્મણોને વાણીઆના જીવનના પ્રશ્નો કે વાણીઆઓને બ્રાહ્મણના જીવનના પ્રશ્નો વિશે માહીતી હોતી નથી. આવી સ્થિતિમાં ઉક્ત પ્રશ્ન ચર્ચવાની ધૃષ્ટતા અક્ષમ્ય જ લેખાય. છતાં એ કારણોસર આ વિષયનું દિગ્દર્શન કરવા પ્રવૃત્ત થયો છું. બ્રિટિશ રાજ્યની હુંફાળી છાયા નીચે, ઇંગ્લીશ પ્રજાજીવન અને વાઙ્મયદ્વારા જીવન ભાવના સાથે વધતા જતા પરિચયથી આપણું દૃષ્ટિબિન્દુ વિશાળ બન્યું છે. શેરીના, ગામડાના, નગરના કે કોમના પ્રશ્નો કરતાં દેશના વિશાળ પ્રશ્નો આપણી સમક્ષ ઉભા થતા જાય છે. આ વિશાળતામાં ન્હાના ન્હાના ભેદોપભેદો અદ્રશ્ય થઇ જાય છે એટલે આવા ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિબિન્દુથી અવલોકન કરતાં બનતા લગી અન્યાય થવાનો સંભવ ઓછે. થવાનો. બીજું ઇંગ્લીશ કેળવણીએ આપણે માથે મ્હોટી જોખમદારી નાંખી છે. આપણા અસંખ્ય અજ્ઞાન બન્ધુઓને દોરવાનું કર્તવ્ય આપણને સોંપ્યું છે. ભૂતકાળમાં જે કામ ઋષિઓ, સાધુઓ અને બ્રાહ્મણોએ કર્યું છે તે કેળવાયલાઓને આ જમાનામાં કરવાનું છે;-અલબત્ત યથાશક્તિ જ આ કામ તેઓ સાધી શકશે.

વિશાળ દૃષ્ટિબિન્દુથી અને કર્તવ્યની પ્રેરણાથી ટુંકામાં થાય તેવું દિગ્દર્શન કરૂં છું. એમાં દોષ જણાય તો તે મમતાના દોષ છે-દ્વેષના નથી-એવું ગણી ઉદારતાથી જે હૃદય આ નકશો આંકવા તત્પર થયું છે તેનો સત્કાર કરશો.

અત્યારે આપણે સૌથી મહત્વનો સવાલ કેળવણી છે. સંસારના જે જે પ્રદેશમાં ઉન્નતિ મેળવવા આપણે ઉત્સુક હોઇએ તે તે પ્રદેશમાં કેળવણીવડે સ્હેલાઇથી અને ઝટ જવાય છે. આપણા ધાર્મિક, સામાજીક રાજ્યકીય, આર્થિક અભ્યુદય માટે આપણે સુશિક્ષિત થવાની જરૂર છે. દુનીઆમાં અત્યારે જીવવામાટે અને એ જીવનમાં સુખવૈભવવિલાસ સતત મેળવવા માટે હરીફાઇ ચાલે છે. આપણા પુરાણા દેશને પણ એ હરીફાઇમાં ઉતરવું પડ્યું છે. હવે એ હરીફાઇમાંથી પાર ઉતરવું હોય તો આગળે આપણા હરીફો જેટલા કે બલ્કે તેથી વધારે સાધનસંપન્ન થવું જોઇએ. ન થઇશું તો આપણો નાશ ચોક્કસ થવાનો.

પથ લાંબો છે અને કામ વિકટ છે છતાં પ્રયત્ન કરીશું તો ફત્તેહજ. જૈન જેવી ધનાઢ્ય કોમ આ પ્રયત્નને કેવી રીતે સાહાય્ય આપે ? કેળવણીનાં ફંડ સ્થાપી તેમાંથી શિષ્યવૃત્તિઓ આપે, વિદ્યાર્થીભવનો ચલાવે, ન્હાનાંમ્હોટાં ગામોની જરૂરિયાત પ્રમાણે નિશાળ વગેરે સાધનો આપે પરદેશની કેળવણીનો અનુભવ લેવા વિદ્વાનોને મોકલે, વગેરે. એકલે હાથે આ સર્વ કરવાનું નથી પણ ગુજરાતના બીજા વતનીઓ સાથે મળીને; શક્તિ, વૃત્તિ અને આગ્રહ હોય તો આગેવાની લઇને.

આપણી પડોસમાં પુણામાં દક્ષિણી બંધુઓએ સ્વાર્થત્યાગથી, કર્તવ્યનિષ્ઠાથી અને નિપુણ યોજકશક્તિથી કેળવણીનાં ભવ્ય સ્થાનો સ્થાપ્યાં છે. એમની પાસે આપણા જેટલું ધન નથી પણ આપણા પાસેથી કિંમતની મનોબળ અને દેશપ્રેમનું ધન એમની પાસે છે.

આપણામાં પણ એ ધન કેમ ન આવે ? વેપાર કરતાં નફો મેળવવા જે રાત્રિ દિવસ જીવતોડ મહેનત કરીએ છીએ તેનો અર્ધોભાગ પણ આવાં કાર્યોમાં ગાળી શકીએ તો અભ્યુદયનો માર્ગ સરળ નહિ થાય ? સંસાર પરથી મન ઉઠી જતાં સાધુ થઇએ ત્યારે આવા પરોપકારમાં મન પરોવીએ તો શું આપણું કલ્યાણ નહિ થાય ?

પાશ્ચાત્ય કેળવણી એના પૂરેપૂરા સ્વરૂપમાં, આપણે નહિ લઇએ ત્યાં લગી આપણો ઉદય નથી. નોકરીમાં, વેપારમાં, ઉદ્યમમાં, ખેતીમાં-જ્યાં જાઓ ત્યાં એમના જેટલાજ સાધનસંપન્ન થઇશું તો જ આપણો શુક્રવાર વળશે.

વેપારઉદ્યોગમાં આગળ પડતા જૈનોએ પોતાની લક્ષ્મીથી સરસ્વતીનાં મંદિરો ઠેરઠેર સ્થાપી અખિલ દેશમાં તે મંદિરોનો ઘંટનાદ રાત્રિદિવસ વાગતો રાખવા ઉપરાંત તેઓએ પોતે પણ ઉંચી કેળવણી લઇ સુશિક્ષિત થવું ઘટે છે. કેળવણી લેવાથી તેઓ આપણા નવજીવનનાં પ્રશ્નો અને સ્વરૂપો વિશે માહીતગાર થશે. પોતાની વ્યવહાર બુદ્ધિથી પ્રશ્નોના ઉકેલ ઝટ આણશે અને એવા આણશે કે દેશની પ્રગતિને લાભદાયક નીવડે. મુંબાઈમાં પગ મૂક્યાને ૨ વીસી થઈ નથી છતાં **ઓ. લલ્લુભાઇ સામળદાસ** વેપારમાંજ નહીં પણ આપણા ઇલાકાના બીજા પ્રદેશોમાં પણ અગ્રેસર થતા જાય છે એ જૈનોએ લક્ષમાં લેવા જેવું છે. પ્રેમચંદ રાયચંદના સ્વધર્મીઓ આજ આટઆટલાં વર્ષ થયાં મુંબઇમાં વસે છે પણ એવું સ્થાન કેમ નથી મેળવી શકયા ? અમદાવાદમાં આટઆટલા ધનાઢ્ય જૈનો છે છતાં ત્યાં શું આગેવાની એમના હાથમાં છે ? નગરશેઠાઇ કરનાર કોમમાં ખરી નગરશેઠાઈ હવે રહી છે ? **આફ્રિકા** તો ઘણા જતા હતા અને હાડમારી ભોગવતા હતા પણ જ્યારે રા. રા. **મોહનલાલ કરમચંદ ગાંધી** ગયા ત્યારે ત્યાંના મામલાએ કેવું સ્વરક્ષક અને આત્મોન્નતિકારક સ્વરૂપ લીધું ? મોતીનો વેપાર ઘણા જૈન ઝવેરીઓ કરે છે પણ **લંકાનાં મોતી લેવા વિલાયતમાં** વેપારીઓની 'સીન્ડીકેટ' થઇ એમનો ધંધો એમના હાથમાંથી પડાવી લીધો ત્યાં સુધી એવી રીતે જોડાઇ વેપાર એકહાથે કરવાનું કેમ જૈનોને કેમ ન સૂઝયું ? કારણ કેળવણીની ખામી અને તે દ્વારા દુનીઆનું હાલનું બંધારણ કેવું છે તે પારખવાની અશક્તિ. ઘણા જૈનો વૈરાગ્યથી સાધુ થઇ જાય છે પણ પુણામાં 'ધી ડેકન એજ્યુકેશન સોસાયટિ,' 'ધી સર્વન્ટસ્ ઑફ્ ઇંડીઆ સોસાયટિ' કે 'નિષ્કામ કર્મમઠ' ના જેવા સાધુઓ છે તેવા કેમ કોઇ નથી થતા ?

વેપારમાં પડનારને કેળવણી લેવાનો વખત નથી એવું બ્હાનું કાઢવામાં આવે તો ઉત્તર સ્પષ્ટ છે કે બ્હાનું ખોટું છે. ગમે તેટલો ધીકતો વેપાર હોય છતાં રોજના કલાક બે કલાક સુશિક્ષણ માટે કહાડી શકાય. તેમ આખું વર્ષ વેપારની ધમાલ પ્હોંચતી નથી. અમુક મહીના શાંતિ હોય છે. અમેરિકામાં હુન્નરઉદ્યોગની નિશાળના વિદ્યાર્થીઓને રજાના દિવસોમાં સાહિત્ય, કલા, ઇતિહાસ, તત્વજ્ઞાન આદિનું શિક્ષણ આપવામાં આવે છે, તેમ વેપારની રજામાં આંકી જૈનોને દેશના આગેવાન બનાવે એવું શિક્ષણ આપનારી શાળાઓ જૈનો નહિ સ્થાપે તો કોણ સ્થાપશે ? વિશેષમાં ફાયદો એવો છે કે વેપારમાં ઘુમનારની કેળવણી વેદીઆ નીવડવાનો ભય નહિ રહે.

શ્રીમંતો એમ ધારતા હોય કે ભણતર જ્યારે જોઇએ ત્યારે જે ભાવથી લેવા માંગીએ તે ભાવથી વેચાતું મળી શકે છે. વાત ખરી છે, પણ તેથી જે સંગીન લાભની ઉમેદ છે તે પાર પડતી નથી. લક્ષ્મીના નાશ સાથે એ સરસ્વતીનો સંયોગ નાશ પામે છે,

સ્વતંત્રતાને બદલે પરતંત્રતા રહે છે; પોતાના વિચારોને બદલે બીજાના વિચારો પ્રગટ કરતાં કરવી પડતી છેતરપિંડીનું પાતક લાગે છે. પ્રગટ થએલા વિચારો અને નિરંતરના આચારો વચ્ચે કોઈ પ્રકારનો કાર્યકારણભાવ રહેતો નથી, એટલે આચારનાં રૂપાંતર અને ઉચ્ચતા સધાતાં નથી.

સારાંશમાં, જૈનો ધનાઢ્ય હોવાથી, વેપારી હોવાથી, અને ઘણાં સાંસારિક બંધનોથી મુક્ત હોવાથી ગુજરાતના નવજીવનને યોગ્ય કેળવણીની ખીલવણીમાં આગળ પડતો, સમર્થ અને સાધ્યસાધક ભાગ લે એનાથી રૂડો દિવસ કયો ?

કેળવણી પછી બીજે મહત્ત્વનો આપણા જીવનનો પ્રશ્ન સાંસારિક ઉન્નતિનો છે. શરૂઆતમાંજ કહ્યું કે આપણે દુનીઆની અગ્રેસર પ્રજાઓની હારમાં ઉભા રહેવું છે, એમની સાથેની હરીફાઇમાં થતો આપણો હ્રાસ અટકાવવાનો છે અને જે વારસો આપણા પૂર્વજો આપણને આપી ગયા છે તેથી મ્હોટો વારસો આપણાં સંતાનોને આપણે આપવો છે. આપણા સંસારમાં જે જે દોષ હોય, આ ઉચ્ચ સાધ્યની સાધનામાં જે જે અંતરાય આવતા હોય, તે દૂર કરવા જોઇએ.

પ્હેલો સવાલ આપણા ગુજરાતીઓની શરીરસંપત્તિનો છે. જેવી બળવાન એ હોવી જોઇએ તેવી નથી, તેમ જોઇએ તેટલી દીર્ઘાયુ પણ નથી. આપણે મલકુસ્તી કરવા અને સુખવૈભવવિલાસ ભોગવવા બળ અને આયુષ્ય નથી જોઇતાં પણ આપણું જે સાધ્ય છે તે પ્રાપ્ત કરવા. આ લેખ લાંબો થવાને ભયે આ પ્રશ્નવિશે વિશેષ નથી લખતો.

બીજો સવાલ સ્ત્રીઓની સ્થિતિ ઉન્નત કરવાનો છે. જૈનોમાં સ્ત્રીઓ માટે હલકો અભિપ્રાય છે તે બનતી તાકીદે દૂર થવો જોઇએ. દેશના ગમે તે ભાગ સાથે લગ્નથી સંબંધ થઇ શકે, ગમે તેટલી મ્હોટી ઉમ્મરે લગ્ન થઈ શકે એવી કોમની સ્ત્રીઓ ગુજરાતની આગેવાન થવી જોઇએ. તેમની કેળવણી, સંસ્કાર, દેશપ્રીતિ, લક્ષ્મી, વ્યવહારૂપણું વગેરેથી દેશના જીવનમાં તેમના દ્વારા ઓરજ રંગ આવવો જોઇએ. સંસારસેવાના મહાપ્રશ્નોમાં તેમની સામીલગિરિ થવાથી કેટલો બધો લાભ થાય ! હાલ શ્રાવિકાશાળાઓ જે કેળવણી આપે છે તે બસ નથી. તમારી પાસે પૈસો છે, હિન્દુઓ જેવાં તમારે ધર્મનાં બન્ધન નથી, સંસારમાંથી મુક્ત થવું હોય ત્યારે થઈ સાધ્વી બની શકાય છે, તો પછી સરસ્વતીનું સાસરૂં તમારે ત્યાંજ થવું જોઇએ;—સામાન્ય ઉક્તિ છે કે સરસ્વતીનું બ્રાહ્મણોને ઘેર પીએર છે અને જૈનોને ત્યાં સાસરૂં. હસ્તલેખોને સંભાળથી રાખવા માટે પડેલી ઉક્તિ સમગ્ર જીવનથી ખરી પાડવા જૈનો પ્રવૃત્ત નહીં થાય ? તમારામાં દરવર્ષે ગ્રેજ્યુએટોની સંખ્યા નહીં વધે તો કોનામાં વધશે ? યુરોપ સાથે સંબંધ રાખનારી કોમમાં એ પ્રગતિમાન દેશના નારીજીવન જેવું સ્વતંત્ર ઉન્નત અને ઉદાર નારીજીવન નહીં થાય તો કોનામાં થશે ? ગુજરાતની ઇતર કોમોમાં એ જીવન અભિવ્યક્ત કરવા તમારે તમારૂં નારીજીવન ફેરવવું જોઇએ. તમારી સુશિક્ષિત સન્નારીઓ અને સાધ્વીઓ દ્વારા એ કર્તવ્ય તમારે લેવું જોઇએ. શ્રાવિકાશાળાઓ સ્થાપ્યાથી સંતોષ માનવાનો નથી પણ એમાં ઉદ્ભવતી સુગંધ સર્વત્ર ફેલાવવાની છે.

લગ્ન સંબંધી પ્રત્યવાય ન હોવાથી-કદાચ હોય તોપણ તમારા ધર્મનું વાસ્તવ સ્વરૂપ સમજી તે દૂર કરી-દેશના અનેક ભાગો અને ધર્મોને જોડી દેશમાં એકતાની લાગણી તમે ન ફેલાવો—અનુભવાવો તો કોણ કરશે ? વૈષ્ણવો સાથે પણ તમારે લગ્નવ્યવહાર છે. ન્હાનીસૂની તકો તમારે સ્વાધીન દેશસેવા અને જનસેવાની કેટલી બધી છે ?

તમારી પુત્રી સુશિક્ષિત અને સંસ્કારી થશે તો કેળવાયલી બંગાલણોની માફક સમગ્ર હિંદમાં ભિન્નભિન્ન સ્થળે લગ્નસંબંધ બાંધશે અને જ્યાં જ્યાં તમારી વ્યાપારનિપુણતાની ખામી હશે ત્યાં ત્યાં પોતાનાં સંતાનો દ્વારા જગાવશે. આથે શું કામ જઇએ ? દક્ષિણના સ્વાર્થત્યાગ, દેશપ્રેમ, વિદ્યાભિરૂચિ, યોજકશક્તિ અને ગુજરાતના દ્રવ્યોત્પાદકશક્તિ, વ્યવહારનિષ્ણાતતા, દાનવીરતા આદિનો સમન્વય એ બે પ્રાંતો વચ્ચેનાં લગ્નવ્યવહારથી થાય અને આપણા દેશની પ્રગતિ વધે એવો માર્ગ તમારા વિના કોનાથી અખ્ત્યાર કરવાની શરૂઆત થશે ?

પતિત, અધમ, નિરાધાર, રોગી આદિના ઉદ્ધારનો પ્રશ્ન પણ સંસારોન્નતિને લગતો છે. પાંજરાપોળ સ્થાપનાર અને નીભાવનાર જૈનો ઇસ્પિતાલો, અનાથાશ્રમો, પતિતપાવક મઠો વગેરે સ્થાપે એ ધર્મ્ય છે.

નીતિમય જીવન ઉન્નત અને ઉદાત્ત કરવાની જરૂર પૂરેપૂરી સમજાવી જોઇયે. વેપાર, નીતિથીજ વધે છે અને ટકે છે. દેશની આગેવાની પણ એજ નીતિથી લેવાય છે. કેળવણીના પ્રસારથી, સંસારમાં સ્ત્રીનું સ્થાન ઉન્નતિપ્રદ કરવાથી અને ધર્મનું ખરૂં સ્વરૂપ જીવનમાં મૂર્તિમંત કરવાથી નીતિની ભાવના અને તદનુસાર આચરણ ઉત્કૃષ્ટ થવાનાંજ.

આપણા રાજદ્વારી જીવનના વિકાસમાં—પ્રાચીન કાળમાં રાજા અને પ્રજા ઉભયની મધ્યસ્થ રહી સર્વેનું હિત સાધનાર નગરશેઠ જે કોમમાંથી થતા તે કોમ આગળ પડતો અને પ્રભાવ પાડતો ભાગ ન લે એ નામોશી ભરેલું નથી? અમદાવાદના ત્રણ દરવાજાપરના શિલાલેખ અમદાવાદના નગરશેઠની પ્રજાસેવાનો જેવો અનુભવ કરાવે છે તેવો અનુભવ કરાવવાનું ભાગ્ય જૈન કોમમાં નથી? બાદશાહી અને ઇલાકેવાર, કાઉન્સીલમાં પ્રજાના પ્રતિનિધિ થઇ, મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડોમાં સભાસદ થઇ દેશસેવા કરતાં જૈનો પાછળ રહે, એ જૈનોમાટે જેમને અભિમાન છે તેમનાથી કેમ સંખાય? પ્રજાના ઘરેઘરમાં વસનારી કોમ પ્રજાની જરૂરિઆતો સમજી શકે, પોતાની વ્યવહારદક્ષતાથી રાજકર્તાને તેનું સ્વરૂપ યથાર્થ સમજાવી શકે અને તે પૂરી પાડવાનાં સાધનો ઉપજાવી શકે. રાજ્યની અને પ્રજાની આબાદી હોય તોજ વેપાર અને ઉદ્યોગની આબાદી છે. રાજા અને પ્રજાથી માન્ય થએલા વેપારીઓ વેપાર અને ઉદ્યોગની વૃદ્ધિમાં પડતી મુશ્કેલીઓ તરી શકે છે. લક્ષ્મીસંપન્ન જૈનો સરસ્વતીસંપન્ન થઇ આ પ્રદેશમાં પડે તો કોમને અને દેશને ફાયદો છે. વારંવાર તીર્થો સંબંધે રાજા પ્રજા વચ્ચે અણુરાગ થાય છે તે દૂર કરવાનું ભાગ્ય પણ આવા આગેવાનોને પ્રાપ્ત થાય છે. રાજાની સેવા કરવાની છે, તેમ પ્રજાની સેવા પણ કરવાની છે. અમદાવાદમાં મ્યુનિસિપાલીટીની વ્યવસ્થામાં ધનાઢ્યતાને લીધે જૈનોનો સારો હાથ છે, રા. બા. રણછોડભાઇએ કે સર ચીનુભાઇએ પોતાનાં બુદ્ધિ, અનુભવ અને લક્ષ્મીથી અમદાવાદની જે સેવા આદરી છે તે સેવાનો કેટલો અંશ ધનાઢ્ય જૈનોથી થયો છે? મંદીરો બંધાવવામાંજ નાગરિકકર્તવ્ય સમાપ્ત થતું નથી. નિશાળો, ગ્રંથાલયો, ઇસ્પિતાલો, સંગ્રહસ્થાન, પ્રયોગશાળા, કર્મમઠ, બગીચા આદિની સ્થાપના પર જેટલું લક્ષ અપાવવું જાઇએ તેટલું અપાયું નથી. પશ્ચિમનાં ઉદ્યોગસ્થાન નગર જેવી અમદાવાદની ખીલવટ જ્યાં લગી થઈ નથી ત્યાં લગી ઉદ્યોગવીર નાગરિકોના ધનાર્જનની સફળતા શી? રાજદ્વારી જીવનમાં—પ્રજાની જરૂરિયાતો અને અભિલાષાઓ રાજકર્તાઓને રોશન કરી તે તૃપ્ત કરાવવા કરવી પડતી ચળવળમાં તેઓ આગેવાન ન

થાય-પોતાની બુદ્ધિ, અનુભવ, લક્ષ્મિ અને લાગવગ એ ચળવળને ન સોંપે તો ધનને લીધે પ્રાપ્ત થયેલી સ્થિતિનો સદુપયોગ કર્યો કહેવાશે ?

સાહિત્ય અને કલાના ઉત્કર્ષ માટે-ગુજરાતના નવજીવનમાં એ બન્નેનું યોગ્ય સ્થાન સ્થાપવા માટે જૈનો અનેક રીતે પ્રયત્ન કરી શકે એમ છે. પશ્ચિમનું વીર્યવાન સાહિત્ય ગ્રેજ્યુએટો, સાધુઓ વગેરે દ્વારા ગુજરાતીમાં ઉતરાવે અને તેનો પ્રસાર કરાવે, મંદીરો બાંધતાં બાંધકામ, ચિત્ર અને મૂર્તિવિધાનની કળા વિશેષ ખીલવવા જમાનાને યોગ્ય તેમાં જીવનરૂપાંતર કરવા ધ્યાન આપે. અને આ ધ્યાન યથાર્થ આપી શકાય માટે સ્ત્રીપુરુષોમાં કલાભિરુચિ અને કલાના રસિક સંસ્કાર ભિન્ન ભિન્ન રીતે ફેલાવે. મંદિરોમાં થતાં સંગીન અથવા ધનાઢ્યતાને લીધે મળતી નવરાશ અને તેમાં મણાતી મેજને પ્રસંગે થતાં સંગીનને પણ કલા, પ્રજાજીવન આદિને ઉત્કર્ષ આપે એવું કરવા પ્રયત્ન કરે. અમને સારામાં સારૂંજ રૂચશે—અમારૂંજ પણ તે જોઇએ. બીજાનું અનુકરણ રૂપ અંદરથી હલકું પણ ઉપરથી દેખાવડું નહીંજ પાલવે. નરસું અમારી પાસે બીલકુલ ટકનાર નથી એવી ભાવના રગેરગમાં ભરાય તોજ ખરૂં.

વિસ્તાર ભયે આટલેથીજ વિરમવું ઉચિત છે. આ લખવાનો હેતુ એવો નથી કે આવાં કર્તવ્યો જૈનેતર કોમને નથી કરવાનાં; તેમણે પણ કરવાનાં છે. લખાણમાં સંગીન લેખ કરતાં ઉદ્‌ગારો વિશેષ છે, કર્તવ્યની નિશ્ચિત દિશા નથી દર્શાવાઈ એ કબૂલ કરવા જેવું છે. પણ ભવિષ્યમાં ' હેરલ્ડ ' ના તંત્રી આમાં દર્શાવેલા વિષયોપર સમર્થ અને સહૃદય લેખકો પાસે લેખો લખાવી ' પર્યુષણ અંક ' કાઢવા ઉદ્યુક્ત થશે તો આ ઉદ્‌ગારો-મમતાના ઉદ્‌ગારો અન્વર્થક થશે. તા. ૧૭-૭-૧૩.

## दिननां दर्शन.

૧
દાનાં એક જ એ તો દીન:
જે બસ રહેતાં સ્નેહાધીન !

૨
સાચાં એ તો એક જ દીન;
સુખદુઃખ રહેતાં શોચવિહીન!

૩
ઘેલાં એક જ એ તો દીન;
બીજાને દુઃખ જે લયલીન!

૪
બ્હીલાં એ તો એક જ દીન;
હસતે મુખ સેવે નિશદિન !

૫
બ્હાલાં એ તો એક જ દીન:
હૃદયે રમતાં જ્યમ જળમીન!

વડોદરાને વડલે,
અમદાવાદી પોળ.
આષાઢી એકાદશી.

ભક્તાનુરક્ત લલિત.

# જૈનોનું કથાસાહિત્ય.

( લખનારઃ—રા. ચુનીલાલ વર્ધમાન શાહ. )

જૈન આચાર્યોએ આર્યાવર્તને અનેક પ્રકારનું સાહિત્ય વારસામાં સોંપ્યું છે, તે સાહિત્યનો કેટલોક વિભાગ કથાસાહિત્યનો પણ છે. સંસ્કૃત, પ્રાકૃત અને માગધી ભાષામાં લખાએલા ગ્રંથોનો મોટો સંગ્રહ જૈન ગ્રંથભંડારોમાં છે અને તેવા ગ્રંથો બહુ ઓછા પ્રસિદ્ધ થયા છે એટલે ગુજરાતી સાહિત્ય ઉપર એ ગ્રંથભંડારોએ જોઇએ તેટલો ઉપકાર કર્યો નથી, તથાપિ તે એક અમૂલ્ય ખજાનો છે અને ભવિષ્યમાં તે ગુજરાતી ભાષાના સાહિત્યમાં વૃદ્ધિ કરનારૂં એક મોટું સાધન થઇ પડશે એવી આશા રાખવી એ કેવળ વ્યર્થ નથી. આ હસ્તલિખિત જૈનસાહિત્યમાં અનેક ચરિત્રના ઐતિહાસિક ગ્રંથો અને કથાવાર્તાનાં નાનાં મોટાં પુસ્તકો હોવાં સંભવિત છે, અને તેવું માનવાનું એટલા ઉપરથીજ બને છે કે જૈનોનું કથાસાહિત્ય–સમુચ્ચયે ગુજરાતમાં પ્રવર્તતા અન્યધર્મીઓના કથાસાહિત્ય કરતાં કોઇ પણ રીતે ઓછું નથી. પ્રસિદ્ધ થઇ ગએલું એ પ્રકારનું સાહિત્ય જ્યારે આટલું મોટું છે, ત્યારે અપ્રસિદ્ધ સાહિત્યના ગ્રંથભંડારમાં બીજાં અનેક જવાહીરો છુપાઇ રહેલાં હશે એમ કેમ ન કહી શકાય ? અસ્તુ ! અત્યારે તો આપણે આપણા હાથમાં જૈન સાહિત્યમાંના જે કથાગ્રંથો બહાર પડી ચૂક્યા છે તે ઉપરથીજ તે સાહિત્યના વિસ્તારનું અવલોકન કરીશું.

કથાઓનું સાહિત્ય જૈનોમાં અન્યધર્મીઓના તે પ્રકારના સાહિત્ય કરતાં કેવળ ભિન્ન પ્રકારનું છે. ઇશ્વરને વ્યક્તિરૂપ માનનારાઓનું કથાસાહિત્ય-લૌકિક કથાસાહિત્ય તેઓનાં પુરાણોમાં જ મુખ્યત્વે કરીને સમાઈ રહેલું છે. પરમાત્માએ પોતાની અતુલ શક્તિ વડે અમુક અમુક પર્વતો તોડી નાંખ્યા, વાયુને વહતો બંધ કરી દીધો, પાણીને થોભાવી રાખ્યું ઇત્યાદિ ચમત્કારોના સૂચનથી એ પૌરાણિક કથાઓ ભરેલી હોય છે અને એ રીતે શ્રોતાઓ ઇશ્વરઉપર અનન્ય શ્રદ્ધા રાખતા થાય તેવો પ્રયત્ન કરવામાં આવેલો હોય છે. જૈન (લોકોત્તર) કથાઓમાં બહુધા શુભ અને અશુભ કર્મોને પરિણામે જીવ કેવી શુભાશુભ જાતિઓમાં પુનર્જન્મ પામે છે તેનું વર્ણન કરવામાં આવેલું હોય છે. અદ્‌ભુત અને ભયાનક રસના સંબંધમાં તો જૈનોની કથાઓ બીજાઓની કથાઓથી કોઇ પણ રીતે ઉતરતી જણાતી નથી, બલ્કે કેટલીક વાર રસપરિપત્તિમાં ચઢીયાતી જોવામાં આવે છે. ગરૂડ પુરાણનો ભયાનક રસ જૈનોની ઘણી કથાઓમાં ઉભરાતો જોવામાં આવે છે. ખાસ કરીને વાર્તાઓમાં ઇશ્વરના સર્વોપરિપણાના અને સર્વવ્યાપકતાના ચમત્કારો કરતાં જીવના-કર્મ પરિપાકથી પરિણમતી નીચ વા ઉચ્ચ ગતિના આલેખ તો શ્રોતાઓને વધારે બુદ્ધિગમ્ય અને અસરકારક માલૂમ પડે છે.

## (૨) ઐતિહાસિક કથાઓ.

ઐતિહાસિક કથાઓના સંબંધમાં જૈન સાહિત્ય ઘણું પછાત જોવામાં આવે છે. જૈન અને જૈનેતર મહાપુરૂષોનાં જે ચરિત્રો પ્રાચીન સમયમાં જૈન આચાર્યોને હસ્તે લખાએલાં છે તે બહુધા કથાના રૂપમાંજ લખાએલાં છે અને તેવી કથાઓનો નાનો સંગ્રહ તેજ જૈનોનું ઐતિહાસિક કથાઓને લગતું સાહિત્ય છે. 'ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર' એ એવા ચરિત્રોના સંગ્રહનો મુખ્ય ગ્રંથ છે. તેમાં તીર્થંકરો, વાસુદેવો, ચક્રવર્તીઓ વગેરેનાં ચરિત્રોની કથાઓ રસિક પ્રાચીન ઢબથી આળેખાયેલી છે. જૈનેતર 'પુરાણો' કરતાં કાંઇક ઉચ્ચ શ્રેણીપર ઉભું રહેતું એ એક જૈનીય 'પુરાણ' છે. દેવપ્રભસૂરિકૃત 'પાંડવચરિત્ર' એ જૈનોનું મહાભારત છે અને તેવુંજ એક જૈન 'રામાયણ' પણ છે, જે 'ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર'માં સમન્વિત છે. તે ઉપરાંત 'ભારતેશ્વર બાહુબલી', 'જગડૂ ચરિત્ર', 'હરિવિક્રમચરિત્ર' એવાં પ્રકીર્ણ ચરિત્ર ગ્રંથો પણ છે. 'કુમારપાળ ચરિત્ર,' 'કુમારપાળ પ્રબંધ,' 'પ્રબંધ ચિંતામણિ,' 'વિક્રમ ચરિત્ર' એ સઘળા ચરિત્ર ગ્રંથો જૈન અને જૈનેતર ઇતિહાસની વાર્તાઓના ગ્રંથો છે. 'દ્વયાશ્રય'ની શૈલી 'દ્વિધા' છે તોપણ તેમાંની વર્ણનશૈલી કાવ્ય અને કથાની મધ્યવર્તિની છે. લીલાવતી, સુલસા, રત્નપાલ, ધમ્મીલકુમાર, ઇત્યાદિને લગતાં ચરિત્રો પણ પ્રાચીન જૈન વાર્તાસાહિત્યમાં લેખાય. આ વર્ગમાં આપાની કેટલીક કથાઓ એવી છે કે જેમને ઐતિહાસિક કે કલ્પિત વર્ગણામાં મૂકવાથી ઉભય રીતે શંકાશીલ રહેવું પડે છે.

## ( ૩ ) રાજકથાઓ.

રાજાઓનાં પરાક્રમો ને કપોલકલ્પિત કથાઓ પણ સામાન્ય લોકસાહિત્યની પેઠે જૈન સાહિત્યમાં પણ ઘણી છે. લોકસાહિત્યમાં જે કથા વાર્તાઓ છે તે કરતાં એ પ્રકારની જૈન કથા વાર્તાઓમાં એક પ્રકારનું વિશિષ્ટ તત્ત્વ રહેલું છે. પરદુઃખભંજન રાજા વિક્રમાદિત્યની ભોજ અને કાલિદાસની કે અકબર અને બિરબલની નાની મોટી વાર્તાઓ પ્રાકૃત જનસ-

માણને બહુ આનંદ આપે છે. આ વાર્તાઓ બહુધા બુદ્ધિચમત્કારવાળી હોય છે અને તેવી વાર્તા વાંચનારાઓ તેમાંથી કાંઈ ઉચ્ચ બોધ લેઇ શકતા નથી, પરન્તુ કિંચિત્ અંશે બુદ્ધિના વિકાસને અનુભવે છે. આ વર્ગણામાં આવતી જૈન કથાઓમાં બુદ્ધિચમત્કાર ઉપરાંત ઉપદેશનું તત્ત્વ પણ ખાસ કરીને ગુંથવામાં આવેલું હોય છે. રાજા વિક્રમાદિત્યની પેઠે શ્રેણિક રાજાના સમયમાં જ બનેલી કથાઓ જૈનોના આ પ્રકારના કથાસાહિત્યમાં વિશેષ ઉભરાય છે. સામાન્યતઃ જે કોઈ રાજા કાંઇ વિશિષ્ટતાવાળો અને પરાક્રમી થઈ ગયો હોય છે તેનાજ સમયની વાર્તાઓ રચાય છે અને ગવાય છે. આપણા નાના મોટા રાસો અને રાસોઓમાં આ પ્રકારનું કથાસાહિત્ય છે અને છેલ્લાં થોડાં વર્ષોમાં તે ઉપરથી ગદ્યવાર્તાઓ પણ લખાય છે. કેટલીકવાર આવા બુદ્ધિ ચમત્કારવાળી કલ્પિત કથાઓને ઇતિહાસ સાથે પણ જોડીદેવામાં આવે છે અને એ માર્ગે શ્રોતાઓને ઉત્તમ પ્રકારે બોધ આપવાનો હેતુ સાધી લેવામાં આવે છે.

આ પ્રકારની એક કથાનું એક દૃષ્ટાંત અહીં લખવું અનુચિત નહિ લેખાય. માળવાના રાજા મુંજરાજની ખોપરીનું એક વિચિત્ર દૃષ્ટાંત જૈન પદ્યસાહિત્યમાં જોવામાં આવ્યું છે. 'પ્રબંધ ચિન્તામણી'માં રાજા મુંજનો એક પ્રબંધ છે, તેમાં જણાવવામાં આવ્યું છે કે, મુંજ ઉપર તૈલપે ચડાઇ કરી હતી અને મુંજને કેદ કરીને તૈલપ પોતાના દેશમાં લાવ્યો હતો. કેદખાનામાં મુંજે તૈલપની વિધવા બ્હેન મૃણાલવતી સાથે પ્રીતિ જોડી હતી. કેટલાક વખત પછી માળવાના મંત્રી રૂદ્રાદિત્યે ત્યાં આવીને એક સુરંગ ખોદાવી તેનું મ્હોં કેદખાનામાં લાવી મુંજને નસાડી લેઈ જવાનો પ્રયત્ન કર્યો, પણ મુંજને તૈલપની વિધવા બ્હેને ફસાવ્યોઅનેમુંજસુરંગમાંનાસતાં નાસતાં પકડાયો. તૈલપે મુંજનેભિખારીના વેશમાં ત્રણ દિવસ સુધી ગામમાં ફેરવ્યો અને પછી તેનો શિરચ્છેદ કરાવ્યો. તેનું મુડદું જંગલમાં રઝળતું રહ્યું. તે મુડદું તો પશુ પક્ષીઓ ખાઇ ગયાં પણ હાડકાં પડ્યાં રહ્યાં. એકવાર કોઈ એક વણિક એ જંગલને માર્ગે નીકળ્યો તો તેણે મુંજની ખોપરી જોઇ અને તે ખોપરીના કપાળમાં "શું વીતી શું વીતશે" એ પ્રકારના કુદરતી અક્ષરો જોયા ! મુંજને માથે ઘણું ઘણું વીત્યું હતું, પરન્તુ આ ખોપરીને માથે વળી બીજું વીતવાનું રહ્યું હશે ? એવો કૌતુહલિક પ્રશ્ન તે વણિકના મગજમાં ઉપસ્થિત થતાં તેણે તે ખોપરી ઉપાડી લીધી અને ઘેર લાવીને તેને એક પેટીમાં સુરક્ષિત રાખી. રોજ સ્હવારમાં ઉઠીને તે વણીક પેટી ખોલીને ખોપરી જોતો હતો-એવું જાણવાના હેતુથી કે એ ખોપરીપર આખા દિવસમાં કાંઇ બીજું વીત્યું છે કે નહિ. રોજ આ પ્રમાણે જોવાથી વણિકની સ્ત્રીને સંશય ઉત્પન્ન થયો. પેટીમાં ખોપરી છે એ વાત તે જાણતી નહોતી. તેણે પતિની ગેરહાજરીમાં પેટી ખોલી અને તેમાં ખોપરી જોતાંજ તે આશ્ચર્ય સાથે પતિ ઉપર ક્રુદ્ધ બની પોતાનો પતિ ખોપરી જેવી અપવિત્ર વસ્તુને લાવીને પેટીમાં મૂકે એ વાત તે ધર્મશીલ સ્ત્રીથી સહન થઈ શકી નહિ. તેણે ખોપરી લઈ લીધી અને તેને ખાંડીને તેનો બારીક ભૂકો કર્યો. તે સ્ત્રીને પતિ ઉપર એટલો ક્રોધ આવ્યો હતો કે તેજ ખોપરીનો ભૂકો રોટલી, દાળ, કઢી વગેરેમાં મિશ્રિત કરીને તેમાં સ્વાદિષ્ટ બીજા પદાર્થો ઉમેરીને પતિને જમાડ્યું ! જમ્યા પછી વણિકે પેલી ખોપરીની તપાસ કરી તો પેટીમાં જડી નહિ. તેણે પોતાની સ્ત્રીને એ સંબંધી પૂછ્યું તો તેણે કહ્યું: " રોજ રોજ જે ચીજનું તમે દર્શન કરતા હતા તે ચીજ મેં તમારા પેટમાંજ સોંપી છે, કે જેથી તમારે દર્શન કરવાની

જરૂર રહે નહિ ! એવી અપવિત્ર વસ્તુ ઘરમાં લાવતાં તમે જરાએ વિચાર પણ ન કર્યો?" વણિકે કૃત્રિમ વમન કરીને સઘળું ખાધેલું બહાર કાઢ્યું. એ પ્રમાણે મુંજની ખોપરીની વિલક્ષણ અવસ્થા થઈ !

આ અતિશયોક્તિ ભરેલી વિચિત્ર અને કલ્પિત વાર્તા જોડી કાઢવામાં લેખકનો આશય મુંજના કર્મની ગતિની વિચિત્રતા બતાવવાનો છે. મુંજ વિદ્વાન્ અને પરાક્રમી હતો, પરન્તુ તેણે એવાં અવિચારી કાર્યો કર્યાં હતાં કે એ કર્મોનાજ પરિપાકથી તે અત્યંત હીન અવસ્થામાં મરણ પામ્યો હતો. એક રાજા એ રીતે મરણ પામે, તેનું મુડદું પણ રઝળતું રહે અને વળી તેની ખોપરી પર પણ અનેક વીતક વીતે એ કર્મપરિપાકની વિચિત્ર અને ગહનગતિ બતાવવાના આશયથી બુદ્ધિચમત્કારના અતિરેકવાળી એ કથા ગુંથવામાં આવેલી જણાય છે.

## (૪) વૈરાગ્યોપદેશક કથાઓ.

જૈનોનું લગભગ સઘળું સાહિત્ય વૈરાગ્યોપદેશક છે, તે સાથે જૈનાચાર્યોએ અને જૈન મુનિઓએ ગુંથેલી કથા—વાર્તાઓ સર્વાંશે વૈરાગ્યોપદેશક માલૂમ પડે છે. ઐતિહાસિક કથાઓ, રાજકથાઓ, ચમત્કારિક કથાઓ એ સર્વમાં પરિણામે વૈરાગ્યનેજ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને તેથી પ્રસંગોપાત રસની વિવિધતા જોવામાં આવે છે છતાં તેનો અંત તો વૈરાગ્યમય શાન્તરસમાંજ આપવામાં આવેલો હોય છે. ઘણા શૃંગારરસથી ભરેલા રાસો પણ અંતિમ વિભાગમાં વૈરાગ્યજનક અસરોથી ભરપૂર માલૂમ પડે છે. " જૈન " શબ્દમાં સમાએલો ઉચ્ચ હેતુ—ષડ્રિપુ ઉપર જય મેળવી મોક્ષગતિને પામવાનો છે તે-જૈન સાહિત્યના પ્રત્યેક અંગમાં આ રીતે પ્રાધાન્ય ભોગવતો માલૂમ પડે છે. જૈન આચાર્યો અને મુનિઓએ રચેલી કોઇ દાળ કવિતા કે વાર્તામાં વૈરાગ્યમય પરિણામ વિના બીજું કશું જોવામાં આવશે નહિ, એ બાબત " જૈન " શબ્દ ઉપર તેઓનું કેવું અનિમેષ ધ્યાન લાગી રહ્યું હશે તેનું સૂચન કરનારી થઇ પડે છે. કથાઓના આલેખનમાં પરિણામ વૈરાગ્યમય લાવવા છતાં આ લેખકો રસપરિપત્તિ કરવાની શક્તિમાં ન્યૂનતાવાળા જણાયા નથી. કરૂણા અને શાન્તરસ તરફ તો તેઓનો સ્વભાવ સહજ દોરાએલોજ હોય છે, પરન્તુ શૃંગાર, હાસ્ય અને ભયાનક રસમાં પણ તેઓ સારી રીતે આગળ વધેલા જણાયા છે. બિભત્સરસ કથાવાર્તાઓના પ્રસંગમાં બહુ ઉભરાતો નથી, તેથી તે રસ સ્વલ્પ જણાય છે. આ રીતે જૈનોનું કથાસાહિત્ય રસમયતાના ધોરણથી પણ ભાષા ઉપર મોટા ઉપકાર કરનારૂં જણાય છે.

## (૫) ચમત્કારિક કથાઓ.

અસંભવ દોષથી ભરેલી ચમત્કારિક કથાઓ સામાન્ય લોકસમાજને માટે ગુજરાતી સાહિત્યમાં બહુ ઉભરાવા લાગી છે અને એવી કથાઓ ગદ્દન વિચારોવાળી કથાઓ નહિ સમજી શકનારાઓને બહુ આનંદ આપનારી થઈ પડે છે. આવી કથાઓ જૈન સાહિત્યમાં છે ખરી પરન્તુ અન્ય કથાઓના પ્રમાણમાં બહુ થોડી છે. વસ્તુતઃ લોકોત્તર કથાઓ ચમત્કારથી ભરેલી જણાય છે, પરન્તુ તે કથાઓ અર્થવિનાના ચમત્કારો બતાવવા માટે રચાએલી હોતી નથી. ઉચ્ચ હેતુમય દૃષ્ટિથીજ જૈન કથાસંપદ લખાએલી હોવાથી આવી વાર્તાઓ જૈન સાહિત્યમાં નથી. આ પ્રકારની વાર્તાઓ લોકો ઉપર કાંઇ ઉપકારક અસર કરનારી હોતી નથી અને પરોપકાર કરવા માટે દિક્ષિત થએલા જૈન મુનિઓએ એજ કારણથી

વ્યર્થ કાળક્ષેપ કરનારી એવી કથાઓ ગુંથી જાણાતી નથી. ક્ષણિક આનંદ આપવાને અને મગજને સ્વપ્નવત્ ઘટનાઓમાં ગુંચવી મેલવાને આ વાર્તાઓ કામે લાગી શકે ખરી, પરન્તુ જૈન દષ્ટિને એ પ્રકારનું સાહિત્ય અગત્યનું લાગ્યું જણાતું નથી.

### (૬) સાંસારિક કથાઓ અને (૭) નવલ કથાઓ.

નવું સાહિત્ય ઉત્પન્ન કરવું એ કાર્ય જાણે કે એકલા ત્યાગીઓનુંજ હોયની, તેવી માનીનતા જૈનવર્ગમાં વિશેષ પ્રસરેલી માલૂમ પડે છે. પ્રાચીન સમયમાં તો એ કાર્ય જૈન મુનિઓએ કર્યું છે અને હાલમાં ત્યાગી અને સંસારી ઉભયવર્ગ એ કાર્યમાં પડેલા છે. જૈન સંસારી વર્ગ જ્યારથી સાહિત્યપ્રવૃત્તિમાં પડ્યો છે, ત્યારથી જૈન નવલકથાઓ લખવાનું ક્ષેત્ર ઉઘડ્યું જણાય છે. જૈનોનો ત્યાગી માર્ગ ઘણો કઠિન છે. ગ્રંથલેખનમાં એ મુનિઓ માત્ર **ઉપદેશ** શૈલીથી જ લખી શકે તેમના નિયમો પ્રમાણે **આદેશ** શૈલીને તેઓ ગ્રહણ કરી શકતા નથી. આ કારણથી શુદ્ર સાંસારિક કથાઓ મુનિ વર્ગને હસ્તે લખાએલી ભાગ્યેજ જોવામાં આવે છે. પ્રાચીન સમયની તેવી કથાઓ તો છેજ નહિ અને હાલમાંએ તે તરફ મુનિવર્ગની પ્રવૃત્તિ અતિ ન્યુન છે. ત્યાગી માર્ગ જેવી રીતે ઉત્તમ છે તેવી રીતે ગૃહસ્થ માર્ગ તેની કથાએ ઉત્તમ છે. સફળ રીતે સંસાર ચલાવવો અને ધર્મ તથા નીતિથી સંસારમાં વિચરવું એ માર્ગ મનુષ્યત્વને સફળ કરનારો છે એવો ઉદાર મત વિદ્વાનો પ્રતિપાદન કરે છે, પરન્તુ જૈન ત્યાગી વિદ્વાનો તેને સંમત થતા નથી તેથી તેઓએ સંસારનો ઉપદેશ કરનારી વાર્તાઓ કે રાસો લખેલાં નથી. ઉત્તમ શ્રાવકધર્મનું દર્શન કરાવનારા પ્રસંગો પસંદ કરીને તે વિષે ઘણીવાર લંબાણથી લખવાનું તેઓએ સ્વીકાર્યું છે, પરન્તુ છેવટે ત્યાગ માર્ગને સર્વોત્તમ ગણી 'નારી તો નરકની ખાણ છે' અને 'સંસાર વિષનો કૂપો છે' એવા ઉપદેશો આપ્યા છે અને તેથી આજકાલનો યુવક વર્ગ અને અન્યમતીઓ જૈન વાર્તાઓના સંબંધમાં 'પ્રેજ્યુડીસ' (વહેમ) ધારણ કરવા લાગ્યા છે. સંસાર દુઃખ્ખો છે એવો એકાન્ત ઉપદેશ જગતમાં સર્વથા પ્રિય થઇ શકે નહિ. તાત્વિક દષ્ટિથી જો સંસાર દુઃખ્ખોજ હોય તો તેને રસમય બનાવીને મનુષ્યત્વને સફળ કરવાનો માર્ગ સૂચવવો એ વિદ્વાનોનો પરમ ધર્મ છે. મુનિઓનો પણ એ એક પ્રકારનો ધર્મ છે, તેવું ખુલ્લી રીતે કહેવાને માટે પણ હજી ઘણું કરીને એકાદ સૈકાની જરૂર પડશે !

જૈન નવલકથાઓ તરફ જૈનસમાજની અભિરૂચિ વધતી જતી હોય એમ તો ખુલ્લું જણાય છે. કેટલીક નવલકથાઓ ઉત્તમ પ્રકારની પણ બહાર પડી છે અને જૈન લેખક મુનિઓ પણ આ નવી રોશનીની અસરવાળા થએલા જણાય છે. પ્રાચીન જૈનકથાઓ નવલકથાની ઢબમાં લખાવા માંડી છે અને તેવું સાહિત્ય એકદમ વધી જવાનો તો સંભવ નથીજ, તોપણ એ માર્ગે જે કાંઇ પ્રવૃત્તિ થાય છે તે આશાજનક લાગે છે. નવલકથાઓ દ્વારા ઉપદેશનો પ્રચાર કરવામાં વધુ સફળતા મળી શકે છે એ તથ્ય પાશ્ચાત્ય લેખકોની પેંઠે જૈન લેખકો અને મુનિઓને પણ અનુભવસિદ્ધ થશે, ત્યારેજ એ તરફ વિશેષ પ્રમાણમાં પ્રવૃત્તિ થશે, તે સિવાય–પારકા અનુભવને પ્રમાણભૂત માનીને એ દિશાએ આગળ વધવાનું જૈન વર્ગને રૂચે તેવું લાગતું નથી. સાંસારિક કથાઓ અને નવલકથાઓનું સાહિત્ય જમાના તરફ દષ્ટિ કરતાં સારી પેઠે લોકોપકારક થઇ પડવાનો સંભવ છે, પરન્તુ તેના સંબંધમાં તો આ પ્રમાણે જૈન કથાસાહિત્યની હીન દશા છે. અમારા મુનિઓ ઉદાર થાય અને જૈનો સંકુચિત વિચારોને ત્યજીને એ પ્રકારના સાહિત્યને ઉત્તેજન આપવા માંડે તોજ તે સાહિત્ય વૃદ્ધિ પામે.

કંઈક અંદરથી સ્વાભાવિક રીતેજ આવે એવું થાય છે અને તે અટકાવ્યા વિના વહેવા દેવું એજ કર્તવ્ય છે.

અને, એ વાત તો આપણને પ્રભુના દેવદૂતે—તમારા બાળકે પણ બહુ મઝાથી તાજી કરાવી હતી કે, 'પ્રાથમિક લાગણી એમની પ્રભુની આવે છે અને તદેતર—તદુત્તર લાગણી રાક્ષસની આવે છે.' મ્હને પ્રાથમિક લાગણીને અનુસરવાને પ્રભુના આદેશ જેવું સહમન્તવ્ય છે.

ગૃહસ્થ ધર્મનું જીવન ભોગવતાં તમો દમ્પતિને જોયાં, અને તે પછી બીજૂં જોડું જોયું. તમારે ત્યાં આવતા પ્હેલાં એક તરતનાં દમ્પતિને આછી નજરે જોયાં હતાં. આજ પ્હેલાં પણ તમો દમ્પતિને તેમજ બીજાં કોઈ યુગ્મમિત્રોને જોયાં હશે પણ આ વખતે તો તપોવનમાંથી અહીં ઉતરી આવ્યો ત્યારથીજ પ્રેક્ષકની નજર લાધેલી હતી. અને તેથી દુનિયાને અને સૌને જુદી વસ્તુ તરીકે બહુ સ્પષ્ટ જોઈ શકતો હતો. અને તે પરથી જે વિચાર પામ્યો છું તેજ કહું છું.

દમ્પતિ જ્યાં પ્હેલાં શરીરથી અને પછી અન્દરથી જોડાય એવું ચાલે છે ત્યાં કૌટુમ્બિક નિયન્ત્રણો પણ આવશ્યક મનાય છે. બાહ્ય નિયન્ત્રણો પણ જૂઠા પાયા ઉપર કદાપિ નથી રચાતાં. રચાય છે તો તે નિશ્ચિત સમયમાં હમેશ ઉચ્છેદાય છે. આન્તર લગ્નનાં જે નિયમનો છે, જે સ્વાભાવિક લક્ષણો છે તેને અનુસરીને જ બાહ્ય લગ્નનાં નિયમનો તત્ત્વવેત્તાઓએ ઠરાવેલાં છે.

હિંદુસ્તાન એ અને એવી બીજી ઘણી બાબતોમાં પૂર્વ કાલમાં વસ્તુ પામેલું હતૂં. ઈંગ્લન્ડ હજી યે ઘણી બાબતોમાં બાળકજ છે. અલબત્ત હાલ હિન્દ ભૂલી ગયું છે પણ તેથી શાસ્ત્રો જૂઠાં નથી પડતાં.

આન્તર લગ્ન અને બાહ્ય લગ્ન પરસ્પર સંબન્ધી છે—બહુજ સંબન્ધી છે. લગ્નની કુંચી-ગુહ્ય એકજ છે અને તે, મ્હારા નમ્ર માનવા મુજબ, કાલાબાધિત તેમજ સ્પષ્ટ થઈ શકે તેવી છે.

આન્તર લગ્નમાં, આપણે જોઈ શકીએ કે, ઉષ્માની પ્રેરક 'સ્ત્રી' છે, અને તે આકર્ષક છે. "હૃદય" તે છે. "સ્નેહ" તે છે. અને પ્રાથમિક વિધાયક બનીને તે "સ્નેહ" ખેંચે છે. અને તેની ઉષ્માની શક્તિનું વિધેય "પુરૂષ" હૃદય છે, તે 'પ્રકાશ' છે. તે 'જ્ઞાન' છે. તે 'બુદ્ધિ' છે. તે 'ડહાપણ' છે. તે ખેંચાય છે અને એ પ્રમાણે ઉષ્મા અને પ્રકાશનું સંલગ્ન તેજ બરૂં આન્તર લગ્ન અને તેની પરિણામક શક્તિમાંથી **હિત** અને **સત્ય**નાં શિશુ જન્મે છે. અને એવાં આન્તર લગ્ન શાશ્વત છે—શાશ્વત ફલ દે છે. **સ્વેડનબર્ગ** એ બહુ સારી રીતે કહે છે. લગ્નના—સપ્તપદીના મન્ત્રો પણ વિચારવાથી વધારે પ્રકાશ આપણે મેળવી શકીએ.

પુરૂષ 'પુરૂષ' છે; સ્ત્રી 'સ્ત્રી' છે. અને બુદ્ધિ, જ્ઞાન, ડહાપણ, આસ્થા અને સત્ય એ પુરૂષનાં તેમજ સ્નેહ, દયા, માર્દવ, કોમલતા એ સ્ત્રીનાં સ્વભાવતઃ લક્ષણો છે અને આ લક્ષણો જ્યાં આન્તરમાં યથાસ્થિત પરસ્પર સંલગ્ન થાય છે ત્યાંજ આન્તર સંયોજન પણ થાય છે. અને એ ન થઈ શકે તો આન્તરલગ્ન ભાગ્યેજ હોઈ શકે.

સ્ત્રીના સ્નેહથી ખેંચાનાર પુરૂષના જ્ઞાનને પણ સ્ત્રી ખેંચનાર છતાં-પણ આધીન હોય છે. અને એટલા માટેજ તેઓ આન્તરમાં પરસ્પર એક થવાને પાત્ર હોય છે.

બાળ લગ્નો પણ આજ પાયા પરજ-એતદ્દેશીય તત્વજ્ઞાનીઓએ વિચાર્યાં છે.

સ્ત્રી-પુરૂષના સમાન હકની પોક આ દેશમાં બહુ જોરથી મેસર્સ **મલબારી-ભાંડાર-કર** અને બીજા આપણા હિતચિન્તક અગ્રણીઓએ પાડેલી, પણ તે તો જાણે કેવળ જુદી છે. વિલાયત એ બાબતમાં બહુ અજાણ છે અને તેથી વસ્તુ-વિચાર યથાર્થ કરવાને અત્યારે પાત્ર પણ નથી. પાર્લમેન્ટમાં સ્ત્રીઓ ઉમેદવારી કરી શકે કે નહિં, એ સવાલનો નિર્ણય ગમે તે આવે; પણ જે કાર્યો પ્રકાશમાંથી-પ્રકાશદ્વારા અને પ્રકાશનાંજ ઉદ્‌ભવે છે તે કરવાને 'સ્ત્રી' નું સ્વતન્ત્ર હૃદય, કદાપિ, લાયક ઠરાવી શકાય નહીં. પુરૂષ હૃદયજ તે સ્વતન્ત્રપણે કરી શકે. અને તેજ પ્રમાણે જે કાર્યો ઉષ્મામાંથી, ઉષ્માદ્વારા અને ઉષ્માનાં છે તે કરવાને પુરૂષ હૃદય સ્વતન્ત્રપણે, કદાપિ, લાયક થઇ શકે નહિં. ગમે તેટલાં બુદ્ધિ, ડહાપણ હોવા છતાં પણ પુરૂષ હૃદય લાયક થઈ શકે નહિ.

અને કારણ સ્પષ્ટજ છે. પુરૂષ ' પુરૂષ ' થવાને-પુરૂષ રહેવાને સરજાયો છે. અને સ્ત્રી તે 'સ્ત્રી' થવાને-'સ્ત્રી' રહેવાને.

અને, આ પ્રમાણે ન હોય ત્યાં આન્તર લગ્ન નથી હોતું.

આપણે અહીં હાલ લગ્ન નથી. કેમકે પુરૂષમાં 'પુરૂષ ' નથી. અને સ્ત્રીમાં 'સ્ત્રી' નથી. સ્ત્રી 'પુરૂષ' બનવા મથે છે અને પુરૂષમાં ' પુરૂષ ' હોય અથવા તે ' સ્ત્રી ' બનતો હોય તો પણ એ 'લગ્ન' સમ્ભવિત નથી. તેમજ ' સ્ત્રી ' માં ' સ્ત્રી ' હોય, અને પુરૂષમાં 'પુરૂષ' ન હોય તો પણ એ લગ્ન સમ્ભવિત નથી.

આર્ય લગ્નમાં સ્ત્રીમાં ' સ્ત્રી ' હતી. પુરૂષમાં ' પુરૂષ ' હતો. અને તેથી આન્તરને સમરૂપ તે બાહ્ય લગ્નોનાં નિયમનો નિમન્ત્રેલાં હતાં. સીતામાં ' સ્ત્રી ' હતી. અને ' રામમાં ' પુરૂષ ' હતો. એકમાં ' હૃદય ' હતું, બીજામાં 'બુદ્ધિ-જ્ઞાન ' હતું. એકમાં માર્દવ હતું. બીજામાં વીર્ય હતું. એ લગ્ન હતું. એકમાં શાસક-નિયામક શક્તિ હતી, બીજામાં અધીનતા હતી. આપણાં લગ્નો તેજ હતાં. અને તે જ આર્ય પ્રજામાં આર્યત્વ ઉપજાવનારાં હતાં. હાલ પ્રજાત્વ નથી, કેમકે હાલ લગ્ન નથી. હાલ વીર્ય નથી, કેમકે હાલ પ્રજા વર્ણસંકરત્વમાંથી નીપજે છે, લગ્નમાંથી નહીં.

અને પતિપત્નીનું બાહ્ય લગ્ન પણ હવે તો સ્હમજી શકાય.

સ્નેહ, દયા અને માર્દવ સ્ત્રીમાં ન હોય એ સ્ત્રીમાં 'સ્ત્રી' નથી. બુદ્ધિ, જ્ઞાન, ડહાપણ હોવા છતાં પણ એમાં 'સ્ત્રી' તો નથીજ. સ્ત્રીમાં 'સ્ત્રી' હોય; સ્ત્રીએ 'સ્ત્રી' થવાનું છે. સ્ત્રીમાં ' સ્ત્રી ' હોય તો એ પુરૂષમાંના 'પુરૂષ'ને ખેંચી શકે, લગ્ન માટે નિમન્ત્રી શકે.

પુરૂષમાં બુદ્ધિ, ડહાપણ, જ્ઞાન વગેરે હોય તો તે ઉષ્માથી ખેંચાતા છતાં—ખેંચાયા છતાં—નિમન્ત્રણ સ્વીકાર્યા છતાં-ઉષ્મામાં પ્રકાશ ભરી શકે.

સ્ત્રી પુરૂષમાંથી જ્ઞાન, ડહાપણ અને નિયન્તૃત્વ સ્વિકારે. એનામાં તે છેજ નહીં. અને છે તો તે પુરૂષનું તે જ, પુરૂષમાંથી મળેલું તે જ.

પુરૂષ સ્ત્રીમાંથી સ્નેહ, દયા, મૃદુતા સ્વીકારે. એનામાં તે પોતાનું છે જ નહીં.

અને એ લગ્ન અને એ એકતા અને એજ પૂર્ણતા. એમાં જેટલી જેટલી ઉણપ તેટલી તેટલી લગ્નમાં અપૂર્ણતા.

અને હવે એનો એ વિચાર જરા ફરીથી કરી જઈએ. પુરૂષ જ્યાં "પુરૂષ" છે—થતો હોય છે અને "સ્ત્રી" થવાને સરજાએલી સ્ત્રી પણ—"સ્ત્રી" નહીં પણ—પુરૂષ થવાને મથતી હોય છે, ત્યાં લગ્ન નથી: ત્યાં લગ્ન નથી એટલે લગ્ન સ્નેહ નથી. લગ્ન સ્નેહ નથી એટલે સ્વર્ગ નથી. ચોખ્ખું નરક છે. બન્ને "પુરૂષ" થવા મથે ત્યાં નારકી શાસન ચાલે એ સ્વાભાવિક નથી ? એ નારકી શાસનના નિયન્ત્રણ નીચે ઉછરતી પ્રજા વર્ણસંકર નથી ?

આપણા દેશની હાલ કાંઇક આવી દશા નથી લાગતી ?

એને બીજી રીતે જોઇએ. સ્ત્રીમાં "સ્ત્રી" હોય—સ્ત્રી "સ્ત્રી" થવા મથતી હોય, છતાં પુરૂષમાં "પુરૂષ" ન હોય—પુરૂષ "પુરૂષ" થવાને મથતો ન હોય ત્યાં કઇ સ્થિતિ હોય ? પ્રજોત્પત્તિ નિર્વીર્ય—નપુંસક ન હોય ?

આપણે અહીં કંઇક આવું પણ છે. સ્ત્રીમાં "સ્ત્રી" અને પુરૂષમાં "પુરૂષ" હોય ત્યાંજ અન્તર અને બાહ્ય બન્ને પ્રકારનાં લગ્નમાં સફલ સન્તતિ હોઇ શકે. અને આપણે અહીં બાહ્ય લગ્નોનાં હજી એવાં દૃષ્ટાન્તો પણ છે. ગુજરાતમાં, અલબત્ત, થોડાં છે. અને એના પ્રમાણમાં પંજાબ, બંગાલ અને હિન્દના બીજા ભાગોમાં એવી સફલ સન્તતિ ઉત્પન્ન થાય છે. બાહ્ય લગ્નોમાં અન્તરને અનુરૂપ નિયન્ત્રણો હિન્દમાં હજી ઘણાં દૃષ્ટાન્તો પરથી સિદ્ધ થઇ શકે.

પણ ઘણે ભાગે તો વર્ણસંકર અને નપુંસક પ્રજોત્પત્તિ કરાવવારાં લગ્નો જ છે. કેમકે સ્ત્રી "સ્ત્રી" નહીં પણ "પુરૂષ" બનવાને મથે છે, અને તેમ નહીં તો પુરૂષ "સ્ત્રી" બનવાને મથતો હોય છે.

આવાં આપણાં લગ્નો માત્ર આમુષ્મિક હિતનાં વિરોધી છે એમજ નથી; ઐહિક અને આમુષ્મિક બન્ને પ્રકારનાં ધર્મકર્તવ્યોનાં તે ઉચ્છેદક છે.

અને, આપણાં હાલનાં "ગૃહ" મીઠાં-મધુરાં ( Sweet Homes ) કેમ નથી વારુ ? તે સ્વર્ગ કેમ નથી ? તે આહ્‌લાદપ્રેરક કેમ નથી ? રસીલાં કેમ નથી ? શા માટે સુકાં અને કોરાં છે ?

એટલા માટેજ કે, દમ્પતિ સ્ત્રી અને પુરૂષનું યુગ્મ નહીં, પણ આન્તરમાં પુરૂષ પુરૂષનું અથવા સ્ત્રી સ્ત્રીનું લગ્ન થતું જતું હોય છે—આપણી "સ્ત્રી" આન્તરમાં 'ઉષ્મા' ગુમાવતી જતી હોય છે અને "પુરૂષ"માંથી 'પ્રકાશ' સ્વીકારતા જવાને બદલે તે પોતાના પ્રકાશ નામધારી કોઇ જુદા લક્ષણને 'પુરૂષ'માં ભરવાને અને પોતામાં પણ પ્રેરવવાને મથતી હોય છે. આનું નામ શું કહેવાય તે મ્હને માલુમ નથી.

ઓ બન્ધુ ! ત્હમારે ત્યાંથી છુટા પડ્યા પછી મ્હને આખી વાટ આજ બધા વિચારો આવેલા અને એ વિચારો આવે એ સ્વાભાવિક હતું એ ત્હમે તો બહુ સારી રીતે સમજી શકશો.

# નૈતિક અને ધાર્મિક શિક્ષણ.

લખનાર:-રા. રા. હુકમચંદ હરજીવન મણિઆર. M. A. L. L. B.

આધુનિક સમયમાં ઈંગ્લીશ કેળવણી લેનાર યુવક વર્ગ તરફ અને તેજ પ્રમાણે તેઓ મોટી ઉમરના થાય ત્યારે પણ તેમના સંબંધમાં એવી ફર્યાદ કરવામાં આવે છે કે તેઓને સ્વધર્મ સંબંધી જ્ઞાન જરા પણ હોતું નથી. કેટલાક સુંદર અપવાદો શિવાય આ વાતમાં કાંઈક સત્ય સમાયેલું છે, તે વાતની ના કહી શકાય તેમ નથી. એક તો દુર્દૈવવશાત્ અધુના ભારતવર્ષમાં ધર્મો-પંથો અને ઉપપંથો એટલા બધા વધી ગયા છે કે તેમની ગણત્રી સેંકડોથી થવા જાય; જ્યારે બીજી બાજુથી સાર્વજનિક લાભાર્થે ચલાવવામાં આવતી સરકારી શાળાઓ અને મહાશાળાઓમાં તે બધા પંથોના શંભુમેળાને માટે બંધબેસતી કાંઈપણ ગોઠવણ થવી તદન અશક્ય અને અસંભાવ્ય લાગે છે. પોતાના બાળકોને પોતાનાજ ધર્મનું-પંથનું-શિક્ષણ આપવું એવી દરેક સુજ્ઞ અને સુહૃદ માતાપિતાએ પોતાની પવિત્ર ફરજ માનવી જોઈએ. પાશ્ચાત્ય પ્રજાઓ અર્વાચીન સમયમાં પોતાના બાળકોને ધાર્મિક શિક્ષણ કેવી રીતે આપે છે તે તરફ નજર કરશું તો, અને પ્રાચીન સમયમાં આપણા આર્ય વડવાઓએ આ વિષય પરત્વે શું શું પ્રબંધો રચ્યા હતા તેનું નિરીક્ષણ કરશું તો જણાશે કે વડિલો અને ધર્મોપદેશકોનેજ માથે આ મહત્વની અને અર્થસૂચક ફરજ રાખવામાં આવેલ છે. પ્રજાની નીતિરીતિ સુંદર બને, પ્રજામાં ધાર્મિક લાગણીઓ સુદૃઢ રહે, અને ઐહિક અને પારલૌકિક સુખસંપત્તને માટે લાયકાતવાળા બનવા લોકો સુવિનીત અને સત્ ચારિત્ર્ય-સંપન્ન બને તે જોવા, તેવો પ્રબંધ રચવા, અને તત્સંબંધી સતત્ પ્રયાસ કરવા માટેજ ધર્મગુરૂઓનું અસ્તિત્વ જરૂરનું અને ઉપયોગી ગણાય; પણ જો પોતાના વિશેષ સિદ્ધાંતોનું શિક્ષણ અજ્ઞાત શિશુજનોને અને ખિલતી પ્રજાવાન્ યુવકોને ન અપાય તો પછી માત્ર સ્વોદર પુરનાર સ્વામીઓ અને સાધુઓનું શું પ્રયોજન ? શા માટે તેવા બિનઉપયોગીઓને પોષવા ? આવા આવા વિચારો મનમાં વારંવાર આવતા હોવાથી, "હેરાલ્ડ"ના વિદ્વાન મંત્રી તરફથી "કાંઈક" લખવાનો આગ્રહ થતાં સ્વધર્મની સેવા કરવાને માટે યોજવામાં આવેલ આ પત્રમાં આ વિષય પરત્વે મારા છૂટાછવાયા વિચારો રજુ કરવાનું સુગમ અને પ્રાસંગિક પણ લાગ્યું.

બીજા પ્રકારના એટલે કે "વિશેષ" ધર્મમાં આ સામાન્ય ધર્મની છાપ લોકસમૂહના ચંચળ મગજ ઉપર કેવી રીતે સચોટ પાડી શકાય-કેવા કેવા પ્રબંધો રચવાથી મનુષ્ય પ્રમાદ કરતો અટકી શકે-અગર તો તેને તેમ કરતો અટકાવી શકાય તેનો નિર્ણય કરી જુદાજુદા મતમતાંતરવાળાઓએ સ્વમત્યનુસાર રચેલ જુદાજુદા આચાર પ્રયોગો જેવા કે, અમુક રીત્યા ઇશ્વરોપાસના અને પ્રાર્થના કરવી, અમુક પ્રકારના સૂચક ચિન્હો ધારણ કરવાં, અમુક પ્રકારે પ્રાણાયામ સામાયિક ઇત્યાદિદ્વારા હૃદય અને મનને શુદ્ધ અને દૃઢ બનાવવાં, "આહાર તેવો ઓડકાર" એ સૂત્રાનુસાર કેવો કેવો ખોરાક ક્યારે ક્યારે ખાવો અને ક્યારે ક્યારે વર્જવો, કેવા પ્રકારનો વ્યવહાર રાખવો અને કેવા પ્રકારને ત્યાજ્ય ગણવો ઇત્યાદિનો સમાવેશ થઇ જાય છે.

આમ વિચારતાં આપણા પ્રસ્તુત વિષયપરત્વે એક પ્રકારની સુગમતા લાગે છે. કારણ "સામાન્ય" ધર્મ માત્ર નીતિના સર્વમાન્ય મૂળતત્વોમાંજ સ્થિત થતો હોવાથી તેના ઉપદેશ અર્થે પ્રબંધ રચવાનું કાંઈ મુશ્કેલ નથીજ. આ પ્રકારનું "નૈતિક" (Moral) શિક્ષણ તો આધુનિક શાળાઓ અને મહાશાળાઓમાં કંઈક અંશે અપાય છે, જો કે તેમાં હજુ વિશેષ સુધારા વધારાને સ્થાન છે ખરૂં. આપણને જાણીને હર્ષ થાય છે કે, આ દિશામાં ખંતીલા પ્રયાસોની શરૂઆત અત્યાર આગમજ થઇ છે. આપણે આ વિષયપરત્વે માત્ર એટલુંજ કહી સંતોષ માનશું કે નીતિનાં જુદાં જુદાં અંગોનું રંગીન ચિત્ર આલેખી નિબંધના રૂપમાં શિશુઓની સમક્ષ રજુ કરવાના કરતાં, અમુક અમુક પ્રકારના સદ્વર્તન રાખનાર મનુષ્યોએ ઇતિહાસનાં પાનાઓ ઉપર પોતાના જ્વલંત અને આહ્લાદક કીર્તિસ્થંભો કેવા સુંદર રીતે રાખેલ છે તે ભૂતકાળમાં બનેલ બનાવોના દાખલા અને આદર્શ મહાપુરૂષોનાં જીવનવૃત્તાંતોદ્વારા તેમને વધારે સહેલાઇથી અને વધારે ફલપ્રદ રીતે સમજાવી શકાશે; તેજ પ્રમાણે ખરાબ વર્તન રાખનારાઓનો કેવો ફેજ ભૂતકાળમાં થયેલ છે અને આધુનિક સમયમાં થાય છે તે પણ બનેલ બનાવોના વર્ણનદ્વારાજ વધારે સુદૃઢ રીતે સમજાવી શકાશે. તેટલા માટે સરલ ભાષામાં ઇંગ્લીશ Moral Class Books ની પદ્ધત્યાનુસાર નાની નાની વાર્તાઓ અને આખ્યાયિકાઓ, ગદ્ય અને પદ્યમાં રચી બાલકોને તે વાંચવા આપી તેનો અભ્યાસ કરતા તેમને શિખવવાની આવશ્યકતા ખાસ પ્રતીત થાય છે.

ત્યારે હવે વાત રહી "વિશેષ" ધર્મની શરૂઆતમાંજ આપણે કહી ગયા છીએ કે કમભાગ્યે હાલમાં ભારતવર્ષમાં અસંખ્ય નિરનિરાળા પંથો અને ઉપપંથો ઉભરી નિકળ્યા છે. "કપાળે કપાળે જુદી મતિ" તે કહેવત અનુસાર, આ બધાના આચાર પ્રયોગો, કર્મકાંડો કેટલેક અંશે નિરનિરાળા હોય છે. સાધારણ બુદ્ધિથી વિચાર કરતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે એકજ સાધ્યની સાધનાર્થે જુદા જુદા મનુષ્યો બુદ્ધિભેદને લઇને જુદા જુદા સાધનની મદદ લે છે, છતાં લક્ષ્ય તો એકજ હોય છે; તેજ પ્રમાણે ધર્મનો હેતુ એક હોવા છતાં જુદા જુદા મતાવલંબીઓ જુદાં જુદાં સાધનોને પ્રાધાન્ય આપે છે, પણ તેથી કાંઇ આશય જુદો નથી હોતો. છતાં દુરાગ્રહને લઇનેજ દરેક મતવાળાઓ પોતાના સાધનને શ્રેષ્ઠ માની અન્યનાં સાધનને હલકાં પાડવા મથે છે, અને તેમ કરી વાડા વાડાના ઝગડા અને નિરર્થક શાસ્ત્રાર્થના વિતંડાવાદના વમળમાં ગોથાં ખાવાની ભુલ કરે છે. "હમેરા સબ સચ્ચા ઔર તુમેરા સબ ઝૂઠા" ની ખેંચતાણમાં હૃદય અને મનની વિશુદ્ધિ અને

આત્માની ઉન્નતિ ભુલાઇ જવાય છે, જ્યારે અહંકારની સરદારી નિચે મલીન તત્વનું બંડખોર સૈન્ય સામ્રાજ્ય ભોગવે છે. ધર્મની આવી ખેંચતાણમાં " વિશેષ " ધર્મનું શિક્ષણ સાર્વજનિક શાળાઓમાં ન જ અપાય એ સ્વાભાવિક અને કંઇક અંશે આવશ્યક પણ લાગે છે.

આ વિટંબણામાંથી મુક્ત થવાના હેતુથીજ દેવસ્થળો અને મઠોની યોજના હસ્તિમાં આવી હશે, આમ પ્રાચીન **ભારત**નો ઇતિહાસ વાંચતાં સમજાય છે. એક તરફથી **વેદ** મતાનુયાયીઓ **કાશી** ક્ષેત્ર અને ઉજ્જયનીમાં પોતાના ધર્મનું અને તત્વજ્ઞાન (Philosophy)-નું શિક્ષણ આપતા, ત્યારે **બુદ્ધ** મતવાળાઓ **પટના** અને **નલંદ**ની મહાશાળાઓમાં અસંખ્ય " ભિક્ષુઓ "ને અન્નવસ્ત્રાદિથી પોશી તેમને સામાન્ય અને ધાર્મિક શિક્ષણ આપતા. તે સમયના આચાર્યો આધુનિક સમયના મોઝીલા અને જ્ઞાનવિહીન ગુરૂઓ નહોતા; પણ તેઓ તો પ્રજ્ઞાવાન્ હોઇ જ્ઞાનાંજનથી બંધ ચક્ષુને ખોલતાં અને પોતાને આપવામાં આવતા " *દાન* "નો આવા " *લોકહિત* "*ના કાર્યમાં સદુપયોગ કરતા; જ્યારે તેઓના નિવૃત્તિ નિવાસો*- આશ્રમો વિદ્યાર્થીના ગામ જેવા શોભી રહેતા. હાલના સમયમાં તો તેઓના ગણાતા વારસો ઘણીવાર પોતે જાતેજ મઠાધિપો થઈ પડતા જણાય છે અને પોતાને આપવામાં આવતા દાનદક્ષિણાનો ઉપયોગ વિદ્યાવૃદ્ધિ અર્થે ન કરતાં કેટલીક વખત માત્ર પોતાનાજ ઉદરપોષણાર્થે અથવા મોજશોખમાં કરતા જણાય છે, તે થોડા શોચની વાત નથી.

એકાદ બે બાબતોની આપણે આ સ્થળે આ ગ્રંથોના આધારે તપાસ કરશું. આપણા " આચાર્યો "નો વિચાર કરતાં જણાય છે કે પ્રાચીન સમયમાં **વસિષ્ઠ, વિશ્વામિત્ર, દ્રોણ** ઈત્યાદિ મુનિવર્યો તે તે સમયના આદર્શ વિદ્યાગુરૂઓ જ હતા, અને ધાર્મિક અને વ્યવહારોપયોગી શિક્ષણ પણ તેઓજ આપતા. હજારો શિષ્યોને અન્નવસ્ત્રાદિ વિનામૂલ્યે આપી પુત્રવત્ તેઓનું પોષણ કરી તેઓને ઐહિક આમુષ્મિક ઉપયોગનું જ્ઞાન આપી **"कुलपति"** નામને સાર્થ કરતા. હાલના " ગુરૂઓ " તો કેટલીકવાર માત્ર પોતાનાજ ઉદરપોષણનો ધંધો લઈ બેઠેલા હોઈ પોતાના "શિષ્યો"ને-" ચેલાઓ "ને અધમ દશામાં સડતા બનાવી આલસ્ય અજ્ઞાન અને પ્રમાદનો પ્રચાર કરતા પ્રતિત થાય છે. તેજ પ્રમાણે જ્યારે પ્રાચીન ઋષીઓનાં નિવાસસ્થાનો- 'આશ્રમો," વિદ્યાલયોની પવિત્ર સંજ્ઞાને શોભાવતા અને વિદ્યાના દેદિપ્યમાન પ્રકાશથી અજ્ઞાનાંધકારને દુર કરી લોકકલ્યાણ સાધવાના પુણ્ય યશને પ્રાપ્ત કરતા, ત્યારે આધુનિક " મઠો " **छात्रादिनिलय** હોવાને બદલે કંઇ નિરક્ષર અને આલસુ "ગુરૂઓ" અને તેમના તેટલાજ સ્વછંદી "ચેલાઓ"ના વિલાસી સ્થાનની હાનીકર અને મલીન અપકીર્તિને લાયક બને છે, અગર તો માત્ર આડંબર અને બાહ્યોપચારની ભવ્યતાથી અજ્ઞાન પણ ભોળા લોકોના મન અને હૃદયને મોહપાશમાં રાખનાર પણ સદુપદેશની સાત્વિકતાથી રહિત દેવસ્થાનોમાં ફેરવાઈ ગયેલ ક્યારેક દશ્યમાન થાય છે. જેમ આપણા પૂર્વજોએ પોતાના ધર્મપાલકોને "ગુરૂ"ની શ્લાઘ્ય પદવી આપેલ હતી, તેજ પ્રમાણે અધુના પાશ્ચાત્ય દેશોમાં પણ ધર્માલયો અને ધર્મગુરૂઓ બન્ને એક સરખા વિદ્યાવૃદ્ધિના પવિત્ર કામમાં યોજાએલ છે. આમ થવાથી ત્યાં "સ્વધર્મ"નું જ્ઞાન બાળકોને નથી અપાતું એવી ફર્યાદ તદન નિર્મૂળ થઈ ગઇ છે. પ્રાથમિક કેળવણી તો માત્ર આ ધર્મગુરૂઓનાજ હાથમાં રહેલ છે અને તેથી ઉછરતી પ્રજા તે લોકોના ઉપદેશથી પોતાના સ્વધર્મના જ્ઞાનમાં બરાબર સ્થિત થયેલ હોય છે.

આ ઉપરથી એટલું તો ખુલ્લું જણાય છે કે ધાર્મિક કેળવણીના પ્રચારને અર્થે કોઈપણ

પ્રકારની સાર્વજનિક યોજના થવી હાલના સંજોગો વચ્ચે સંભવિત લાગતી નથી, તેમજ પ્રાચીન કે અર્વાચીન સમયમાં તેવો સર્વદેશીય પ્રબંધ રચાયો દૃશ્યમાન થતો પણ નથી. ઇતિહાસના અભ્યાસથી જે કાંઈ આપણે જોઇ શકીએ છીએ તે એટલુંજ છે કે આ પ્રદેશમાં સામ્રાજ્ય ધર્માચાર્યોનું એકલાનુંજ હોઇ શકે; ઇતર્ પ્રજાઓએ પણ આ પ્રશ્નનું નિરાકરણ તેજ પ્રમાણે કરેલ છે. આપણે પણ આ મહારોગને દુર કરવા તેજ ઔષધનો પ્રયોગ અજમાવવો જોઇએ. આ પ્રમાણે સમજતાં આપણા ધર્મોપદેશકોને તેઓની સત્ય ફરજ સમજાવવાની પ્રથમ ફરજ ઉપસ્થિત થાય છે. પોતપોતાના ધર્મનાં "વિશેષ" તત્વોનું જ્ઞાન ઉગ્રતી પ્રજાને આપવા અને તેમ કરી પોતાના "વિશેષ" ધર્મનો પાયો હમેશાં વધારે રાખવાની કાળજી રાખવાની પોતાની પવિત્ર ફરજ અદા કરવા તેઓને આગ્રહ કરવાની ફરજ પાડવાની જરૂર હમેશાં વધારે અને વધારે જણાય છે. જ્યાં સુધી આપણા ગુરૂઓ અને આચાર્યો પોતપોતાના વાડાના સમુહને સત્ય જ્ઞાનનો ઉપદેશ આપવા ઉત્સુક નહિ બને–ખંતથી સતત્ પ્રયાસ નહિ કરે–ત્યાં સુધી યુવકવર્ગમાં ધર્મશ્રદ્ધા દિનપરદિન ઓછી થતી જવાની અને વખતે કાળક્રમે ધર્મનો લોપ પણ થાય તેવી સ્થીતિ આવતાં દોષ ઇંગ્લીશ કેલવણી લેનાર ઉગ્રતી પ્રજાનો નહિ પણ સ્વધર્મનો ઉપદેશ આપવાની પોતાની પ્રથમ ફરજ ભુલનાર ધર્મગુરૂઓનોજ ગણાશે. અંતમાં માત્ર એટલીજ અભ્યર્થના કે સ્વધર્માભિમાની દરેક સુજ્ઞ પુરૂષ આ વિષયપરત્વે પોતાનાથી બનતા પ્રયાસે અને પોતાની લાગવગનો સંપૂર્ણ ઉપયોગ કરી ધર્માચાર્યોને પોતપોતાના પંથનાં બાલકોને "ધાર્મિક" શિક્ષણ આપવાના પવિત્ર કામમાં પોતાનો ફાળો આપતા જોવા પ્રબંધ કરવો.

---

# मारी बहेनडी.

( સારંગ. )

મારી આ બ્હેનડી ઉદાર ભાવની,
રમતી શું હાસ્યથી ભરેલ
અતિ પ્રેમમાં ઢરેલ, દિપે શું અમૃત વેલ,
સુંદર શાણી ભલી–મારી બ્હેનડી.
વિચાર ઉચ્ચ શિખર ચડી મ્હાલતી રે તે,
લેતી અદોષ આનંદ–રેલ
શરીરવેલ કરમાયેલ, જ્ઞાનગંધથી ભરેલ,
તત્વે ફાલી ફુલી–મારી બ્હેનડી.
જગત્–પાઠ શીખી બંધુને પઢાવતી,
મારી પ્રેમમંત્ર–ફૂંક,
કરી વાચાળ બંધુ મૂક, દૃઢ અચૂક
રહી ગૃહ દિપાવતી–મારી બ્હેનડી.
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળતી,
રહી શ્રદ્ધા ભરપૂર,
આત્મસંયમે સનૂર, હુદયગાન છે મધુર,
અભેદ ભાવ લાવતી–મારી બ્હેનડી.

મુંબઇ. ૨૨–૭–૧૩.

# જીવનથી કંટાળેલા મિત્રને પત્ર.

લખનારઃ—સ્વ૰ ગોવિંદજી મૂલજી મ્હેપાણી.

ૐ                                                                તા. ૨૬—૫—૦૬

ખાનગી.

" ઝાઝી ગઈ થોડી રહી, સદા એવી રહેવી નથી,
" ઘડી બે ઘડીને માટે, મૂર્ખ શું બગાડે મતિ ?
" હરિ રે તને કેમ તારે, ભરોસો પાકો ક્યાં ત્હારે ?"

-ઉદયભાણ.

" શાણાઓ કહે છે કે સૃષ્ટિનો સાહેબ, સાચાને લે છે સંભારી,
" કરી પરીક્ષા ગુપ્ત અજાયબ, આખર લે છે ઉગારી,
" દાબે દબાય ન લાંચે લેવાયે, આદિનો અધિકારી—"

-ઉદયભાણ

" પણ આપણે માથે પડયું વેઠવાના બે રસ્તા છે. ગમે તો બડબડી ઇશ્વરને માથે આરોપ દેઈ
" વેઠીયે ત્હોયે વેઠાય, ને ગમે તો ઇશ્વર જે કરતો હશે તે સારા સારૂં જ હશે એમ જાણી વેઠીયે
" તે પણ વેઠાય. પણ એકનું નામ ન ચાલ્યે વેઠવું ( આશ્રવ=નવાં કર્મ બાંધવાં ). અને બી-
" જાનું નામ તે ઈશ્વરની ઇચ્છાને આનંદથી અધીન થવું એટલે આનંદથી ઈશ્વરનું કિંકરપણું
" કરવું અને એનું નામ પણ તપ જ સમજવું. ( નિર્જરા=પાછલાં કર્મ છોડવાં. )"

—સરસ્વતિચંદ્ર ભાગ ૨ જો.

" જીવ તું શીદ શોચના ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે."

---

શું લખું ? કાંઇપણ લખવું જોઇએ એમ મનમાં થાય છે અને તેથી લખવાનું શરૂ કરૂં છું. કાંઈ વિચારસંકલના બંધાતી નથી, છતાં જે આડુંઅવળું સુજશે તે લખતો જઇશ. આપને આવે સમયે મારા શબ્દો કાંઇપણ ઉપયોગી થાય એજ મારી અંતરની ઇચ્છા છે.

આપ લખો છો કે ' કોણ જાણે મેં લોકોનું કેટલું બુરૂં કર્યુ હશે કે ઇશ્વર મને આમ શિક્ષા કરતો જાય છે ?' એ સંબંધમાં મારે કહેવું જોઇએ કે, મારા જાણવા પ્રમાણે આ ભવમાં તો આપના હાથે જાણી જોઇને કોઇનું બુરૂં થયું નથી. વળી ' લોકોનું ભલું કરવામાં મારાથી હજી કાંઈ થઇ શક્યું નથી ' એમ આપ ભલે કહો, પણ હું ધારૂં છું કે ક્વચિત્ અનુકૂળતાના અભાવે તમે કોઇને ના કહી હોય તો ભલે, નહિતો આપનાથી આપના Sphere માં જે બની શકતું તે આપ હમેશાં કરતા આવ્યા છો. આ કાંઈ હું આપને ખુશી કરવા કહેતો નથી; પણ સત્ સમજું છું માટે કહું છું.

આપ લખો છો કે " મને મારા દેહમાં ભરોસો નથી. " મનમાં કેટલું આકર્ષણ બળ છે તે આપને યાદ નથી ? " મનજ ભૂત " કહે છે તે કાંઈ ખોટું નથી. મનમાં કોઇ પણ વાત આવીને તે સજ્જડ થઇ ગઈ કે તરતજ તેવા પરમાણુ આકર્ષાઇ તેનું પિંડ

* નીચે કર્મનો સિદ્ધાંત ટુંકામાં આપ્યો છે, જેથી એ વિશેષ સમજાશે.

બને છે, ને તે તેનેજ દશ્યમાન હોય છે; પણ આપણે તે દેખી શકતા નથી. તેથી આપણે તેને હસી કાઢીએ છીએ, પણ તેનું કહેવું સત્ હોય છે; જો કે પોતાની કલ્પનાબળથી તે બનેલું હોય છે. faith–શ્રદ્ધા–નિશ્ચયનું આ રહસ્ય છે. તો આવા પ્રકારની માન્યતા આપ આપના મનમાં બાંધી મૂકો તેથી કેટલું નુકશાન છે? સન્મિત્રની જરૂર આગળ મેં આટલા માટેજ કહી છે. આપ એકલા હો તો મન ચકડોળે ચડી જાય; કેમકે સતશાસ્ત્રની પાર તેની આસપાસ હદ બંધાએલી નથી, તેથી તે જોઇએ તેમ ભમ્યાં કરે. માટે આપની પહેલી ફરજ એ છે કે વાચનમાં કે સત્સંગમાં મન પરોવવું, પણ એકલા બેસી કુતર્ક કરવા નહિ.

"હું કંટાળી ગયો છું......" એ સંબંધે શરૂઆતમાં જે પદો તથા વાક્યો ટાંક્યાં છે તે ખુબ મનન કરવા યોગ્ય છે, ને તે અનુસાર સ્વાભાવિક વર્તન થવું જરૂરનું છે. તત્ત્વદષ્ટિએ એ સમજવામાટે નવતત્ત્વનું સ્વરૂપ અત્રે ટુંકામાં દર્શાવી જવાની આવશ્યકતા છે. મૂળ આ જગતમાં બે પદાર્થ છે: ૧ જીવ, અને ૨ અજીવ. જીવ તે 'જ્ઞાન'–'ઉપયોગ' સહિત ચેતન–અજીવ તે 'જ્ઞાન'–'ઉપયોગ' રહિત જડ. અજીવના પાંચ પેટાભેદ–(૧) ધર્માસ્તિકાય–જે ગતિ –motion ને સ્હાયકારી થાય છે; (૨) અધર્માસ્તિકાય–જે સ્થિતિ–restને સહાયભૂત છે; (૩) આકાશ–ગતિ, સ્થિતિ માટે અવકાશ–જગા–space(૪) કાળ–ઉપચારે કરી તેને દ્રવ્ય પદાર્થ ગણેલ છે; કારણકે ખરીરીતે 'વખત' એવો કોઈ પદાર્થ નથી, પણ માત્ર વ્યવહાર અર્થે તે સંજ્ઞા માનવી પડે છે; (૫) પુદ્દગલ–atoms of matter. મુખ્ય દ્રવ્ય જીવ ને પુદ્દગલ છે. ધર્માસ્તિકાય–અધર્માસ્તિકાય–આકાશ એ સર્વે તેમને ગતિ–સ્થિતિમાં સ્હાયકારી છે. *By the bye, Newton*ના પહેલા બે *laws-motion* અને rest સંબંધી, જેમનાપર આખા science સાયન્સનો આધાર છે, તેને જૈન દ્રવ્ય તરીકે માને છે એ તેમની ઉંડી દૃષ્ટિ, પરમ વિવેકબુદ્ધિ બતાવી આપે છે. હવે જીવ, મન અને ઇંદ્રિયો વડે અવનવા પુદ્દગલો નિરંતર આકર્ષે છે, ને તે પુન્ય કે પાપરૂપ પિંડ બંધાય છે. આ જીવ પુદ્દગલનો સંબંધ–કર્મજાળને લીધે બાકીના સાત તત્ત્વોનું અસ્તિત્વ છે.

૩. સારાં કામો જે સદ્દગતિ–શારીરિક શાતા વગેરે આપે તે પુણ્યતત્ત્વ. ૪. ખરાબ કૃત્યો જે નરકાદિના હેતુ તે પાપતત્ત્વ. ૫ કર્મ આવવાનો નાળો–જેથી નવાં કર્મો બંધાય તે કારણો તે આશ્રવતત્ત્વ. એ કારણો પાંચ છેઃ–(अ) મિથ્યાત્વ=અજ્ઞાનવશે આત્મલક્ષ વિનાનું જ લૌકિક વર્તન, મન કાયાનો સ્વચ્છંદી આચાર; (च) કષાય=ક્રોધ, માન, માયા (કપટ), લોભ; (क) અવ્રત=ઇંદ્રિયોનું નિરંકુશપણે–વ્રત નિયમ વિના વર્તન; (ड) યોગ=મન વચન અને કાયા એ ત્રણનો વ્યાપાર; (इ) પ્રમાદ=નિદ્રા–આળસ–વિકથા (ખાવા પીવાની, શરીર સંબંધી કે લોક કે રાજ્ય વગેરેના ગપાટા–ધર્મકથા નહિ તે, વગેરે. કર્મ બાંધવાના આ હેતુઓ છે. ૬. મન, ઇંદ્રિય– આ હેતુમાં રમણતા કરે ત્યારે કર્મનો બંધ થાય. જેવા આપણા મનના પરિણામ તેવું કર્મનું બંધ પડે એ બંધતત્ત્વ. ૭. મનને એ ખોટા કારણોમાં પ્રવર્તતાં અટકાવીએ, નવાં કર્મો–આશ્રવ–નો અટકાવ તે સંવરતત્ત્વ. સાધુનો એવા પ્રકારનો આચાર છે કે નવાં કર્મો બંધાએ નહિ, ને જુનાં તપ આદિથી ખરતાં જાય. ૮. મનનો આશ્રવથી નિરોધ કરી તપ, વિનય–સત્શાસ્ત્રનું અધ્યયન આદિ સત્કર્મોમાં પરોવાવું–તે નિર્જરા તત્ત્વ. તેથી જુનાં 'સંચિત' કર્મો એક પછી એક ખરતાં જાય. ૯ સર્વથા નિર્જરા એટલે સર્વે કર્મોનો ક્ષય તે મોક્ષતત્ત્વ.

સુખ ભોગવવા, પણ તે મારા છે એવી મમત-લુબ્ધતા ન રાખવી (આપ ધનસંપત્તિ વગેરેના રક્ષક દેવ-trustee હો તેમ મમત્વભાવ રહીત યથાર્થ રીતે વર્તવું ) અને **ઉપશમ**-એટલે ક્રોધ આદિ કોઇ વિકાર ઉત્પન્ન થાય તો તેને મનમાંજ દાબી દેવા. એ બે લક્ષણો હોય ત્યારે શાસ્ત્ર અભ્યાસ કરવાને તે માણસ લાયક થાય છે એમ શ્રીમદ્ રાજચંદ્રનું વચન છે, નહિ તો કરણી એક ને સમજણ જુદી એવો પરિણામ આવે છે: હજારો શાસ્ત્રો વાંચ્યાથી મન ભીંજતું નથી; પણ એ બે ભાવ પ્રગટ થયા હોય તો કોઇપણ એક પુસ્તક પરથી પણ તરી શકાય છે. પદાર્થ માત્રની **ઉત્પત્તિ, સ્થિતિ ને નાશ** છે-માત્ર એ ત્રણ શબ્દોનો ભગવાન ઉચ્ચાર કરતા ને તેમના શિષ્યોને ( ગણધરોને ) ચૌદપૂર્વનું જ્ઞાન થઇ જતું ! માટે અંતર ભીંજાયા વિના-" હૃદય દ્રવ્ય ઉકળાયા " વિના—કર્મરૂપી " પર્વત ઉછળવાનું " નથી-કાંઈ વળવાનું નથી. " હૃદય દ્રવ્ય ઉકળાશે જ્યારે પર્વત તો ઉછળાશે "-એ મણિભાઇનું વાક્ય છે. આપને પણ આ સમયે સદ્બુદ્ધિ સુઝી છે, પોતાનાં કૃત્યોનો સરવાળો-આત્મનિરીક્ષણ-Selfexamination કરવા લાગ્યા છો, ( જે આપના પત્ર પરથી જણાય છે ને જે જાણીનેજ આવો લાંબો પત્ર આપને લખ્યો છે ), એટલે ધાર્યું સાર્થક થશે એમાં નવાઈ નથી. સત્ શાસ્ત્રનું અધ્યયન કરજો; ને એવી 'બાધા'-નિયમ -ધારણ કરજો કે 'મારૂં શરીર કુશળ હોય તો આજથી હું દરરોજનો સરેરાશ અરધો કલાક સતશાસ્ત્રનું વાંચન કરીશ." તે અર્થે આ સાથે " મોક્ષમાળા "-પોસ્ટ મારફતે મોકલાવી છે. ચિત્ત આનંદમાં હોય ત્યારે વાંચશો; ભલે થોડું વાંચજો પણ બહુ મનન કરજો; તેનો...વિનય કરજો,-ને કાંઈ ન સમજાય તો પત્રદ્વારા પૂછશો; મારાથી બની શકશે તેવો ખુલાસો મોકલાવીશ. તેમાં ૨૧ મા પાઠમાં જણાવેલી બાર ભાવના નિરંતર ભાવવા યોગ્ય છે. વિશેષ પાઠ ૪૫, ૫૬, ૬૭ પ્રથમ વાંચવા લક્ષ ખેંચું છું, 'ભાવના-બોધ'નું નાનું વાર્તામય પુસ્તક જેનો ઘણોખરો ભાગ 'મોક્ષમાળા'માં આવી ગએલ છે તે મુંબઇથી મોકલાવીશ. સતશાસ્ત્ર વાંચવા, સતસંગ કરવો-સદ્વિચાર-ભાવના પોષવાં-એના જેવો એકકે તપ નથી. તેથી અનંત કર્મની નિર્જરા થઇ જશે ને આ વેદની કર્મ પણ પાતળા પડી જશે. તથાસ્તુ !

આ પત્ર બે ત્રણવાર નિરાંતે વાંચી જશો. કહેવું સહેલું છે પણ કરવું મુશ્કેલ છે-એમ ધારી કાયર ન થશો; પણ અદ્ભૂત પુરૂષાર્થ કરી મન વિશુદ્ધ કરજો. એ વિશુદ્ધિને બળે આરોગ્યતા આવશે. શરીરને—નીતિ—મન—નો કેવો નિકટ સંબંધ છે તે તમે જાણો છો. માટે ચિત્તને પ્રસન્ન તથા શુદ્ધ રાખવા બનતું કરશો, એજ વિનંતિ. લી. આપનો અનન્ય સેવક લઘુ બંધુ ગોવિંદજીના માનપૂર્વક પ્રણામ સ્વીકારશોજી. લાંબા પત્રથી કાંઇ તસ્દી પડે તો ક્ષમા કરજો. ફરી ફરી એવા ભાવ ને સંજોગ મળતા નથી તેથી હમણા ફુરસદ હોવાથી **મનમાં આવ્યું તે** બીજે દિશે લખી કાઢયું છે. પ્રભુ આપને જલદી આરોગ્ય તથા શાંતિ-આનંદ અર્પો એમ મારી તથા સર્વ મિત્રો-મેરાલી વગેરેની-અંતરની પ્રાર્થના છે. તથાસ્તુ !

# સ્ત્રીઓનો પોશાક.

લખનારઃ—રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ.

---

જુન માસનો આરમ્ભ હતો. સખ્ત તાપ પડતો હતો. ઉકળાટથી લોકો મુંઝાઇ જતા હતા, ગભરાઇ જતા હતા. સખ્ત ગરમીના આ દિવસમાં અમદાવાદથી સાંજે ચાર વાગ્યાના લગભગમાં ઉપડતી ફાસ્ટ ટ્રેનમાં કોઈ કામે સિદ્ધપુર જવા માટે હું બેઠો હતો. ટ્રેન ઉપડવાની તૈયારી હતી તેવામાં મુંબાઇ તરફના જણાતા એક બે સદ્‌ગૃહસ્થ, એક સન્નારી, બે નાની છોકરીઓ તથા પુષ્કળ સર સામાન સાથે અમારા ‘ કૉમ્પાર્ટમેન્ટ ’ આગળ આવી પહોચ્યાં. અમારા ‘ કૉમ્પાર્ટમેન્ટ’માં ગિરદી ઘણી હતી. માંડમાંડ આ લોકોએ પોતાનો સરસામાન ‘ પોર્ટરો ’ પાસે ડબામાં નંખાવ્યો અને ટ્રેન ઉપડતાં ઉપડતાં તેઓ ડબામાં દાખલ થયાં. પહેલાંતો બે ચાર મિનિટ ઉભાં રહ્યાં. આખરે, અન્ય ઉદારચરિત ‘ પૅસેન્જરો ’એ તે સહુને થોડી થોડી છૂટી જગા કરી આપી.

આ લોકો ડબા આગળ આવ્યાં, ત્યારથી ડબાનાં સર્વ સ્ત્રીપુરૂષની દૃષ્ટિ આ કુટુમ્બની સન્નારી તરફ હતી. સ્ત્રી લગભગ ૧૬ વર્ષની યુવાન્, લાવણ્યવતી-સુંદર હતી. લોકોની ખાસ દૃષ્ટિ તેના તરફ હોવાનું કારણ તેનો પોશાક હતો. અર્ધી બાંહ્યના, ગંજીફરાક જેવા કબજા, પોલકા એ તો હવે સર્વસામાન્ય થઇ પડયા છે, પરન્તુ આ સન્નારીએ પહેરેલા કબજાને લગભગ બગલ સુધી બાંહ્ય જ હતી નહિ. સમાજમાં સ્ત્રીઓ ફેશનને નામે આવો અમર્યાદ, લગભગ નિર્લજ પોશાક પહેરે છે, પહેરતી થઇ છે, એ જોઈ મને ઘણો ખેદ થયો અને એ ખેદ એક લેખદ્વારા પ્રસિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છા મને તેજ વખતે થઇ આવી હતી.

તપાસ કરતાં માલમ પડયું કે આ કુટુમ્બ મૂળ સુરતનું અને જૈન હતું; મુંબાઇમાં ચંપાગલીમાં નિવાસ કરતું હતું અને એક આગેવાન ઝવેરી કુટુમ્બ તરીકે આખા મુંબાઈ શહેરના વ્યાપારી વર્ગમાં સુપ્રસિદ્ધ હતું.

હાલ, જૈન સ્ત્રીઓમાં, તેમ પ્રમાણમાં સર્વ કોમની સ્ત્રીઓમાં સુઘડ અને સ્વચ્છ દેખાવા કરતાં, ફેશનેબલ દેખાવાનો, અપ—ટુ—ડેટ, છેલ્લામાં છેલ્લી ફેશન મુજબ વસ્ત્રાલંકાર સજવાનો શોખ વધવા લાગ્યો છે. અમદાવાદમાં દશ વર્ષ પહેલાં નાગર અને ક્ષત્રી કોમની સ્ત્રીઓ પહેરવેશમાં આગળ પડતી હતી. હાલ, આ શહેરમાં જૈન અને લેઉવા સ્ત્રીઓ ફેશનનાં નેતા છે. મારી કદાચ ભૂલ થતી હશે પણ જૈન સ્ત્રીઓ પહેરવેશ ઉપર, વસ્ત્રાલંકાર ઉપર વિશેષ લક્ષ આપે છે અને જીવનના સામાન્ય વ્યવહારમાં નાટકની નાયિકાઓનું અનુકરણ કરતી હોય એવો ભાસ આપે છે. સ્ત્રીઓ ગંદી ફુવડ જેવી રહે તેના કરતાં ફેશનના વિચારથી પણ સ્વચ્છ રહે એને હું કાંઈક વધારે પસંદ કરૂં છું, પરન્તુ સ્ત્રીઓ સુઘડ અને સ્વચ્છ દેખાવા ઉપરાંત ફેશનેબલ-ફેશનેબલમાં પણ ફેશનેબલ, દેખાવા યત્ન કરે છે, વસ્ત્રાલંકારનાજ વિચારમાં, તેનીજ ફિકરમાં, ટાપટીપમાં પોતાનો સમય ગાળે છે, જીવનમાં અન્ય ઉપયોગી કર્તવ્ય મૂકી, આ તરફ હદ બહાર ધ્યાન આપે

છે, પોશાક જીંદગીની એક જરૂરીયાત છે એમ સમજવાને બદલે, પોશાક માટેજ-પહેરવા ઓઢવા માટેજ જીંદગી છે એમ સમજે છે, એ વસ્તુસ્થિતિને હું બિલકૂલ પસંદ કરતો નથી.

આપણે ઘણી બાબતમાં યુરોપિયન લોકોનું અનુકરણ કરીએ છીએ. તેમનું ઉચ્ચ ચારિત્ર, તેમના કેટલાક સદ્ગુણ ખરેખર અનુકરણપાત્ર છે. છતાં, તેઓ તરફની પૂર્ણ સન્માનવૃત્તિ સાથે પણ કહેવું જોઇએ, કે કેટલાક ખાસ પ્રસંગે તથા અમુક સમયે તેઓ જે નિર્લજ પોશાક પહેરે છે તે હરેક પ્રસંગે, દરેક વખતે પહેરવાનું અનુકરણ હિંદી સ્ત્રીઓએ કરવું ઉચિત નથી. લગભગ બાંહ્ય વગરનો, છાતીનો કેટલોક ભાગ નિર્લજ્જતા સાથે ઉઘાડો રહે એવો પોશાક હિંદી જનસમાજમાં કોઇપણ રીતે દાખલ થવા જેવો નથી. પારસીઓ જેઓ યુરોપિયનની વધારેમાં વધારે નકલ કરનાર છે- તેઓ પણ સામાન્ય રીતે આવો ઉઘાડો, આવો નિર્લજ્જ, અમર્યાદ પોશાક પહેરતાં નથી. આ પ્રસંગે કહેવું જોઇએ કે આ દ્દષ્ટિએ જૂના ગુજરાતી કમખા પણ પોશાક તરીકે નાપસંદ કરવા લાયક છે, તેનો ઉપયોગ ઓછો થતો જાય છે, અને તદ્દન બંધ થવા જેવો છે.

પુરૂષો તેમ સ્ત્રીઓ ઉજ્જવલ, આકર્ષક, સુન્દર વસ્ત્રાલંકાર ધારણ કરે તેની હું સામે નથી. વસ્ત્રનો એક કાપ એમ હોય કે આમ હોય, બાલનું એક ઝુલ્ફું એમ હોય કે આમ હોય, બાલમાં ચોટલી હોય કે ત્રણ ખૂણાનો ચહેરો હોય, બૂટ સાદાં હોય કે ફેશનેબલ હોય, ઉંચી એડીનાં હોય કે નીચી એડીનાં હોય તેની હું ઝાઝી દરકાર કરતો નથી. સ્ત્રી પુરૂષના પોશાક અને તેમના ચરિત્રને ઘણો સંબંધ હોય એમ હું માનતો નથી. ચોટલીવાળા પવિત્ર અને પ્રમાણિક તથા ચ્હેરાવાળા મલિન અને બદમાશ હોય એમ હું ધારતો નથી. કોટ, પાટલુન અને ટોપી પહેરનાર પુરૂષો તથા વસ્ત્રાલંકારની ટાપટીપ કરનાર સ્ત્રીઓ-સહુ વહીગયેલાં અને પાઘડી અંગરખું તથા ધોતીયું પહેરનાર પુરૂષો અને વસ્ત્રાલંકારમાં બેદરકાર, ગંદીઘેલી સ્ત્રીઓ-સર્વ શાણાં હોય એમ હું માનતો નથી. સાદો પોશાક પહેરનાર સર્વ સ્ત્રીપુરૂષ નિષ્કલંક અને ફેશનેબલ પોશાક પહેરનાર સર્વ કલંકિત હોય એમ હું ધારતો નથી. છતાં, આરોગ્ય, સભ્યતા, વિવેક અને લજ્જાના વિચાર વેગળા રાખી, ફેશનને સન્માન આપવામાં આવે તેને હું કોઇ પણ રીતે પસંદ કરતો નથી.

સ્ત્રીઓ વિનીતતા લજ્જા અને મૃદુતાની પ્રતિમા છે. આ ત્રણે બાબતો ધ્યાનમાં રાખી, ઋતુના ફેરફારોમાં તેમનું રક્ષણ થાય, તેમને અનુકૂળ થઇ પડે તેવો, પોતાની સાંસારિક સ્થિતિ સહન કરી શકે તેવા ખર્ચવાળો પોશાક તેઓએ પહેરવો જોઇએ. આ દ્દષ્ટિએ તદન ઝીણાં, જાળમાળીઆં, પારદર્શક, અત્યંત સખ્ત, સ્થિતિ ઉપરાંતના ખર્ચવાળાં વસ્ત્ર અને અલંકાર પહેરવા તરફ સમાજે સખ્ત નાપસંદગી બતાવવી ઘટે છે.

સ્ત્રીઓએ ક્યાં કમાવું છે, સ્ત્રીઓને કાંઈ કમાવાની ફિકર છે, એમ કેટલાંક અજ્ઞાન સ્ત્રી પુરૂષ કહે છે પણ તે ખોટું છે. યુરોપમાં જેમ સ્ત્રીઓ કમાણી માટે વ્યાપાર ઉદ્યોગ કરે છે તેમ આ દેશમાં પણ કેટલાક વર્ગની સ્ત્રીઓને ઉપાર્જન કરવું પડે છે, પોતાના કુટુમ્બના નિભાવમાં પતિને કે કુટુમ્બના વડીલને સહાયતા કરવી પડે છે. હિંદી જનસમાજમાં-કુટુમ્બમાં, સ્ત્રીઓ કુટુમ્બના નિભાવમાં મદદ કરતી હોય કે ન હોય જ્યાં કુટુમ્બનું ખર્ચ, કુટુમ્બની આવકની હદ બહાર રહેવું જોઈએ નહિ. અન્ય સ્ત્રીઓ કેવા વસ્ત્રાલંકાર પહેરે છે તેના પર પોતાના વસ્ત્રાલંકારનો આધાર નહિ રાખતાં, કુટુમ્બની આર્થિક સ્થિતિપર આધાર રખાવો જોઇએ,

આ બાબત સ્ત્રીઓએ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. માસિક ત્રીશ રૂપિઆની આવક વાળા કુટુમ્બની સ્ત્રીઓ ત્રણસેં રૂપિઆની માસિક આવકવાળા કુટુમ્બની સ્ત્રી બરાબર વસ્ત્રાલંકાર પહેરવાની ઇચ્છા રાખે, વસ્ત્રાલંકારમાં તેની સાથે સ્પર્ધા કરવા યત્ન કરે, એ યોગ્ય નથી એટલુંજ નહિ પણ અન્તે આ પદ્ધતિ ઓછી આવકવાળા કુટુમ્બની પાયમાલી કરે છે. પૂરતાં સાધન વગરના લોકો શકિત ઉપરાંતનાં ખર્ચથી વસ્ત્રાલંકાર ધારણ કરી, થોડો વખત અજ્ઞાન લોકોને આંજે છે પણ આ ખોટો દાડ લાંબો વખત ચાલતો નથી, પોકળ બહાર પડી જાય છે અને તેઓ હાંસીને પાત્ર થાય છે.

કેટલાક એમ માને છે કે, સ્ત્રીઓનો પોશાક, પુરૂષોના પોશાક કરતાં વધારે સુન્દર અને મોહક રહેવો જોઇએ, આ વિચારનો હું કેટલેક અંશે સ્વીકાર કરૂં છું. પરન્તુ પોતાનો પોશાક સુન્દર અને મોહક રાખવાના સંબંધમાં સ્ત્રીઓએ હદ બહાર ચીવટ બતાવવી એ પોતાની જરૂરીયાતો, પોતાનાં ખર્ચ, પોતાની ઇચ્છાઓ હદ બહાર વધારવા સમાન છે અને તેનું પરિણામ પુરૂષોને હદ બહાર અધીન થવામાં, તેમની અયોગ્ય ઇચ્છાઓને પણ અનુકૂળ થવામાં, પુરૂષોનું દાસત્વ ભોગવવામાં, કૌટુમ્બિક કલેશમાં, ખરાબીમાં આવે છે એ નિર્વિવાદ છે. સ્થિતિને અંગે હરકત ન હોય તો પરણ્યા પહેલાં છોકરીઓ વિવિધ પ્રકારના વસ્ત્રાલંકાર પહેરે એમાં હરકત લેવા જેવું ખાસ કાંઈ જણાતું નથી. એપિકટેટસ કહે છે તેમ અવિવાહિત છોકરા છોકરીઓની ટાપટીપ કાંઇક બચાવ કરવા જેવી છે પણ વિવાહિત ટાપટીપ કરે એ શારીરિક વાસનાઓને સ્ત્રી પુરૂષ હદબ્હાર હદ બહાર બહેકાવવા જેવું છે. આ રીતે મારા ધારવા પ્રમાણે તો સ્ત્રી પુરૂષોએ સુન્દર અને મોહક દેખાવાના પ્રયત્ન કરતાં, સ્વચ્છ અને સુઘડ દેખાવાને પ્રયત્ન કરવો વધારે યોગ્ય છે. કિંમતી વસ્ત્રાલંકાર માત્રથી પોતાને સુન્દર અને મોહક બતાવવા અભિલાષ રાખનાર સ્ત્રીઓ જ્યારે ઢીંગલીઓ જેવી જણાય છે, ત્યારે સ્વચ્છતા અને સુઘડતા વડે કુદરતથી ઓછા રૂપ વાળી સ્ત્રીના સૌન્દર્યમાં કાંઇક વિશેષતા માલમ પડે છે અને જે કુદરતથી સુન્દર હોય, તેનું સૌન્દર્ય સ્વચ્છતા અને સુઘડતા વડે વધારે આકર્ષક બને છે.

સંક્ષેપમાં, કહેવું જોઇએ કે, સામાન્ય રીતે આપણા નિર્ધન દેશમાં વસ્ત્રાલંકારની જરૂરીયાતો, ઝાઝી ન વધે એ જોવાની ખાસ જરૂર છે. દેશના ગરીબ તેમ તવંગર લોકોના પૈસા ફેશનની નિરર્થક ફિશિયારીઓમાં, નિર્લજ્જતામાં ખર્ચાય તેને બદલે, કુટુમ્બના તેમ દેશના ખરા કલ્યાણના માર્ગમાં ખર્ચાય એ ખાસ જોવા જેવું છે. આગળ કહેવામાં આવ્યું છે તેમ જીંદગી પહેરવેશ માટે નથી, પહેરવેશ જીંદગી માટે છે અને સુજ્ઞ સ્ત્રી પુરૂષોએ, પોતાના દ્રવ્ય અને સમયનો વ્યય વસ્ત્રાલંકારની નિરર્થક ટાપટીપમાં કરવા કરતાં, લોકકલ્યાણનાં કાર્યમાં તેનો વ્યય કરવો ઘટે છે. ગંદાં ન દેખાવું તેમ વસ્ત્રાલંકારની ઘેલાઈ ન કરવી—તે સાથે સ્વચ્છતા અને સુઘડતાનો માર્ગ ગ્રહણ કરવો એજ ઇષ્ટ છે એમ મારૂં માનવું છે.

---

# मनुष्यपूजानी मजा

## अथवा

# आत्मदर्शननो आनंद.

લખનારઃ-રા. રા. પઢીયાર.

**સોમચંદ** શાહ બહુ શ્રદ્ધા વાળો ને ભાવિક વાણિઓ હતો. તેની પાસે ઘણા પૈસા હતા, ધંધો રોજગાર બહુ સારી રીતે ચાલતો હતો, અને કુટુંબ સુખની બાબતમાં પણ બીજા ઘણા લોકોના કરતાં તે વધારે નસીબદાર હતો. આવી સગવડો છતાં પણ એ બધી બાબતોમાં તે આસક્ત થઈ જતો નહિ, પણ એ બધું કરતે છતે તેનો આત્મા અંદરથી કાંઇક બીજી વસ્તુ માગતો હતો, તેથી તે એ વસ્તુની શોધમાં ફર્યા કરતો હતો. એટલુંજ નહિ પણ પોતાનો આત્મા જે જાતનો આનંદ માગતો હતો ને જે જાતનું દર્શન ઇચ્છતો હતો તે મેળવવા માટે એ સાધુઓમાં ફરતો, મંદિરોમાં જતો, જુદાજુદા દેવોની પૂજન કરતો, જુદાં જુદાં તીર્થોમાં સ્નાન કરતો, જુદા જુદા તહેવારના દિવસે જુદી જુદી વિધિ પ્રમાણે દાન આપતો, અને ધર્મનાં ભજનો ગાયા કરતો, છતાં પણ તેને જે સંતોષ મળવો જોઇએ તે મળતો નહોતો અને તેનો આત્મા જે વસ્તુ શોધી રહ્યો હતો, તે વસ્તુ તેને મળતી નહોતી.

**સોમચંદ** શાહ આવી રીતે શ્રદ્ધાની બાબતમાં તથા પોતાનો વ્યવહાર ચલાવવામાં કુશલ હતો, પણ જ્ઞાનની બાબતમાં ઢીલો હતો. તેથી ઉંડા જ્ઞાનની ઝીણી ઝીણી ગલીઓમાં તે જઇ શકતો નહિ. અને ધર્મનાં ઉંચા ઉંચા સિદ્ધાંતો તે સમજી શકતો નહિ. તેથી વેદાંત. નું બહુ ઉચું જ્ઞાન તેને કામ લાગી શકતું નહીં, એટલે તેના તરફડાટ પ્રમાણે ને તેની ઇચ્છા પ્રમાણે તેને સંતોષ થાય તેવું તત્વ હજી સુધી તેને મળ્યું નહોતું.

હવે **સોમચંદ** શાહની ઉમર બાવન વર્ષની થઇ ગઇ હતી. ઘેર જુવાન દીકરો હતો તેણે ઘરનો કારભાર ઉપાડી લીધો હતો, પોતાની બાયડી થોડો વખત થયો ગુજરી ગઈ હતી, અને હવે તે ધંધામાંથી છુટો થયો હતો. એટલે પોતાનો ઘણો વખત ધર્મ ધ્યાનમાં ગાળતો. એવા વખતમાં તેને ખબર મળ્યા કે મહાત્મા બુદ્ધ અહિંથી થોડે દૂર સારનાથમાં પધારેલા છે ને તેમના ઉપદેશથી ઘણા જણાને સત્યજ્ઞાન થઇ ગયું છે, તેથી ઘણાં માણસો તેમની પાસે ઉપદેશ લેવા માટે જાય છે. એ સાંભળીને આત્માની શાન્તિ માટે તરફડતા હૃદયવાળો **સોમચંદ** શાહ પણ મહાત્મા બુદ્ધની પાસે જવા નીકળ્યો.

ત્રીજે દહાડે તે મહાત્મા બુદ્ધની પાસે પહોંચ્યો. એ વખતે મહાત્મા બુદ્ધ એક ખુલ્લા મેદાનમાં ઝાડની નીચે ધ્યાનમાં બેઠેલા હતા. અને તેનાથી થોડે દૂર સેંકડો માણસો તેના ઉપદેશ માટે વાટ જોઈ રહ્યાં હતાં. કારણકે બુદ્ધના ઉપદેશથી તુરતજ જ્ઞાન મળી જાય છે ને આત્મદર્શન થઇ જાય છે, એવી કીર્તી ચોતરફ ફેલાઇ ગઇ હતી. તેથી ઘણે દૂર દૂરથી માણસોનાં ટોળેટોળાં દોડ્યાં આવતાં હતાં.

મહાત્મા બુધ્ધે અતિશય ઉગ્ર તપશ્ચર્યા કર્યા પછી તથા અનેક જાતનાં સાધનો કર્યા પછી છેવટે બુદ્ધ ગયામાં બોધિ વૃક્ષ નીચે તેમને સત્યજ્ઞાન ને સત્યદર્શન થયું હતું. એ

પછી ત્યાંથી ઊઠીને પ્રથમ તેઓ કાશીએ ગયા હતા, અને ત્યાં સારનાથ નામની જગ્યા છે તે ઠેકાણે બેઠા હતા. એ વખતે ત્યાં રખડતા પાંચ અજ્ઞાન માણસોને ઉપદેશ આપ્યો હતો તેથી એ પાંચે માણસોને તુરતજ મુક્તિ મળી ગઇ હતી. એ જોઇને લોકો અજબ થઇ ગયા હતા, તેથી મહાત્મા બુદ્ધની કીર્તિ પવનના વેગથી ચોતરફ ફેલાઈ ગઇ હતી. અને તેની એવી કીર્તિ ફેલાય તેમાં કાંઇ નવાઈ પણ ન હોતી. કારણકે બુદ્ધનો ત્યાગ, બુદ્ધની શાન્તિ, બુદ્ધનું તપ, વિશુદ્ધિ, બુદ્ધનું ચારિત્ર, બુદ્ધની સત્ય શોધવાની જીજ્ઞાસા, બુદ્ધની સ્વતંત્રતા, અને બુદ્ધનું જ્ઞાન એ અનુપમજ હતું. એટલે તેને સત્ય દર્શન થાય તેમાં કાંઈ નવાઇ ન હોતી. તેમજ તેના ઉપદેશથી અજ્ઞાન લોકોને પણ સચોટ અસર થાય ને તેઓના અંતરના પડદા ઉઘડી જાય, તેમાં પણ કાંઇ નવાઇ નહોતી. આવા સ્વર્ગિય મહાત્માની પાસે સોમચંદ શાહ આવી પહોંચ્યા, અને તેમને ધ્યાનસ્થ અવસ્થામાં નિરખવા લાગ્યા.

બુદ્ધ ભગવાનને નિરખતે નિરખતે સોમચંદ શાહનો આત્મા જાગી ઉઠ્યો. કારણકે તેમનો ચહેરો જોતાંજ તેને એમ લાગી ગયું કે "આ મહાત્મા માટે લોકો જે જે વાતો કરે છે તે કરતાં તો આમાં ઘણું વધારે છે. ઓહો !! તેમના ચહેરા ઉપર રમી રહેલા આ બધા દેવતાઇ ભાવોનું વર્ણન કેમ કરી શકાય ? બેશક, માણસોની વર્ણન શક્તિ બહુજ અપૂર્ણ છે. જે જે કહેવું જોઇએ તે બરોબર રીતે કહી શકાતુંજ નથી, એમ બુદ્ધ ભગવાનનાં દર્શનથી મને લાગી જાય છે. આહા ! શું આ મહાત્માની શક્તિ ! શું તેની ગંભીરતા ! શું તેના આત્માનો આનંદ ! અને શું તેના હૃદયની ઉચ્ચ ભાવના ! મને તો એમ લાગે છે કે તેના અંતરના પડેપડમાં આત્મજ્યોતિ ઝળકી રહી છે. તેના શરીરનાં બધાં રૂવાડાં પ્રકાશ ફેંકી રહ્યાં છે. તેના શરીરની અંદરનાં બધાં પરમાણુ આનંદના આનંદમાં નાચી રહ્યાં છે. તેના ચહેરા ઉપર જે અલૌકિક તેજ છવાઈ રહ્યું છે અને જે તેજનાં કીરણો બહાર વહ્યાં કરે છે તે કિરણોમાં મને મોક્ષનો આનંદ દેખાઈ જાય છે, અને તે કિરણો જાણે અમારામાં પણ કાંઇક રેડી દેતાં હોય એવો મને અનુભવ થાય છે. ઓહો ! આ મહાત્માના ચહેરામાં શું છે ? મને એ કહેતાં આવડતું નથી, પણ મારૂં હૃદય ગળી જાય એવું કાંઇક તેમનામાં છે. આ તેમની મીચેલી આંખો મને શું શીખવે છે ? એ આંખો જોઇને મને જગતના મોહ તરફ એ રીતે આંખો મીચી દેવાનું મન થઇ જાય છે. આ તેમના કપાળની કરચલીઓ મને તપ કરવાની સૂચના કરે છે અને તપમાં શું બળ છે તે મને સમજાવે છે. આ તેમના ચહેરા ઉપર જે કુદરતી આનંદ છવાઈ રહ્યો છે તે આનંદ મને તેઓના ચરણમાં ઝૂકી પડાવે છે. અને તેમના મસ્તક ઉપરના શ્વેત કેશ મને જાણે પવિત્રતા આપતા હોય એમ મને લાગે છે. આહા ! શું એક મહાત્માનું શરીર પણ આટલી બધી અસર કરી શકતું હશે ? ધન્ય પ્રભુ ! ધન્ય !"

આવા વિચારો જ્યારે તે કરી રહ્યો હતો ત્યારે તેની પોતાની અંદર પણ અજબ જેવા ફેરફારો થઈ ગયા હતા. જેમકે—

એ વખતે તેની નાડીની ગતિમાં તથા તેના શ્વાસના ધબકારામાં પણ ફેર પડી ગયો હતો. એ વખતે તે દુનીયાને ભુલી ગયો હતો. એ વખતે તેના અંતરમાં ઘણી જાતની વૃત્તિઓ નાચી રહી હતી. એ વખતે તેની આંખોમાં અનેક ભાવ વાળી કાંઇક ખાસ રોશની ચમકી રહી હતી. એ વખતે તેના ચહેરા ઉપર એક કુદરતી પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. એ વખતે જાણે તેના પુન્યનો ઉદય થઇ ગયો હતો. એ વખતે જાણે તેની ઉપર

ઈશ્વરની કૃપા છવાઇ રહી હતી. એ વખતે જાણે તેનામાંથી મનુષ્ય સ્વભાવની નબળાઈ નીકળી જઇને તેને બદલે દેવભાવ આવી ગયો હોય તેમ લાગતું હતું. અને એ વખતે જાણે તેનું જ્ઞાન તેના અનુભવમાં આવતું હોય એમ લાગતું હતું. ટુંકામાં એજ કે, એ વખતે જાણે તે 'નવો માણસ' બની ગયો હોય એમ જણાતું હતું. આવી દશામાં આવીને તે પોતાના મનમાં બુદ્ધ ભગવાનને કહેતો હતો કે, "હે પ્રભુ! હવે મને તમારી પૂજા કરવાદો, ને તમારા ચરણને શરણે રહેવા દો." આમ તે વિચારી રહ્યો હતો એટલામાં મહાત્મા બુદ્ધે ધ્યાનમાંથી પોતાની આંખ ખોલી, ને તેની સામે જોયું. એ વખતે સોમચંદ શાહની દૃષ્ટિ પણ મહાત્મા બુદ્ધની દૃષ્ટિની સાથે મળી ગઈ, અને એજ વખતે સોમચંદશાહને મહાત્મા બુદ્ધની અંદર આત્મદર્શન થઇ ગયું. કાંઇ પણ શબ્દોના ઉપદેશની જરૂર રહી નહિ. પ્રથમ ભાવના, પછી શરીર દર્શન, અને પછી દ્રષ્ટિના એકાકારથીજ સોમચંદશાહને જે વસ્તુ જોઇતી હતી તે મળી ગઇ. એ વખતે ગદ્ગદિત થઇને સોમચંદશાહ મહાત્મા બુદ્ધનાં ચરણ પકડીને ઘણીવાર સુધી તેમાં પડયો રહ્યો. ઉઠવાનું તેને ભાન રહ્યું નહિં. આનંદના સમુદ્રમાં ડુબેલો કેટલીક પળો સુધી તે ત્યાં પડયો રહ્યો. એ પછી એ આનંદના સમુદ્રમાંથી ડૂબકી મારીને જ્યારે તે બહાર નીકળ્યો ત્યારે મહાત્મા બુદ્ધ સામે જોઇને તે કહેવા લાગ્યો કે, "ભગવાન્! આવી કૃપા! આના બદલામાં હું શું કરી શકું? મને આપની પૂજા કરવા દો."

ત્યારે મહાત્મા બુદ્ધે કહ્યું કે, "ભાઇ, શું પૂજા કરવી હજી બાકી રહી છે? તારી પૂજાને લીધે તને ફળ મળી ચૂક્યું છે તું એમ સમજે છે કે, આ બધું મેં કરેલું છે; પણ નહિ ભાઇ એમ નથી. એ બધું તારી ભાવનાનું ફળ છે. તારામાં ઘણા વખતની ઘણી જાતની તૈયારી હતી તેને લીધે મારી મારફત તને લાભ થયો છે, એટલે હું તો તેમાં નિમિત્ત માત્ર છું."

ત્યારે સોમચંદ શાહે કહ્યું કે, મહારાજ! મારી લાયકીથી ને મારી મહેનતથી જો મારૂં કામ થયું હોત તો હું આપની પાસે આવવાની તસ્દી લેત નહિ. પણ મારી મહેનત કામ લાગી નહિ ને મને જોઇતી વસ્તુ મળી નહિ તેથીજ હું આપની પાસે આવ્યો છું, અને આપનાં દર્શન થતાંજ મારો આત્મા જાગી ગયો છે. તથા આપની દ્રષ્ટિ મારી દ્રષ્ટિની સાથે મળતાંજ વગર ઉપદેશે મારૂં કામ થઈ ગયું છે. માટે હવે એ ઉપકારના બદલામાં જરા તમારી પૂજા તો કરવા દો.

ત્યારે બુદ્ધ ભગવાને કહ્યું કે, આત્મદર્શનના આનંદ પછી પણ હજી તને પૂજાની વાસના રહી છે? ભાઈ, જો તું એને ઉપકાર સમજતો હોય તો એ ઉપકારનો બદલો શું મારી પૂજાથી વળી શકે તેમ છે? ભાઈ, તું કોની પૂજા કરીશ? મારા દેહની કે મારા આત્માની? જો મારા દેહની પૂજા તારે કરવી હોય તો એ પૂજામાં કાંઈ માલ નથી, કારણ કે એ દેહ તો થોડા વખતની અંદર અગ્નિમાં ફુંકાઈ જવાનો છે અગર માટીમાં મળી જવાનો છે. અને જો આત્માની પૂજા કરવા ઇચ્છતો હોય તો એ પૂજા તો થઇ ગયેલી છે. એ પૂજા કાંઈ કીધી થતી નથી, અને ખાસ ચાહીને પૂજા કરવામાં આવે તે પૂજામાં કાંઇ માલ નથી, પણ જ્યારે આવી સ્વાભાવિક રીતેજ પૂજા થઈ જાય ત્યારેજ કામ થઈ જાય છે. અને એજ પૂજા સાચી પૂજા કહેવાય છે. માટે હે ભાઈ, હવે તમે ફળ ફૂલના ને ધુપદીપની પૂજામાંજ રહી જશો માં, પણ **હવે તો આત્માવડે આત્માની પૂજા કરતાં શીખો, એજ મારો ઉપદેશ છે.**

આ સાંભળીને સોમચંદ શાહે કહ્યું:—મહારાજ ! આપનાં દર્શનથીજ મને આટલી બધી અસર થઈ ગઈ તેનું કારણ શું ? એ સમજાવવાની કૃપા કરો. કારણ કે હું બહુ બહુ ઠેકાણે રખડયો છું અને ઘણાં વરસો સુધી મેં ઘણી જાતની મહેનતો કરેલી છે, પણ કોઈ ઠેકાણે મેં આવો પ્રભાવ જોયો નથી. માટે એ સમજાવવાની કૃપા કરો.

ત્યારે બુદ્ધ ભગવાને કહ્યું કે:–બેટા ! તારા મનમાં ઘણી જાતની તૈયારી હતી. તેં આજ દિવસ સુધી જે કાંઇ શુભ કર્મ કર્યાં છે, જે સત્સંગ કર્યા છે, જે ધર્મના નિયમો પાળ્યા છે, અને જે દાન કર્યાં છે, તે બધાના સંસ્કારો તારા અંતરમાં હતા ! હવે માત્ર તને જરાક અગ્નિની જરૂર હતી, અને એ અગ્નિ તને મારી ઉપરના તારા શુદ્ધ ભાવમાંથી મળી ગઇ, એટલે તારા અંતરની અંદર પ્રકાશ થઈ ગયો. એમાં કાંઈ મારી બલિહારી નથી, પણ તારી અગાઉની તૈયારી એજ મુખ્ય વાત છે. જોને ! આ ઠેકાણે સેંકડો માણસો ઉભેલાં છે પણ તેઓને તારા જેટલી અસર કયાં થાય છે ? ભાઈ, આ વખતે તારા ચહેરામાં જે દીનતા છે, તારી વાણીમાં જે ગદ્દગદિતપણું છે, તારા અંતરમાં જે ધર્મભાવના છે, તારી લાગણીઓમાં જે જાગૃતિ છે, તારા હૃદયમાં જે વિશ્વાસ છે, તારી બુદ્ધિમાં જે ગ્રહણ શક્તિ છે, તારા મનમાં જે એકાગ્રતા છે, તારી ઇંદ્રિયોમાં જે તેજસ્વિતા છે, અને તારામાં અત્યારે જે નવું જીવન છે તે બીજાઓમાં કયાં છે ? બેટા, આપણા કરતાં બીજા ઉન્નત આત્માને જોઇને આપણી આવી દશા થઇ જાય તેનુંજ નામ સાચી પૂજા છે. અને જ્યારે એવી પૂજા થાય ત્યારેજ કામ થાય છે. માટે યાદ રાખજે કે, તારે પૂજા હવે બાકી રહી નથી, પણ મારી ઉપર તને આટલો બધો ભાવ આવ્યો ત્યારથીજ તું મારી પૂજા કરી ચુકયો છે. કારણકે, ભાઇ ! તારો આત્મા જાગેલો છે, માટે મારા આત્માને તેના અસલ સ્વરૂપમાં જોઇને તારા આત્મામાં નવું બળ આવેલું છે; અને યાદ રાખજે કે એ તારી આવી પૂજાનું ફળ છે. કારણકે મારે માટે થતી લોકોની વાતો સાંભળીને જ્યારે તું અહિં આવવા નીકળ્યો, ત્યારે મારે માટે તેં જે જે વિચારો કર્યા હતા, તથા મને જોવાથી તારા મનમાં જે જે અસર થઇ, એ બધી અસરોને લીધે તારા અંતરમાં નવી વીજળી પેદા થઈ, તેથી તને મારી અંદર કાંઇક વિશેષતા લાગવા માંડી અને જેમ જેમ મારી તરફનો તારો પૂજ્ય ભાવ વધતો ગયો તેમ તેમ તે વિશેષતા વધતી ગઇ; એટલુંજ નહિ પણ તેમાંથી આગળ જતાં તારો આત્મા ઉછળી નીકળ્યો અને તેણે તારા આત્માને તેના શુદ્ધ સ્વરૂપમાં જોઇ લીધો, તેથી તારૂં કામ થઈ ગયું છે. અને તેથી તારાં બંધન કપાઇ ગયાં છે. પણ યાદ રાખજે કે, આ બધું થવાનું મૂળ તારી પૂજા છે. જો તને મારી ઉપર આવી પૂજ્ય બુદ્ધિ થઇ ન હોત તો હું તને આટલો ફાયદો કરી શકત નહિ. માટે આજથી સમજી લે કે, મારી પૂજા કરવી હવે બાકી રહી નથી, પણ મારી પૂજા તો પ્રથમથીજ થઇ ગયેલી છે; એટલુંજ નહિ પણ એ પૂજા થઈ ગયા પછીતો તને આત્મદર્શનનું ફળ મળ્યું છે.

એ સાંભળીને સોમચંદશાહ મહાત્મા બુદ્ધના ચરણમાં પડી ગયો અને પોતાના આત્માવડે તેના વિશુદ્ધ આત્માનો આનંદ ભોગવવા લાગ્યો. એ પછી તેને તો ત્યાંથી ઉઠવાનું મન થતુંજ નહોતું પણ બીજા માણસોએ કહ્યું કે, હવે જરા અમને તો પગે લાગવા દો ?

ત્યારે સોમચંદ શાહ ત્યાંથી ઉઠ્યો, અને મહાત્મા બુદ્ધ સામે ઉપકારની કાંઈક ખાસ અજબ જેવી દ્રષ્ટિથી જોઈને કહ્યું કે, " મહારાજ ! હવે બીજું કાંઈ કહેવાનું છે ? "

ત્યારે મહાત્મા બુદ્ધ ભગવાને કહ્યું કે " ભાઈ ! હવે એકજ વાત કહેવાની છે, અને તે એ કે, જ્યારે **એક** માણસની પૂજા કરવામાંથી આટલોબધો આનંદ મળી શકે છે ત્યારે જો **બધા** આત્માઓની પૂજા થઈ શકતી હોય અને બધે ઠેકાણે આત્માનો અનુભવ થઈ શકતો હોય તો એમ કરનારનો આનંદ કેટલો બધો હોય ? તેનો જરા વિચાર કરજે, અને તારા બંધુઓને શીખવજે કે,...........મનુષ્યની પૂજાની મજા કાંઈ ઓર છે, અને આત્માના દર્શનનો આનંદ અલૌકિક છે. બેટા ! જા હવે આ સંદેશો જગતને કહેજે, અને તારાથી એમાંથી જેટલું પળાય તેટલું પાળવાની કોશિશ કરજે"–એમ કહી મહાત્મા બુદ્ધ ફરીથી ધ્યાનસ્થ થયા, અને **સોમચંદશાહ** મહાત્મા બુદ્ધના ચરણમાં મસ્તક ઝૂકાવી, તેમાંથી નવું બળ મેળવી બુદ્ધનો સંદેશો જગતને આપવા માટે ચાલી નીકળ્યા.

બંધુઓ ! આવી મનુષ્યપૂજાની અને આવા આત્મદર્શનની તથા આવા ગુરૂઓની અને આવા શિષ્યોની હવે આપણા દેશને, દુનિયાંને અને આપણા ધર્મને ખાસ જરૂર છે. માટે સહુ ભાઈ બ્હેનો એવી ખરી પુજા કરતાં શીખો, એમ મારી પ્રાર્થના છે.

---

# आदर्श जैन साधुओ जगतनुं हित शुं न करी शके ?

( લેખકઃ–મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજી.–પાલીતાણા. )

જેમણે રાગ દ્વેષ અને મોહાદિક મહા રિપુઓને જીતી લીધા છે તે જિન અરિહંત કહેવાય છે અને તેમના ફરમાન મુજબ સ્વાર્થત્યાગ કરી સ્વપરહિત સાધનમાં ઉજમાળ થઈ રહેનાર જૈન સાધુ–મુનિ–નિર્ગ્રંથ–અણગારના નામથી ઓળખાય છે. તેઓ ધોરી–વૃષભની પેરે પાંચ મહાવ્રતાદિક નિયમ ધુરાને ધારણ કરી રહે છે. તેઓ રાય રંકને સમાન ગણી ભેદ ભાવ રાખ્યા વગર સન્માર્ગ બતાવે છે. સદાય સમરસ ભાવમાં ઝીલ્યા કરે છે. ખોટી થાપ–ઉથાપ કરવામાં પોતાનો અમૂલ્ય વખત ગાળતા નથી. પણ અવિનાશીના ઘરની વાતો જાણવા–આદરવા ખપ કર્યા કરે છે. તેઓ સ્પૃહારહિત હોવાથી સોનાને પથ્થર સમાન લેખે છે. સ્ત્રી આદિક મોહક પદાર્થના પાશમાં પડતા નથી પણ કેવળશિવ—વધુનો જ સંગ કરવામાં આદર વાળા હોય છે. તેઓ પોતાની નિંદા કે સ્તુતિ શ્રવણ કરી હર્ષ–શોક કરતા નથી. એવા યોગીશ્વરોજ જગતનો ખરો ઉદ્ધાર કરી શકે છે. તેઓ ચંદ્ર સમાન શીતલ સ્વભાવના અને સાગર જેવા ગંભીર પેટના હોય છે. તેઓ ભારંડ પંખીની પેરે અપ્રમત્તપણે સંયમ યોગમાં સાવધાન થઈ વર્તે છે અને મેરૂ પર્વતની જેમ નિશ્ચલ વૃત્તિને ધારણ કરે છે. તેઓ પંકજની પેરે ભોગ પંકથી ખરડાતાનથી–અળગા રહે છે તેમજ સ્નેહ જળથી પણ લેપાતા નથી. આવા સુસાધુઓજ પ્રભુના ખરા પ્રેમપાત્ર હોય છે. શ્રીમાન્ ચિદાનંદજીએ 'ચિદાનંદ બ્હોતેરી'–માં આવા વિરલ સંત–સુસાધુ જનોનું ગુણગાન નીચે મુજબ કરેલું છે તે આત્માર્થી ગુરૂઓએ વાંચવા યોગ્ય છે.

રાગ તોડી.

નિરપક્ષ વિરલા કોઈ; અવધૂ ! નરપક્ષ વિરલા કોઈ;
દેખ્યા જગ સહુ જોઈ—અવધૂ૦

સમરસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ ન હોઈ;
અવિનાશીકે ઘરકી બાતાં, જાણેંગી જન સોઈ— અવધૂ૦ ૧
રાવ રંકમેં ભેદ ન જાને, કનક ઉપલ સમ લેખે;
નારી નાગણીકો નહિ પરિચય, તે શિવમંદીર પેખે— અવધૂ૦ ૨
નિંદા સ્તુતિ શ્રવણુ સુણીને, હરખ શોક નવ આણે;
તે જગમે જોગીશ્વર પૂરા, નિત્ય ચઢતે ગુણઠાણે— અવધૂ૦ ૩
ચંદ્ર સમાન સૌમ્યતા જાકી, સાયર જિમ ગંભીરા;
અપ્રમત્ત ભારંડ પરે નિત્ય, સુરગિરિ સમ સુવિધીરા— અવધૂ૦ ૪
પંકજ નામ ધરાય પંકશું, રહત કમલજ્યું ન્યારા;
ચિદાનંદ ઐસે જન ઉત્તમ, તે સાહેબકા પ્યારા— અવધૂ૦ ૫

—ચિદાનંદ બહોતેરી.

આવા સુપાત્ર–સુશીલ–મહાત્મા સાધુ પુરૂષો ધારે તેટલું જગત્‌નું હિત કરી શકે. ઉત્તમ સંયતના પ્રભાવથી જેમને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતારૂપ પાંચ મહાવ્રતોની સિદ્ધિ થઈ છે તેઓ સમર્થયોગવાળા મહાત્માઓ સ્વ–આત્મકલ્યાણુ સાથે સ્વસંકલ્પ બળથી જગતના જીવોનું પણુ બહુધા હિત કરી શકે છે.

જેઓ નિર્દોષ મોક્ષના માર્ગમાંજ પોતે પ્રવર્તે છે અને અન્ય યોગ્ય જીવોને પણ નિસ્પૃહ પણે એવાજ નિર્દોષ માર્ગમાં પ્રવર્તાવે છે, અને એ રીતે જેઓ સ્વપરને તારવા સમર્થ હોય છે તેવાજ સત્ સાધુપુરૂષનો આશ્રય કરવો સ્વહિતેચ્છુ જનોને ઉચિત છે.

એવા પરોપકારી સાધુજનો આપણા માતા, પિતા કે બાંધવ કરતાં વધારે પ્રેમ–આદરથી આપણો ઉદ્ધાર કરતા કાળજી રાખે છે.

કહ્યું છે કે— " विदलयति कुबोधं बोधयत्यागमार्थः
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति,
अवगमयति कृत्याकृत्यभेदं गुरुर्यो;
भवजलनिधि पोतस्तं विना नास्ति कश्चित् "

અર્થાત્ કરૂણાલુ ગુરૂઓ આપણા અજ્ઞાન અંધકારને ફેડી નાંખે છે, ( આપણી અનેક ભ્રાન્તિઓને દૂર કરે છે. ) સાચે સાચા શાસ્ત્રરહસ્ય સમજાવે છે, સદ્ગતિ અને દુર્ગતિમાં લઈ જનારાં પુણ્ય અને પાપનું સ્વરૂપ સ્પષ્ટ કરી બતાવે છે, તેમજ જે કંઈ હિત આચરણ તેમજ અહિત આચરણ છે તેનું સ્વરૂપ પણ સારી રીતે સમજાવે છે. ટુંકાણુમાં આ ભવસમુદ્રનો પાર ઉતારનાર આવા સુગુરૂવગર બીજો કોઈ સમર્થ નથી, તેથી આવા સુસાધુજનોનુંજ શરણ કરવું યોગ્ય છે. તેમજ અન્યત્ર પણ કહ્યું છે કે " મન વચન અને કાયામાં પુન્ય અમૃતથી ભરેલા, **અનેક ઉપકારની પરંપરાવડે ત્રિભુવનને પ્રસન્ન**

કરતા, અને પરના લેશમાત્ર ગુણને પણ પર્વત તુલ્ય લેખી મનમાં પ્રમોદ ધરનારા એવા કોઈ ( વિરલ ) સંતપુરૂષો આ જગતીતલને પાવન કરે છે." મતલબ કે પોતાનામાં ગમે તેવા અતુલ ગુણો વિદ્યમાન છતાં જે ફૂલાઈ જતા નથી પણ નમ્રતાથી નિસ્પૃહપણે અન્ય જનોનું પણ હિત સાધવા સદાય ઉજમાળ રહે છે, વળી જેઓ જે કંઈ સ્વપર હિત કરી શકે છે તે પણ પોતાનું કર્તવ્યજ સમજીને કરે છે.-યાવત્ પરોપકારને પણ જેઓ સ્વાર્થથી ભિન્ન લેખતા નથી તેવા મહાશયોનોજ જન્મ કે સાર્થક લેખવા યોગ્ય છે. **પ્રશ્નોત્તર રત્ન માલિકામાં** કહ્યું છે કે આ માનવ ભવ તેનો જ સફળ છે કે જે સ્વપરહિત કરવા સદોદ્યત ( ઉજમાળ ) રહે છે. વળી એક સમર્થ મહાશયે કહ્યું છે કે " જે કેવળ અન્યનેજ સમજાવવામાં શરા પૂરા છે તેમને મનુષ્યમાં કોણ લેખે છે ? મનુષ્યની ખરી ગણત્રીમાં તો તેજ લેખાય છે કે જે નિજ આત્માને સમજાવવામાં દક્ષ-પ્રવીણ છે. " મતલબકે જે નિજ આત્માને ઓળખીને તેનું દમન કરી સ્વહિત સાધી શકે છે, તેજ ભાવ દયારૂપ અન્યનું હિત પણ પરમાર્થથી કરવા સમર્થ થઇ શકે છે. પરંતુ જે હીણભાગી જનો પોતાનુંજ હિત કરી શકતા નથી તે પરનું ખરૂં હિત શી રીતે કરી શકશે ? જે પોતેજ તરી જાણતા નથી તે બીજાને કેવી રીતે તારી શકશે ? જે જાતેજ દુર્લગ-નિર્ધન છે તેઅન્યને કેમ સુભગ-સધન કરી શકશે ? તેમ જે પોતેજ હીણાચારી, દંભી, માની અને પાપપંકથી ખરડાયેલા છે તે અન્યજનોને શી રીતે સદાચારવંત-નીતિવંત અને નિષ્પાપ કરી શકશે? નહિંજ કરી શકે. તેમાં પણ જે કોઈ સાધુ યોગ્ય દીક્ષા ગ્રહણ કરી કેવળ ક્ષુદ્ર બુદ્ધિથી તુચ્છ વિષયાદિક સુખની તીવ્ર આસક્તિ જોગે તેનો લોપ કરે છે તેના જેવો કોઇ ઉગ્રપાપી હોઈ શકે નહિં. જે મહાત્માપવિત્ર સાધુવેષની વિગોવણા કરે-કરાવે છે, એટલે સાધુવેષને છાજે એવો સદાચાર લોપી, આંકેલા સાંઢની પેરે તૃષ્ણા આસક્ત થઇ, ઉભય લોક વિરૂદ્ધ કાર્ય ગુપ્ત રીતે કે જાહેર રીતે કરી પોતાની નીચ અને હવસભરી વૃત્તિને પોષે છે તે નીચ-નાદાન-પામર પ્રાણીઓના શા હાલ થશે તે સમજી શકાતું નથી. ધર્મના બાને કેવળ ઢોંગ ચલાવનારા અને ભોળા ભક્તજનોને કંઈ કંઈ પ્રકારની આશાઓ બતાવી ઠગીને ફોલી ખાનારા અધમ સાધુઓનું ભલું શીરીતે થઈ શકે ? જેઓ પોતાના ઘરનુંજ ભૂંડું વાંચે છે, પોતાનાજ ઘરમાં આગ મૂકે છે, હોંશે કરી કાળકૂટ (ઝેર) પીએ છે, અને પેટે પથરો બાંધી દીવો લઈ કૂવામાં પડે છે, તેમનો બચાવ શી રીતે થઈ શકે ? કોણ કરી શકે ? અને કેવી રીતે કરી શકે ? જ્યાં કોઈ પ્રકારનો ઈલાજ ચાલેજ નહિં ત્યાં કરવું શું ? જ્યાંસુધી વ્યાધિ સુસાધ્ય અથવા કષ્ટસાધ્ય હોય ત્યાંસુધી તેને ઔષધની ટાંકી લાગી શકે ખરી, પણ જ્યારે તે વ્યાધિ બિલકુલ અસાધ્ય કોટિમાં જાય ત્યારે ગમે તેવો ધન્વંતરી વૈદ્ય હોય તે પણ શું કરી શકે ? કશુંજ નહિં. તેણે પણ હાથ ખંખેરવાજ પડે. તેમ લોક લજ્જા, ધર્મ લજ્જા, કે પાપમાત્રમાં ડર તજી, છેક નિકૃષ્ટ કોટિમાં ઉતરી ગયેલા અને સંનિપાત થયેલાની જેમ અંતિમ ( આખર ) સ્થિતિએ પહોંચેલા ધર્મધૂર્ત સાધુએ.ની થયેલી દુર્દશા સુધારવા માટેનો પ્રયત્ન પણ એવોજ જણાય છે. જેમ અસાધ્ય રોગવાળાના અવસાન વખતે તેમના કેટલાક ભ્હાલેસરીઓ રોગીને છેલ્લી વિદાયગિરી આપવા માટેજ હોય તેમ તેને યથેષ્ટ ખાનપાન કરાવે છે, તેમ ઉપર જણાવ્યા મુજબ અધમ દશાએ પહોંચેલા ધર્મદ્રોહી કહોંક આનંદી ( આનંદનારા ) સાધુઓને પણ

નરક નિગોદમાં જલદી પહોંચાડવાનેજ હોય તેમ તેમના મુગ્ધ ભક્તજનો તેમને યથેષ્ટ ભોગસામગ્રી પૂરી પાડવામાં બનતી સહાય આપે છેજ. આ રીતે જ્યાં ધર્મધૂર્તો પોતેજ પોતાની પાયમાલી કરી રહ્યા હોય ત્યાં તેમનાજ આશ્રયે રહેલા મુગ્ધ જનોના પાર પહોંચવાનું કહેવુંજ શું ? ધર્મનું નાવ ચલાવવા દીક્ષિત થયેલા ધર્મ-ગુરૂઓના માથે જે જોખમદારી રહેલી છે તેની કશી પરવા નહિં કરતાં ધર્મનું નાવ ઉંધુંવાળી સ્વપરની પાયમાલી કરતા કેટલાક જડભરતો અત્યારે નજરે પડતા જણાયાથી તેવા હીણભાગી ધૂર્ત સાધુની નાવમાં બેસનારને કંઇક ચેતવણી આપવા અત્ર પ્રસંગે ઉંડી લાગણીથી જે કંઈ કહેવામાં આવ્યું છે, તેની કદર કરી કંઈ પણ પરીક્ષા વગર કેવળ અંધ શ્રદ્ધાથી એવા પાપીજનોને પોષણ આપતાં ડરતા રહેવું ઉચિત છે. નહિં તો નાહક પૈસાની પાયમાલી સાથે એવા અસતીપોષણથી ભવિષ્યમાં ધર્મને બહુ હાનિ પહોંચશે એટલું વિચારશીલ જનોના લક્ષમાં રહે. ધર્મગુરૂઓ તો સતશાસ્ત્રજ્ઞ, સ્વસંયમમાર્ગમાં સુદૃઢ, દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવના જાણ, ક્ષમાદિક દશવિધ ધર્મશિક્ષાના ધારક અને પાલક, પરમ ઉચ્ચ ભાવનામય, પરોપકારપરાયણ, કર્તૃત્વ અભિમાન રહિત, અને ટુંકાણમાં શિષ્ટાચાર પ્રમાણેજ ચાલનારા હોવા જોઇયે. સહુ જગત્ જીવોને આત્મ સમાન સમજી સમાનભાવ ( સમતા ) ને સેવનારા સુસાધુ જનોનુંજ અસ્તિત્વ જગતને આશિર્વાદ રૂપ છે. તેમના અમૂલ્ય ઉપદેશની અસરનું તો કહેવુંજ શું? એક તેમની ઉત્તમ રહેણી-કરણીજ મહા લાભદાયી નીવડે છે. સદા સર્વદા સુસાધુ પુરૂષોનું અસ્તિત્વ સર્વ રીતે જગતને ઉપકારકજ છે. ઇતિશમ્.

# આજ.

—:o:—

લેખક—રા. મણિલાલ મોહનલાલ. વકીલ. પાદરાકર.

આજ આપણી ને કાલ કોઇની !

૧ આજ—એજ કેવળ મહારો દિવસ છે.

૨ હું જાગ્રત થયો ત્યાંથી તે હું નિદ્રાવશ થઇશ ત્યાં સુધીનો દિવસ તેજ મહારો દિવસ છે. આવતી કાલ પર મહારૂં બીલકુલ સ્વામિત્વ નથી. જેનીપર મહારૂં સ્વામિત્વ નથી એવા બે દિવસ—તે આવતી કાલ અને ગઇ કાલ.

૩ ગઇ કાલે હું જે બોલ્યો તે કદી પણ ન બોલ્યુ થનાર નથી. ગઈ કાલે જે મ્હેં કર્યું તે કદી પણ ન-કર્યું થનાર નથી.

૪ ગઇ કાલે મહારા હાથે થયેલ કેટલાક સુંદર અને સંસ્મરણિય સત્કાર્યો બદલજ મારા હૃદયમાં ગઈ કાલની સ્મૃતિ રહો, એવી મારી ઈચ્છા છે.

૫ ગઈકાલનાં દુઃખો, ખેદકારક બનાવો, તાપ, અનુતાપ, ઉપાધિઓ એ સર્વે ગઇકાલની સમાપ્તિ સાથેજ અસ્ત થયાં એવું હું સમજુ છું. આજના અરૂણોદય થવા સાથે નવીનજ વિશ્વનો ને નવીનજ શુભાશાઓનો ઉદય થયો.

૬ ગઈ કાલે જે ખડક મને કેવળ અભેદ્ય લાગતો તે આજ કેવળ સુગમ ને સરળ—લાભકારક જણાય છે.

૭ ગઈ કાલે મને જે કઠણ—ખાડા ટેકરાવાળું મેદાન જણાતું હતું તેમાંથીજ આજ જ હું સુંદર—સુવાસિત અને મધુર પુષ્પો મેળવી શકીશ, એમ ઉમેદ રહે છે.

૮ ગઈ કાલેજ મારા પરમ મિત્રો મને છોડી ગયલા તે આજ મને આવી મળશે એમ મને લાગે છે.

૯ આવતી કાલનો દિવસ મારી દ્રષ્ટિના ટાપુની પેલીબાજુનો છે. મનુષ્યની અંતર્ચક્ષુઓથી પણ તેની આરપાર જવું આવવું અશકય છે, એવા ગૂઢ રહસ્યમય પડદાથી તે પૂર્ણપણે અવરાયલો છે. ગઇ કાલનો દિવસ એ ફક્ત ભુલ છે. આવતી કાલનો દિવસ માત્ર આશાજ છે. ભુલભુલામણી છે. આજનો દિવસ સ્વચ્છ નિર્મળ આશાભર-પ્રત્યક્ષ ફળદાયક સુવર્ણરજ છે.

૧૦ આવતી કાલનો દિવસ માત્ર છાયા છે. તેની પાછળ ગમે તેટલા ભટકો-તમને તે કદી પણ નહી મળે.

૧૧ આજનો દિવસ કેવળ જીવનશક્તિ છે-માર્ગદર્શક છે-ને આવતી કાલનો દિવસ માત્ર પડનારૂં સ્વપ્ન છે.

૧૨ આવતી કાલ મૃગજળ છે-ગઈ કાલ ખોટી તૃષ્ણા છે-આજ એજ સત્ય-પ્રત્યક્ષ કલ્પવૃક્ષ છે.

૧૩ આજનું કામ કાલપર રાખશો ના.—કોણ જાણે કાલે આપણી શી દશા હોય.

૧૪ સત્ય કાર્ય કરવું હોય તે આજ કરી લ્યો. ખરૂં કહુંછું. જ્ઞાનીઓ પણ પોકારી પોકારી કહી ગયા કે—" મનવા કલકલ કયા તું બોલે, આજ આપણી-કલ કીસીકી, જો કરના સો કર લે. " મનવા.

૧૫ આજનો આનંદ-આશા-ઉમંગ-કાલે નહીં મળે-ગઈ કાલે મળ્યાં નથી ને કદી પણ મળશે નહી.

---

# બાળકો માટે સાહિત્ય.

## એક યાદી.

(તૈયાર કરનાર. રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ. એમ. એ. એલ્. એલ્. બી. મ્યુનિસિપાલીટી સ્કૂલોના એ. ઇનસ્પેકટર-મુંબઇ.)

| પુસ્તકોનાં નામ. | પ્રકટ કરનાર અગર લખનાર. | | મૂલ્ય. |
|---|---|---|---|
| બાળસદ્બોધ. | સસ્તું સાહિત્ય મંડળી. | | ૦—૩—૦ |
| બાળકોની વાતો. | લેખકઃ મી. પદીઆર. પ્ર. સસ્તુ સાહિત્ય. | | ૦—૩—૦ |
| બાળકોનો આનંદ ભાગ ૧-૨. | ગુજરાતી પ્રેસ. દરેકના | | ૦-૧૦-૦ |
| શિશુ સદ્બોધમાળા ભાગ. ૧-૨-૩. | મે. એન. એમ. ત્રિપાઠીની કંપની. | દરેકની | ૦—૬—૦ |
| બાળવાર્તા | ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ. | | ૦—૩—૦ |
| બાળ વિનોદ | જગન્નાથ જેઠાભાઈ રાવળ | | ૦—૫—૦ |
| આનંદ માળા ભાગ. ૧-૨. | " " | દરેકના | ૦—૫—૦ |

| | | | |
|---|---|---|---|
| નૂરજહાં | લેખક. | | |
| વસંત | | | |
| આઝાદબખ્ત | નાગરદાસ મૂળજી | દરેકના | ૦—૩—૦ |
| ચિતોડનો ઘેરો | ક્રેવ-ગોંડળ | | |
| અંધ સારંગીવાળો | | | |
| બાળમિત્ર | | | ૦—૧૨—૦ |
| મીઠી મીઠી વાતો | | | ૦—૪—૦ |
| ટુંકી કહાણી ભાગ ૧-૨ | | દરેકના | ૦—૮—૦ |
| ઈસપની વાતો | | | ૦—૧૨—૦ |
| પંચતંત્ર | | | ૧—૦—૦ |
| ટોલ્સટોયની વાતો | લેખક ભો. ર. હીરડીયા. | | ૦—૪—૦ |
| નવરંગી બાળકો, | | | ૦—૪—૦ |
| છોકરાંનાં સારાં કામ | નારાયણ હેમચંદ્ર | | ૦—૬—૦ |
| સદ્ગુણી બાળકો | | | ૦—૬—૦ |
| હિતોપદેશ | | | ૦—૧૨—૦ |
| બાલ મહાભારત | | | |
| બાલ રામાયણ | | | |
| ગુજરાતની જૂની વાર્તા | મણીલાલ છબારામ ભટ. | | |
| રાસેલાસ | | | ૧—૦—૦ |
| અશોક | જીવણલાલ અમરશી મહેતા. | | ૦—૧૦—૦ |
| પુત્રીશિક્ષા | હ. હા. કાંટાવાળા | | ૦—૪—૦ |
| અર્થશાસ્ત્રની વાતો. | ચી. હ. સેતલવડ | | |
| વ્યાપારની કળ | જીવાભાઇ અમીચંદ પટેલ. | | ૦—૮—૦ |
| બાળ ગરબાવળી | નવલરામ. | | ૦—૨—૦ |
| બાળ વિલાસ | મણિલાલ નભુભાઇ. દ્વિવેદી | | ૧—૦—૦ |
| શિક્ષાવચન | ગુ. વ. સોસાયટી. | | ૦—૧—૦ |
| હુન્નરખાનની ચડાઈ | કવિ દલપતરામ ડાહ્યાભાઈ | | ૦—૧—૦ |
| સંપ લક્ષ્મીસંવાદ | ” | | ૦—૧—૦ |
| મિથ્યાભિમાન નાટક | ” | | ૦—૬—૦ |
| ભટનું ભોપાળું અથવા આનંદચંદ્રા | | | ૦—૮—૦ |
| રત્નગ્રંથી | | | ૦—૧૦—૦ |
| શકુન્તલા | લેખક. રતિલાલ મી. મજમુદાર. | | |
| | પ્રકટ કરનાર મગનલાલ ન. દીવાન. | | ૦—૩—૦ |
| વનવાસિની. | | | ૦—૧—૦ |

+ + આની એક ટીપ સ્વ. શ્રીયુત ગોવિંદજી મૂળજી મહેપાણી બી. એ. એલ્ એલ્ બી. એ તૈયાર કરી પોતે નિર્ણીત કરેલ અભ્યાસક્રમમાં પ્રગટ કરી છે અને તે ગત હેરલ્ડમાં પ્રગટ થઈ ગયેલ છે. તેમજ તે સમસ્તક્રમ તંત્રીકૃત 'જૈનકાવ્ય પ્રવેશ' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં આપેલ છે. તે અને આમાં જણાવેલ સર્વ પુસ્તકો દરેક જૈનશાળા અને પાઠશાળા પોતાની લાયબ્રેરીમાં રાખશે અને તેનો ઉપયોગ જૈનશિક્ષકો કરી બાળકોને તેનો લાભ આપશે.—

તંત્રી.

# બુદ્ધનો અંતિમ ઉપદેશ.

હવે બુદ્ધના નિર્વાણને સમય નજદીક છે; મહા પ્રતાપી મહાત્મા–અનેક જીવ રક્ષા કરનાર, દયામય–પ્રેમમય આત્મા હવે આ દુનિયામાંથી જતા રહેવાના છે. મહાત્મા અંત સમયે પણ વિશ્રાંતિ લેતા નથી ને જગતના કલ્યાણ અર્થે છેવટસુધી પ્રયત્ન કરતા છે. મહાવીર ભગવાને નિર્વાણ સમયે સોળ પહોર સુધી દેશના દેવામાટે પોતાની વાણી અખંડ અમૃતધાર વર્ષાવી, તેમ બુદ્ધે પણ છેવટનો વખત દેશનામાં ગાળ્યો. તેનું છેવટ વાક્ય એ હતું કે "ઉદ્યોગ કરી મોક્ષ મેળવો." કેવું અનુપમ અને સુન્દર અર્થ ભર્યું વાક્ય

આનંદ નામના શિષ્યને બોલાવી તેમણે ઉપદેશ આપ્યો કે. " હે આનંદ! તું કદા એમ વિચારે કે હવે ગુરૂ ગયા તેથી ધર્મનો અંત આવ્યો; પણ કદાપિ એમ ધારતો નહિ મારા નિર્વાણ પછી મેં ઉપદેશેલો ધર્મ અને સંઘના નિયમો એજ ગુરૂરૂપ થશે. " મો નાનાનો વિનય શી રીતે સાચવવો તે પણ સમજાવ્યું.

આજકાલ મોટા નાનાના વિનયનું ઠેકાણું નથી–વિનય વગર ધર્મ હોઈ શકેજ નહિ. વિન એજ ધર્મનું મૂળ છે. વળી ' વિદ્યા વિનયેન શોભતે' વિદ્યા પણ વિનય વિના શોભતી ન માટે વિનયનો ગુણ સર્વેએ ધારણ કરવાનો છે. **विद्या ददाति विनयम् विनयं ददा पात्रताम्** ' એમ વિનયથીજ પાત્રતા આવે છે. પાત્રતા વગર ધર્મના અધિકારી થઇ શકા નથી માટે પાત્ર બનવા વિનયવાળાં થવા મહેનત કરવી. વળી વિનય જેવું આ દુનિયા વશીકરણ નથી, વિનય એ મહા મોંઘો–અમૂલ્ય મંત્ર છે.

પશુઓનું બલિદાન અટકાવ્યું એ બુદ્ધનું મોટામાં મોટું શુભ કર્મ છે. ' દેવોને પ્રસ કરવાનો માર્ગ ઉમદા અને પવિત્ર જીવન છે; પશુઓનું બલિદાન આપવાનું નથી, પણ પાશ વૃત્તિઓનો ભોગ આપવાની જરૂર છે; અને બાહ્ય ક્રિયાઓ કરતાં, જીવનની શુદ્ધતા વધા ઉપકારક અને વધારે સુખપ્રદ છે. '

બાહ્ય ક્રિયાઓ કરતાં જીવનની શુદ્ધતા એજ શ્રેયસ્કર અને આત્માને તારનાર છે બાહ્ય ક્રિયા એ લોકાચાર છે તેમ જીવનની શુદ્ધતા સિવાય એકલી માત્ર ક્રિયાથી કલ્યાણ થ નથી માટે પ્રથમ જીવનની શુદ્ધતાના પ્રયત્નો કરવા. જીવનની શુદ્ધતા વિનાની થતી દરે ક્રિયાઓ બાહ્યાડંબરજ છે!

બુદ્ધિ તથા અંતઃકરણ કબુલ કરે તેજ માનવાનું ઠરાવ્યું ને તે ઉપરાંત ઉપર દેશ આપ્યે કે, ' કોઇએ કહ્યું હોય તે ઉપરથી, અથવા પ્રાચીન કાળથી ચાલી આવેલી દંત કથાએ ઉપરથી, અથવા લોકોમાં ઉડતી વાતો પરથી, તેમજ ઋષિઓએ લેખો લખેલા છે માટે લેખો પરથી, અથવા કોઈ દેવે પ્રેરણા કરી હોય એવા ભ્રમ ઉપરથી, અથવા કોઇ માન લીધેલી બાબતને લીધે આવેલા અનુમાન પરથી, અથવા ઉપમાને લીધે સરખું લાગતું હોય તે ઉપરથી, અથવા તો આપણા ગુરૂઓની કે શિક્ષકોની સત્તા ઉપરથી, કોઈ પણ બાબતને માની લેતા નહિ; પણ જ્યારે કોઇ લેખ સિદ્ધાંત અથવા કહેવત આપણી બુદ્ધિ તથ અંતઃકરણ કબુલ કરે ત્યારેજ તે સત્ય તરીકે સ્વીકારવાં! માત્ર કોઈના કહેવા ઉપરથીજ ી એવી કોઈ બીજી રીતે કોઇ પણ વાતને–બનાવને માની લીધામાં આવે તો આપણી બુદ્ધિને

વિશાળતા થતી નથી. વળી સઘળી વાતો સત્ય હોતી નથી માટે કોઈ પણ વાત, બુદ્ધિબળ વાપરીને તે કહે તે પ્રમાણે કબુલ કરવી-સત્ય માનવી. વળી અંતઃકરણ વિરૂદ્ધ કોઈ પણ બાબત કરવાથી લાભ તો થતો નથી પણ કેટલીએક વખત ઉલટું નુકશાન થાય છે. માટે અંતઃકરણ જેમ કહે-પ્રેરણા કરે તેમ વર્ત્તવું. ( સત્ય બાબતમાં પ્રેરે તોજ ! )

મહાત્મા બુદ્ધદેવની ઉપદેશપદ્ધતિ અને ધર્મપ્રસારપદ્ધતિ હાલના ધર્માચાર્યોએ ખાસ લક્ષમાં લેવાની ઘણીજ અગત્ય છે. કર્મ ને પુનર્જન્મનો સિદ્ધાંત તેણે સ્પષ્ટતાથી સાબિત કર્યો છે અને બ્રાહ્મણોનો મધ્યસ્થ રહેવાનો દાવો રદ કરી કર્મને પ્રાધાન્ય પદ આપ્યું છે.

અજ્ઞાન એજ દુઃખનું મૂળ કારણ છે એમ તેઓએ ઉપદેશ કર્યો છે. વેદાંતીઓ પણ અવિદ્યાને દુઃખનું કારણ કહે છે. તે અવિદ્યા તેજ અજ્ઞાન સઘળાં દુઃખો અજ્ઞાનમાંથીજ પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનથીજ સઘળાં સુખો મેળવી શકાય છે. એમ અજ્ઞાનાવસ્થા દુઃખદા હોવાને લીધે અજ્ઞાનને આપણાથી સદાને માટે દૂર કરવું અને જ્ઞાનને મેળવવું. તેનો અષ્ટવિધ ઉત્તમ માર્ગ બુદ્ધોપદેશના પૃ. ૧૪૨ મે બતાવ્યો છે તે ખાસ કરીને કાર્યમાં-વર્ત્તનમાં મૂકવા જેવો છે.

भी अपना धर्म समझना चाहिये कि अपने मित्र वर्गों को ताश, चौसर, शतरञ्ज खेलने और निर्मूल गप्पों में काल व्यतीत करनेसे रोकें और उनको इस बात की मेरणा दिलावें कि वे लोग अपना समय सम्वाद-पत्र और पुस्तक पढ़ने में वितावें, हमारे देशभाइयोंका कितना अमूल्य समय केवल गप्पबाजियों में ही वीतता है यदि वे अपने इस अवसरको समाचारपत्रोंके पढ़नेमें व्यतीत करें तो उनकी अवस्था इतनी शोचनीय न हो। देखिये जापानी और इङ्गलिस्तानवासी बच्चेसे लगा कर बूढ़े तक सम्वादपत्रोंका नित्य पढ़ना केवल अपना एक नित्यकर्म ही नहीं समझते वल्कि धर्मके समान मानते हैं। उनके जाति और देश की गौरवता सम्वाद-पत्र ही हैं। इसमें सन्देह नहीं कि भारतवर्ष में निर्धनताके कारण सभी लोग पत्र नहीं खरीद सकते हैं, इस लिये मैं भारतवर्ष के समस्त देशहितैषियोंसे सविनय मार्थना करता हुं कि वे लोग जिले २ में और तहसील २ में पुस्तकालय स्थापित करें और करावें जिसमें उत्तम २ ग्रन्थ और पत्र मँगाये जावें और सर्व साधारणको शौक दिलावें कि अपने फुरसतका समय पढ़ने में व्यतीत करें॥

यूरुप और अमेरिका देशोंके लोग अपने नित्यके कामकाज से छूट्टी पाकर अपने फुरसतका समय पत्रोंके पढ़ने में विताते हैं इसी लिये वहांके लोग अधिक विद्वान् और, देशहितैषी और गुणवान् है। भारत वर्षमें यह काम बड़ी सरलता से हो सकता है, क्योंकि यहां गांव २ जिले २ में मन्दिर और धर्मशालायें मौजुद हैं जहां उत्तम २ सम्वाद-पत्र रक्खे रहा करें। और लोग जाकर मुफ्तमें पढा करें। इससे कई लाभ तो मत्यक्ष ही है. (१) विना अधिक खर्च किये ही उत्तम स्थान पढनेके लिये मिल सकते हैं, (२) मन्दिरों का सुधार भी इससे वहुत कुछ हो सकता है, (३) सर्व साधारण अपना काल पढने में व्यतीत कर सकेंगे और देशकी अवस्था जान जायँगे तो वहुत कुछ देशको लाभ पहुँचा सकेंगे, (४) उनका समय भी व्यर्थ न जायगा, (५) जब लोगोंको मुफ्त समाचारपत्र पढ़ने को मिलेंगे तो वे भी अवश्य ही अपने देशकी बुरी अवस्थाको जान कर उसके सुधारके उपायमें तत्पर होंगे। अतएव अपने देशहितैषी भाइयोंसे मार्थना करता हुं कि यदि व समझते हैं कि देशकी अवस्था बहुत ही खराब और हमारी अधोगति है, तो वे लोग अपने दयापात्र देश-भाइयों के हितार्थ मत्येक देवमन्दिरो, धर्मशालाओ ऐसे स्थानो में धर्मार्थ पुस्तकालय स्था-

पित करें । यदि आप लोग इस वातके करनेकी दृढ प्रतिज्ञा कर लें तो थोडे ही से परिश्रममें अपने देशको वडा भारी लाभ पहुँचा सकते हैं । मैं प्रत्येक देशहितैषीसे सविनय निवेदन करता हुं कि इस कार्य को शीघ्र ही करने पर तत्पर हो जाय । देरा इस्माइलखां में मुझे वहुत कुछ सफलता इस प्रकारसे हुई, अन्य जिलों में भी सफलता न हो इसका कोई कारण नहीं हो सकता है । इस लिये मैं अपने देश-भाई, मित्र और धनवान् पुरुषों को वार वार चेताता हुं कि मन्दिरों, और धर्मशालाओं में फ्री लाइब्रेरी खुलवा दें, जिनमें उत्तम २ कई पत्र मँगाये जाया करें और लोग उन्हे मुफ्त पढ सकें । विचार कर देखिये तो यह कैसेपुण्यका कार्य है, अन्तमें परमेश्वरसे भी प्रार्थना है कि देश-हितैषियोंको इस धर्मकार्य में सहायता दें ।

१८ जुन १९१३. आपका शुभचिन्तक.

देरा इस्माइलखान. टहलराम गंगाराम जमीनदार.

---

# " ઓલ્યા જોષ્યોગ્રાફ "માં સીવીલ મૅરેજ બીલ.

*—A SKETCH—*

આજના સુધરેલા કાળમાં અને વિદ્યા હુન્નરના જમાનામાં સિનેમેટોગ્રાફ પણ વિજ્ઞાન શાસ્ત્રકળાનો એક નાદર નમુનો પુરો પાડે છે, તેનાથી ગમત સાથે જ્ઞાન તાત્કાલીક મળે છે.

" દિલ્હી દરબારમાં નામદાર શહેનશાહની સ્વારી કેવી ધામધુમથી ગઈ " " મોનોપ્લેન ( હવાઈ વીમાન ) કેવી રીતે ઉડયું અને કેવી રીતે અધરથી પટકાઇ નીચે પડી સુરેસુરા થઇ ગયા " " માજીપ્રેસીડંટ રૂઝવેલ્ટે આફ્રીકાના જંગલોમાં સિંહોનો કેવી રીતે શીકાર કર્યો—" " ઝુલુલેન્ડમાં હબશીયો કેવી રીતે નાચ્યા "—એ વગેરે પૃથ્વીપર બનતા બનાવો એકસો-પોથાં વાંચ્યા છતાં ન સમજાય તે ફક્ત એક ફીલ્મ નજરે જોવાથી આબેહુબ ખ્યાલ આવી જાય છે. મતલબ લંકા કેમ બળી તે કહી દેખાડવા કરતાં કરી બનાવાય છે. કુદરત ઉપર કૃત્રિમ કળાની આ એક સરસાઈ છે.

આ કળામાં પણ દિન પ્રતિદીન સુધારા વધારા થયા કરે છે. બાયોસ્કોપ, સીનેમેટોગ્રાફ, સીનીમાકલર, આદિ યંત્રો બહાર પડ્યા છે પણ હજી આ કળામાં ખામી છે. હજી આ કળા પરિપૂર્ણતાએ પ્હોચી નથી. આ કળામાં ત્રણ મ્હોટી ખામીયો જોવામાં આવે છે.

૧ ફક્ત ભૂતકાળમાં જે બનાવ બનેલા હોય તેનીજ ફીલ્મો બતાવી શકાય છે.

૨ અમુક પ્રકાશ વડે આ દેખાવોની છાપ આપણી ચક્ષુઇંદ્રિય માર્ફત મગજ ઉપર પાડવામાં આવે છે. એ પ્રકાશ એવો જોરાવર હોય છે કે આપણી ચક્ષુમાં જતાં આંખને નુકશાન પ્હોચે છે એમ વૈદકીય અભિપ્રાય પડે છે.

૩ ફીલ્મોનો રંગ અપૂર્ણ, અવાજની ગોઠવણ અશુદ્ધ–આ ખામીયો ઉપર સુરત રાખી અમે એવી જાતનું યંત્ર તૈયાર કર્યું છે કે જેથી ભૂત અને વર્તમાનને એક બાજુ રાખી ભવિષ્ય કાળમાં શું બનાવ બનશે તે બતાવવા શક્તિમાન થયા છીએ; તેની સાથે અમારૂં યંત્ર એવું અદ્રશ્ય છે કે કયાં ગોઠવ્યું છે તેની તમાસગીરને ખબર પડતી નથી. જે પ્રકાશ અમે વપરાશમાં લઇએ છીએ તે પ્રકાશ ઘણીજ ઝહેમત અને મગજ ખરચીને શોધી કાઢયો છે. તે પ્રકાશ ગુપ્ત છે. તે પ્રકાશ વડે દેખાવના આંદોલનો પરભાર્યા તમાસબીનના ગ્નાનતંતુ ( Retina ) માં પ્રવેશ થાય છે કે જેથી પ્રેક્ષક આંખ મીંચીને દેખાવ ખુશાલીથી જોઇ શકે છે–અગર અમારા શબ્દોમાં કલ્પી શકે છે. આથી આંખનું તેજ બગડવા ધાસ્તી નથી. હાલના સીનેમેટોગ્રાફની ફીલ્મો વધારેમાં વધારે ચારથી પાંચ હઝાર ફીટ લાંબી નીકળી શકે છે પણ હમારી ફીલ્મોની લંબાઇનું માપ અવર્ણનીય છે. ફીલ્મોનો રંગ એકદમ કુદરતી અને અવાજ પણ તદન–કુદરતીજ છે.

" ભવિષ્યમાં નીપજનારા બનાવોની ફીલ્મો " એ અમારી ખાસ ' સ્પેશીયાલીટી ' છે. જેમકે—" સને ૨૦૬૮ ની સાલમાં હીંદુસ્થાનમાં પડનારો ભયંકર દુકાળ, ' ધનુષ્ય બાણુ ' પત્રની ખેંચાણકારક અપીલ–પરીણામે એરોપ્લેન ( હવાઈ વિમાન ) માં હીંદુસ્થાનથી મંગળના ગ્રહ ( Mars ) તર્ફ ઉપડી ગયેલું વગદાર ડેપ્યુટેશન–મંગળ ગ્રહવાસીઓ તર્ફથી અપૂર્વ સત્કાર–મળેલી કીંમતી મદદ " " ઇરાનમાં પારસી સંસ્થાન વસાવ્યા પછી પેલો પારસી રાજા–તેની દબદબા ભરી તાજપોષીની ક્રિયા–દેશ પરદેશના એલચીઓ તર્ફથી થતો નઝરાણો "—

" અંત્યજ વર્ગનો સંપૂર્ણ ઉદ્ધાર થયા પછી હીંદુસ્થાનમાં પાયખાનાની શી ગોઠવણ થશે, તથા મેલું કેવી રીતે ખસેડવામાં આવશે "—

" ભદ્રંભદ્રના સગોત્રીની ભિક્ષુકી શાળા યાને માંત્રિકી મહાવિદ્યાલયની સ્થાપના થયા પછી તેમાંથી પસાર થયેલા ગ્રેજ્યુએટો સમાજનો કેવી રીતે ઉદ્ધાર કરશે–" " ન્યાત જાતનો તફાવત નીકળી ગયા પછી સને ૨૦૩૧ ની સાલમાં થનારૂં પહેલું વસ્તી પત્રક–હીંદુસ્થાનની રંગ બેરંગી જાતો તથા નામોની ' ધનુષ્ય બાણુ ' પત્રમાં પ્રસિદ્ધ થતી અર્ધ સત્તાવાર ટીપ–" " લખપતી ચીનાઇ લુહાણા હરછ સ્વેંગ મોત્રીઝમલ જે. પી. ( Justice of the Pedlars or Juice of Potatoes) ના કામસ્થાટકાની કન્યા સાથે, અને પ્રખ્યાત મલઇ પંડીત માંડિ દારકાં હુસેન હાઉ ટોમી પ્રસાદ બી. બી. (Batchelor of Begging ) ના મારાગારકરની મદીલા સાથે કેવી ક્રિયાથી લગ્ન થશે–" એ વગેરે આબેહુબ દેખાવોની ફીલ્મો તૈયાર કરવામાં આવી છે.

હમારૂં યંત્ર એક રીતે જ્યોતીષનું કામ સારે છે, સાથે ગમતનો રહેલી છે–આ કારમનને લીધે મારા નવીન યંત્રનુ નામ " ભોલ્યા જોષ્ગોગ્રાફ " ધારણ કરવામાં આવ્યું છે.

ખુદ સીમલાની લેજીસલેટીવ કાઉન્સીલની આવતી થંડી મોસમની બેઠક વેળાએ આ ફીલ્મો ત્યાંજ બતાવી પરભાર્યું ત્યાંથીજ પેટંટ મેળવવા ધાર્યું છે.

લગ્નનો કાયદો પસાર થયા પછી શું દેખાવો બનશે તે પૈકી નમુનાની એક ફીલ્મ હાલ તુરત પ્રજા સમક્ષ અમે રજુ કરવા માગીએ છીએ. તે ફીલ્મમાં બતાવવામાં આવનાર આબેહુબ દેખાવોનું પ્રોગ્રામ નીચે પ્રમાણે છે—

## —દેખાવ પહેલો.—

ભભકાદાર ન્યાયમંદીર–અંદર ન્યાયાધીશ ઉંચે આસને બીરાજેલા છે. તેમનાથી નીચે બે ત્રણ કારકુનો બેઠેલા છે. તેનાથી નીચે બંને બાજુએ ધારાના હીમાયતીઓ પોતપોતાના ઝબ્બામાં ગોઠવાઈ ગયેલા છે.–જરાવારે બે મનુષ્યો પ્રવેશ કરે છે. એક મરદ અને બીજી ઓરત–મરદનો પોશાક કાંઇક વીલાયતી અને કાંઈક હીંદી લાગે છે. તેની દાઢી ફ્રેન્ચ કટની છે, માથે પ્લામાહેટ ઓઢેલી છે, પાર્લામેન્ટરી ફ્રોકકોટ પહેરેલો છે, સુરવાળ કાબુલી ઘાટની છે, બેસ હીન્દુ માફક રાખ્યો છે, કપાળમાં ચાંદલો છે, મોઢામાં પાન ચાવેલું છે.—ઓરતે કોરસેટ ઉપર વીલાયતી બ્લાઉઝ યાને ચોળી પ્હેરેલી છે, ઇટાલીયન ઘાટનો ઘાઘરો પહેરેલો છે, માથે અઢી ગજનું ઓઢણું સફેદ ગાજનું ઓઢેલ છે, ઓઢણાને અમદાવાદી કોર મુકેલી છે.–મોઢા ઉપર ઝીણો બગસરાનો બુરખો ઢાંકેલો છે. એ જોડું હાથમાં હાથ ઘાલી ન્યાયાધીશ સમીપ આવી નમન કરે છે. ન્યાયાધીકારી બંનેને કાંઈક સોગંદ આપે છે. કાંઈક સવાલો ન્યાયાસન પરથી પુછાય છે. ત્હેના જવાબમાં મર્દ તર્ફથી " ધર્મે હીન્દુ વૈષ્ણવ, જાતે યદુવંશી હાલાઇ ભાટીયા " એમ બોલાય છે. ઓરતને પુછવામાં આવેલ સવાલોના જવાબમાં " ધર્મ યાહુદી; જાતે બેની ઈઝરાયલ " એમ કહેવાય છે. ફરીને આ જોડાને કાંઈક સોગંદ અપાય છે. ત્યારપછી કલાર્ક ઑફ ધી કોર્ટ લગ્નના કરાર નોધવાનું લાંબું રજીષ્ટર રજુ કરે છે–ત્હેમાં એ ઓરત તથા મર્દ હસતે મુખડે સહી કરે છે. બાદ એ જોડું ન્યાયાધીકારીને નમન કરીને નાટકી ચાલે ખુશાલ ચ્હેરે બહાર નીકળી જાય છે.

## —દેખાવ બીજો.—

વૈષ્ણવ મંદીર ;" ફક્ત હીંદુઓનેજ અંદર જવાની છુટ છે " એવુ મંદીરના દ્વાર ઉપર લટકાવેલુ પાટીયું–બ્હાર લોકોની ઠઠ–ઘંટનાદ થવા–ત્હેની સાથે દરવાજાનું ખુલ્લા થવું–લોકોનો જોશભેર અંદર પ્રવેશ–" જે જે "ના મધુર અવાજો–કચડાભચડી–પુરૂષો તથા સ્ત્રીઓની ભેલંભેળા–દરવાજા બહાર એક મોટર ગાડીનું થોભવું–અંદરથી એજ મરદે ઓરતને હાથ ઝાલી નાજુકાઇથી નીચે ઉતારવી–તે મરદ તથા ઓરત ( પહેલા દેખાવમાં ન્યાયમંદીરમાં જોવામાં આવેલ તેજ જોડુ તેજ પોશાકમાં ) બંનેનું મંદીરના દર-

વાજામાં જવું–દરવાજામાં પ્રવેશ કરતાં ભૈયાએ કરેલો અટકાવ–બ્હાર લટકતુ પાટીયું વાંચવા ભૈયાજીએ કરેલી ઇસારત–તે મર્દે પોતાની ઓરતનો હાથ ઝાલી મંદીરમાં લઈ જવાની કરેલી હોજાતોજી–શુરપર ચડેલા ભૈયાજી–બંનેની ચાલેલી પ્રથમ જબાનદરાજી, તેમાંથી ઉદ્‌ભવેલી મુક્કાબાજી–પરાણે તે મંદીરમાં તે મરદ તથા ઓરતનું દાખલ થવું–મંદીરમાં થયેલો હાહાકાર–એ મરદ તથા ઓરત પર પડેલો પ્રહાર–"પોલીસ–પોલીસ"ના પોકાર–પોલીસ પ્રવેશ–સુલેહના ભંગનો અટકાવ–એ મર્દ તથા ઓરતનો ક્રોધમય દેખાવ–બંનેનું પાછા ફરવું–મોટરમાં પાછા સજ થવું–મોટરના ભુંગળાનો અવાજ અને સરરર રવાના થવું.

---

## —દેખાવ ત્રીજો—

---

ન્યાયમંદીર–લોકોથી ચીકાર કોર્ટ–ચોપદારના ચુઉઉઉપનો અવાજ–ન્યાયાધીશનો પ્રવેશ–સર્વે ઉભા થઇ નમન કરવું–ન્યાયાધીશ સાહેબે ઉંચા આસનપર બેઠક લેવી–કોર્ટમાં ફેલાયેલી ચુપકીદી–ધારાના હીમાયતીયોની બન્ને બાજુએ લાગેલી અલગાર–પ્રસરેલી ગરમી–પંખાઓનું ખેચાવું.

વાદી પક્ષ—ભાટીયા મર્દ યાને ત્હેની યાહુદી ઓરત.

પ્રતિવાદી પક્ષ—વૈષ્ણવ મંદીરના ટ્રસ્ટીઓ શરૂ થયેલો કેસ.—

"હીન્દુ ભાટીયાની યાહુદણ ઓરતને હીન્દુ મંદીરમાં પ્રવેશ કરવાનો હક છે કે નહી–" તેમજ" અન્ય કોમમાં વટલી ગયેલ છતાં હીંદુપણુ જાળવી રાખનાર શખ્સ હીંદુ ધર્મ સ્થાનકમાં દાખલ થાય તો ધર્મની લાગણી દુઃખાય કે કેમ–તેમજ સાપરાધ ગ્રહ પ્રવેશનો ગુન્હો બને કે કેમ"–એવા નીકળેલા પ્રાથમિક મુદ્દાઓ–તે મુદ્દાઓ ઉપર બંને તર્ફના ધારાના હીમાયતીઓની ચાલેલી ગરમાગરમ તકરાર–અસીલની સોલીસીટરના–કાનમાં અને બારીસ્ટરના કાનમાં ચાલતી ઘુસપુસો–થયેલા લંબાણ ભાષણો–તે વખતે ટેબલ પર હાથ વતી થતી મુક્કાબાજી–ટેબલમાં પડતા ચીરા–લોહાની ટેબલ ગોઠવવાનો તાતકાળીક હુકમ–સોલીસીટરની જુદા જુદા કાયદાના પોથાની થતી ઉથલપાથલ–ચુકાદો બાકી રાખી કોર્ટનું ટીફીન (નાસ્તો) લેવા ઉઠવું.

* * * *

**નોટ**—દરેક દેખાવની વચમાં દશ મીનીટનો વિસામો દેવામાં આવશે. તે દરમ્યાન સારંગ પોળનું જાણીતું સ્ટ્રીંગ બેન્ડ પાનકોરના નાકા વાળા પ્રખ્યાત પીરૂ પીપોડીની ખાસ સરદારી હેઠળ મધુર સરોદો વગાડી પ્રેક્ષકોના મન રંજીદા કરશે.

ધોરાજી. J. T. Kothary. B. A. L. L B.

લક્ષ્મે—ઓવા જોવી)

---

# जीवनमां अनुकरणीय नियमो.

લખનારઃ—કાપડીયા નેમચંદ ગીરધરલાલ–ભાવનગર.

મનુષ્ય સ્વભાવ તપાસતાં જે કાંઇ તેની નબળી બાજુ દેખાય, તે તરફ તમે દુર્લક્ષ રાખતા શીખજો, અને તેની મજબુત બાજુ તરફ દૃષ્ટિ રાખી તેનું અનુકરણ કરજો, અને તમે પણ તેવા મજબુત થઈ શકશો.

જ્યારે કોઇ પણ બાબત માટે તમે તમારો નિર્ણય દર્શાવો, ત્યારે હમેશાં તમારૂં લક્ષ તમારા મન તરફ આપો; કારણકે મન ઉપર લક્ષ આપીને તેના આદેશાનુસાર વર્તન કરવાથી અવસ્ય તમારૂં નિર્ણીત કાર્ય ફળીભૂત થશેજ.

કોઈની પણ ભૂલ શોધવાનો પ્રયત્નજ આદરશો નહિ. દરેક મનુષ્ય અગર પ્રાણીમાંથી સદ્ગુણો-સારભૂત ગુણો શોધજો. મનને હમેશાં હલકી બાબત તરફ દોરશોજ નહિ. દરેક સ્થળે જે ઉત્તમ સાર માલુમ પડે તે તરફજ લક્ષ આપજો, અને દરેક વસ્તુમાંથી પણ ઇચ્છવાલાયક સાર તમે હમેશાં શોધી શકશો.

જ્યારે જ્યારે કાંઇ પણ કાર્ય કરવાની મનુષ્યને ઇચ્છા થાય છે, ત્યારે ત્યારે તેની શક્તિ અને સારાં કૃત્યો તરફનું તેનું વલણ-તે બે બાબતો ઉપર ધ્યાન આપવામાં આવે છે. તે બંને માટે શુદ્ધ, આનંદી, દૃઢ, મજબુત, સદ્ગુણગ્રાહી મનની ખાસ જરૂર છે. મનને તેવું બનાવવા પ્રયત્ન આદરો, અને તમારાં ઇચ્છીત કાર્ય સત્વરજ ફળદાયી નીવડશે.

જ્યારે કોઇ પણ કાર્ય કરતાં ગુંચવાડો થઇ જાય, તેમાંથી બહાર કેવી રીતે નીકળવું તે સુઝે નહિ, મન મુંઝાઈ જાય, ત્યારે થોડી ક્ષણ સુધી શાંત થઈ જાઓ; આંતર હૃદયમાં પણ શાંતિ રાખો, મનને થોડો વખત બીજી વળણ તરફ દોરો. દરેક કાર્યમાંથી બહાર નીકળવાનો રસ્તો હોય જ છે, પણ ગુંચવાઇ ગયેલું મન તે શોધી કાઢવાને અશક્ત થઈ જાય છે. થોડી ક્ષણ તદ્દન શાંતિ રાખવાથી તે ગુંચવણ તરતજ દૂર થાય છે, અને મન સ્વતઃજ માર્ગ શોધી કાઢે છે, અને મુંઝવણ દૂર થાય છે.

જે કાંઈ પ્રાપ્ત કરવાની તમારી ઇચ્છા હોય, તે ઇચ્છામાં જ્યારે તમે નાસીપાસ થાઓ, ત્યારે એક ક્ષણપણ નાસીપાસીને-દિલગીરીને તમારા હૃદયમાં પેસવા દેશો નહિ. તરતજ તમારા મનની વળણ ફેરવી નાંખજો, અને પ્રથમના કરતાં વધારે સારી વસ્તુની ઇચ્છા કરજો. આ પ્રમાણે વર્તન કરવાથી દરેક કાર્યનું-દરેક ઇચ્છાનું પરિણામ તમારા લાભમાંજ આવશે તે નિશ્ચય માનજો.

જ્યારે જ્યારે કોઇ પણ મનુષ્ય એમ ધારે કે મેં અતિશય કાર્ય કર્યું છે, હું કાર્ય કરીને થાકી ગયો છું, ત્યારે નકી માનજો કે તે માણસ કાર્ય કરવાની પદ્ધતિથી તદ્દન અજ્ઞાત છે. વારંવાર કાર્ય કરવાથી શ્રમ લાગી જાય છે તેવું દર્શાવનાર માટે ચોક્કસ માનજો કે તે અન્ય કાર્યો કરવાને અસમર્થ છે. આખો દિવસ કાર્ય કરતાં પણ શ્રમ લાગતોજ નથી. મનમાં અતિશય કાર્ય કરવાની ગણત્રી ગણનારજ શ્રમિત થઈ જાય છે. વળી કાર્ય કરવાથી શ્રમ લાગી જાય છે તેમ વિચારનારની કાર્ય કરવાની શક્તિ પણ ઓછી થતી જાય છે; પરંતુ જ્યારે જ્યારે ખપ પડે ત્યારે ત્યારે શ્રમનો નકામો વિચાર નહિ કરનાર, અને દરેક આવેલ કાર્ય કરવામાં તત્પર મનુષ્યની શક્તિ હમેશાં વૃદ્ધિજ પામતી જાય છે.

કોઈ કોઈ વાર જીવનમાં એવો વખત આવી જાય છે કે જ્યારે કોઇપણ કાર્ય કરવાં સારાં લાગતાંજ નથી. દરેક કાર્ય અનિચ્છીત-ભૂલવાળાંજ લાગે છે, પણ તે વખતે ભૂલ

આપણા મનનીજ થાય છે તેમ નકી સમજજો. જ્યારે કોઈ પણ કાર્ય તરફ ખોટી દૃષ્ટિથી જોઈએ, ત્યારે તે સર્વ કાર્યો ભૂલવાળાં-ખોટાં, આપણને નહિ ગમતાંજ લાગે છે. જ્યારે આપણે અંધારામાં હોઇએ, ત્યારે દરેક વસ્તુ આપણને પણ અંધકારમયજ લાગે છે. પણ પ્રકાશમાં આવવું તે જેમ શક્ય છે, તેમજ હમેશાં પ્રકાશમાં રહેવું તે પણ બની શકે તેવું છે. વળી જ્યારે આપણે પ્રકાશમાં હોઇએ, ત્યારે દરેક વસ્તુ પ્રકાશમય, સુંદર, ઇચ્છવા લાયક, સારીજ લાગે છે; સારાંશ કે પ્રકાશમાંજ રહેવું, અંધારાને આપણાથી સદાને માટે દૂરજ રાખવું, અને આપણા જીવનમાં સર્વ પ્રકાશમયજ દેખાશે. પ્રકાશ તે પ્રકાશજ છે.

આખા દિવસમાં થોડી ક્ષણો તો હમેશાં તદન શાંતિમાંજ પસાર કરવાની ચાલુ ટેવ કદી છોડી દેશો નહિ. બને તો દિવસમાં જેટલો વખત બની શકે તેટલો વખત મનને શાંત-ગુંચવણ ભરેલા વિચારોથી રહિત-સંસારની ઉપાધિમય ખટપટોથી રહિત-રાખવા અવશ્ય પ્રયત્ન કરજો. થોડે થોડે વખતે આવી રીતે પ્રાપ્ત થતી શાંતિ મનને શુદ્ધ કરશે, વિચારશક્તિને વધારશે, અને મનની અવરાયેલી શક્તિ ધીમે ધીમે ખુલી થઈ જશે.

જ્યારે કોઇ પણ વખત તમે તમારી ધારણા સફળ થતી ન દેખો, તમારી ઇચ્છાનુસાર ફળપ્રાપ્તિ થતી માલુમ ન પડે, ત્યારે કદી પણ દિલગીરી ધારણ કરશો નહિ. કોઇપણ વખતે શોક દર્શાવવો દુરજ રાખજો, કારણકે દિલગીરી દર્શાવ્યા વગર સર્વ સમયે તમારે જે કાર્ય સાધવું હોય, જે ઇચ્છા ફળવતી કરવી હોય તેમાં દૃઢ મનથી ઉદ્યોગથી વળગી રહેવાથી અવશ્ય તે ફળશેજ, અને તમારી પ્રથમની ધારણા કરતાં વધારે સારૂં ફળ તમે મેળવી શકશો. દિલગીર અને નાસીપાસ દેખાવથી તો તે કાર્ય ઉપરનો અને તમારા મન ઉપરનો પણ તમારો કાબુ નાશ પામે છે.-ગુમ થઇ જાય છે, અને તે કાબુ મેળવતાં ઘણા વધારે વખત અને પ્રયત્નની પાછી જરૂર પડે છે. પણ દૃઢ મન, નિર્ણીત વિચાર, અને અડગ શ્રદ્ધા-ખંતથી તે કાર્ય પછવાડે મંડયા રહેવાથી તે કાર્ય અવશ્ય સફળ થવાનુંજ, અને તમારી ઇચ્છા પાર પડવાનીજ. માટે કદી કોઇ પણ કાર્ય કરતાં દિલગીર કે નાસીપાસ જવુંજ નહિ; શ્રદ્ધાથી અને ખંતથી તે કાર્ય પાછળ મંડવું, અને અવશ્ય વિજયમાળા તમનેજ મળવાની.

તમારે કદિ પણ નાહિંમત, નાસિપાસ, ગભરાયેલા મનવાળા, અગર શોકાન્વિત થવું નહિ. આવી રીતે મનનું નાહિંમત થવું, ગભરાઈ જવું તેજ તેની નબળાઈ સુચવે છે, અને તેવું નબળું મન જે કાંઈ મુશ્કેલીઓ તત્કાળમાં આવેલી હોય, તે દૂર કરવા સમર્થ થઇ શકતું નથી, જે મન હિંમત રાખી શકે છે, નિશ્ચયથી ચળતું નથી, સદા આનંદી રહી શકે છે, અને શ્રદ્ધાને ત્યજતું નથી, તેવા મનવાળા મનુષ્યોજ દરેક મુશ્કેલીનો નાશ કરી શકે છે, કારણકે તે મનુષ્યો સર્વ સ્થિતિમાં સર્વ વખતે ગમે તેવા પ્રસંગોમાં પણ મજબુત રહી શકે છે. ગભરામણવાળી અંધકારમય ક્ષણોમાં મનની નાસીપાસ-નાહિંમતી થઈ જવાની વલણ તેજ નિષ્ફળતાનું મુખ્ય કારણ છે. કારણકે મુંઝાતાં મુંઝાતાં મન એવી સ્થિતિએ જઈ પહોંચે છે કે જ્યારે તેની શક્તિ અને તેનામાં રહેલી ન્યાયબુદ્ધિનો નાશ થઈ જાય છે. જ્યારે જ્યારે મુશ્કેલીભર્યા કસોટીમાં પણ મન મજબુતાઇથી કાર્ય કરે છે, પોતાનું કાર્ય અજ્માવી અદણ કરેલ કાર્ય પાર પહોંચાડે છે, ત્યારે ત્યારે તેની શક્તિ-બુદ્ધિ-ચાતુર્યમાં સર્વદા વૃદ્ધિ થાય છે, તેથી તમે મનનપૂર્વક આ વાત લક્ષમાં રાખજો કે તમારા મનને તમે કદી પણ નિરૂત્સાહી, નાહિંમતી, અગર નાસીપાસ થવા દેશો નહિ, પણ હમેશાં પ્રાપ્ત કાર્યમાં આગ્રહથી ખંતથી મચ્યા રહેજો, અને અવશ્ય ઉત્તમ ફળની તમને પ્રાપ્તિ થશેજ.

જ્યારે તમને એમ લાગે કે અંધકારમય સમય આવી પહોંચ્યો છે, તમને દરેક કાર્યમાં નિષ્ફળતા મળે તેવોજ સમય વર્તે છે, ત્યારે પણ તમારી સર્વ શક્તિનો ઉપયોગ કરજો. જો તમે નાસીપાસી ધારણ કર્યા વગર તમારી શક્તિનો ઉપયોગ કર્યાજ કરશો, તો બાજી તરતજ પલટાતી માલુમ પડશે; અંધકારમાં પ્રકાશ પડતો માલુમ પડશે. જે કાર્યોમાં ચાલુ નિષ્ફળતાજ મળતી લાગતી હોય, તેમાં પણ સફળતા મળતી જશે. પણ તમે તેવા સમયમાં તમારી શક્તિનો ખ્યાલ કર્યા વગર તેને આવરી દઈ તે અંધકારમય મુશ્કેલીઓને તાબે થઇ જઈ તેની સામા થવાને બદલે તે રૂપજ બની જશો, તો તમે નીચા અને નીચાજ ઉતરી જશો, અને તમારી શક્તિનો પણ ઘણે અંશે કદાચ નાશ થઈ જશે. તમારૂં વાતાવરણ ગમે તેવું હોય, પણ તમારી કાર્યશક્તિ તો તમારા મન સાથેજ સંબંધ ધરાવે છે. તમે નાહિંમત બન્યા વગર ધીરજ રાખી કાર્ય આગળ ચલાવ્યા કરો, તો તમારી ઘટતી જતી લાગતી શક્તિની વૃદ્ધિ થવા માંડે છે, અને છેવટે મુશ્કેલીઓનો પણ અંત આવે છે, તેથી ઉલટું જો હિંમતને-ધીરજને નમસ્કાર કરી મુશ્કેલીઓને વશ થઈ જશો, તો મન મુંઝાશે, અને તમારી કાર્ય શક્તિનો ધીમે ધીમે નાશ થઈ જશે. આમ હોવાથી તમારે માટે ખાસ જરૂરનું અને ફાયદાકારક તેજ છે કે તમારે હમેશાં વધારે શક્તિ, વધારે માનસિક વિશાળતા, વધારે પૂર્ણતા, વધારે હિંમત, વધારે આનંદ તમારામાં રહે તેવી જાતનો સર્વદા પ્રયત્ન કરજો. ઉંચા ચઢો, અને વધારે ઉંચા ચઢો, અને વધારે ઉંચા અને મજબુત વિચારવાતાવરણમાં વિચરતાં શીખો; અને મનની વધારે ઉંચી શક્તિઓનો વિચાર કરી તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સેવો, અને આવા પ્રયત્નથીજ સર્વ કાર્યમાં સર્વદા તમને સફળતા મળશેજ.

આપણા ચાલુ જીવનમાં એવી ઘણી વસ્તુઓ હોય છે, એવું ઘણું વિચારક્ષેત્ર હોય છે કે જેને માટે આપણે અન્ય મનુષ્યો ઉપર આધાર રાખવો પડે છે; તેથી જે જે માણસના સહવાસમાં આપણે આવીએ તે તે માણસ સાથે યથાયોગ્ય સંબંધ થાય તેવી રીતે વર્તવાની ઘણી જરૂર છે. જ્યારે જ્યારે તમે કોઈના સંબંધમાં આવવા ઇચ્છો, ત્યારે ત્યારે આનંદી સ્વભાવ, મનની વિશાળતા વિગેરે સદ્ગુણોને ધારણ કરીનેજ, તમારાથી બને તેટલી ઉત્તમતા દર્શાવતાં તેના સંબંધમાં આવવા પ્રયત્ન કરજો, તેમ કરવાથી તેની પાસેથી જેની તમારે અપેક્ષા હશે તે વસ્તુ ઉત્કૃષ્ટ સ્થિતિમાં તમે પ્રાપ્ત કરી શકશો. આપણે અન્ય મનુષ્યમાં આપણા ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય, અને આપણી તે માટેની યોગ્યતાનો તેના મનમાં નિર્ણય તરતજ થાય તેવી રીતે વર્તવું જોઇએ. દિલગીર, નાસીપાસ, દુઃખી ચહેરો વિશ્વાસ ઉત્પન્ન કરી શકતોજ નથી; વળી તમારા મનમાં તે વસ્તુ પ્રાપ્ત થશે કે કેમ તેમાં શંકા હોય, ત્યાં સુધી પણ ઇચ્છીત કાર્ય ફળીભૂત થતું નથી. માટે શંકાને મનમાંથી દૂર કરી ઇચ્છિત કાર્ય સત્વરજ સફળ કરવાની તમારામાં શક્તિ છે તેવા તમારા મનના મજબુત નિર્ણય સાથે આનંદી સ્વભાવમાં રમણ કરતાં સર્વની સાથે સંબંધમાં આવવાનો વિચાર રાખજો, અને ધારેલ ધારણામાં તમે સત્વરજ ફળીભૂત થજો, તેમાં જરાપણ સંશય નથી.

દુનિયામાં કોઈ પણ વ્યક્તિને નીચે ઉતારી પાડવાનો, હલકો દેખાડવાનો પ્રયત્નજ આદરશો નહિ, પણ તમારી જાતને જેમ બને તેમ આગળ વધારવા, વિચાર વાતાવરણમાં શ્રેષ્ઠ થવાનું, મન ઉપર અંકુશ રાખવાનું, ઇચ્છિત કાર્યની સફળતા થઈ શકે તેવા આંદોલનમાં વિહરવાનું શીખજો. કાર્યક્ષેત્રમાં આવી રીતે આગળ વધવાથી હમેશા પરિણામ લાભદાયીજ—ચિરસ્થાયી—સંતોષકારકજ આવશે. પોતાની જાતને આગળ વધારવાની ટેવ હમેશાં પ્રાપ્ત કાર્ય સંપૂર્ણ કરાવે છે, અને મનને સંતોષ—આનંદ ઉપજાવે છે. જ્યારે અન્યને ઉતારી

પાડવાની-હલકા બનાવવાની ટેવ કોઈને પણ સુખી કરતી નથી; તમારૂં વિચારક્ષેત્ર પણ અશુદ્ધ થાય છે; મન આડે રસ્તે ઉતરી જાય છે, અને સામા માણસને પણ નુકશાન થાય છે, અને તમને તેમાંથી કોઈ પણ જાતનાં સુખ-સંતોષ મળતાં નથી, માટે અન્યની નિંદા-ટીકા કરવામાંથી સર્વદા દૂરજ રહેજો. તમારી પોતાની જાતને કેમ વધારે સુધારવી, માનસિક વિશાળતા કેવી રીતે વધારવી તેજ પ્રયત્નમાં સર્વદા રહેજો.

જો તમારે તમારા કાર્યોમાં ફત્તેહ અવશ્ય મેળવવીજ હોય તો તમારી જાતને સુધારો, અને તમારા કાર્યોને ઉત્તમ બનાવો. તમારા કાર્યો તરફજ દૃષ્ટિ રાખો; પણ તમારા હરીફ માટે એક અક્ષર પણ વિરૂદ્ધતાનો ઉચ્ચારતા નહિ. કોઇપણ માણસ સાથે દુસ્મનાઇ બાંધવી -શત્રુતા ઉત્પન્ન કરવી તે મનમાં ગેરવ્યવસ્થાજ ઉત્પન્ન કરે છે; અને આવી સ્થિતિમાં કોઇપણ કાર્ય સંપૂર્ણ થઈ શકતું નથી-ઇચ્છીત ફળ આપી શકતું નથી; તેથીજ અન્ય સાથે શત્રુતા રાખવી-તેની ટીકા કરવી, કે તેને હલકો પાડવો તે તમારી જાતનેજ નીચે ઉતારી પાડવામાં સાધનભૂત થાય છે. અન્ય સાથે શત્રુતા, કે અન્યની નિંદા-ટીકા તે તેને તો નુકશાન કરે અગર ન પણ કરે, પણ તમારી જાતને તો તેનાથી અવશ્ય નુકશાન થવાનુંજ.- તમે તો નીચી પાયરીએ ઉતરી જવાનાજ, માટે તમારા કાર્યમાં સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તમારી શક્તિનો અન્યને હલકા પાડવામાં ખોટો વ્યય ન કરશો; પણ તમારા કાર્યમાંજ મચ્યા રહેશો, તો અવશ્ય ફત્તેહ મળશેજ.

જો તમને એમ ખાત્રીથી લાગતું હોય કે તમારા વિચારો ઉત્તમ છે, અન્યને અનુકરણ કરવા લાયક છે, અન્ય તે ગ્રહણ કરશે તો તેને બહુ ફાયદો થશે, તો તમારા વિચારોની ઉત્તમતા દર્શાવવા અન્યના વિચારોની કદી પણ મશ્કરી અગર ટીકા કરશો નહિ. અન્યની માન્યતા-વિચારશ્રેણી ખોટી છે, તેવું સાબીત કરવામાં નકામો વખત ગુમાવશોજ નહિ, તમારી માન્યતા તમારા વિચારો ખરા છે, અનુકરણીય છે તે બાબત દર્શાવવામાં તમારો વખત પસાર કરો; અન્યના વિચારો ભલે તેની પાસેજ રહે. તમારે તેની સાથે કશો સંબંધ નથી. તમારે તે વિચારો ખોટા છે તે દર્શાવવાની પણ જરૂર નથી. જેમાં સત્યતા હશે તે સ્વતઃજ તરત તરી આવશે; પણ અન્યના વિચારો હલકા છે, ઉતરતી પંક્તિના છે, તેની માન્યતા ખોટી છે એમ દર્શાવવું તે ઉત્તમતાની નિશાની નથી. *અથવા તમારા વિચારો પણ હલકાજ છે તેમ તમારી નિંદા-ટીકા કરવાની ટેવજ* સાબીત કરે છે. સત્યને અસત્ય સાથે કદી લડાઇ કરવી પડતીજ નથી. સત્યનો હમેશાં જયજ થાય છે. સત્ય વિચારો, સત્ય વસ્તુ સ્વતઃજ તરી આવે છે; અને કોઈ પણ મનુષ્ય અસત્યનો સ્વીકાર કરશેજ નહિ. તેથીજ તમારી સત્ય બાબત સાબીત કરવા પ્રયત્ન આદરો. તેમાં વખત પસાર કરો, પણ અન્યની નિંદા-કુથલીની ટેવ છોડી દેજો. તેમ નિંદા કરવાથી અન્યની માન્યતા જૂઠી છે તેમ કદી સાબીત થવાનુંજ નથી. અન્યની નિંદા-ટીકા-દ્વારા પોતાના વિચારોની ઉત્તમતા દેખાડવા જનાર અંતે નાસીપાસજ થાય છે. તેના ઉત્તમ વિચારો ઉપર પણ બીજા મનુષ્યોને શંકા ઉદ્ભવે છે; માટે તેવી પ્રવૃત્તિ છોડી દઇ, તમારા સત્ય વિચારો જેમ વધારે ફેલાય, જેમ લોકસમૂહમાં વધારે જાણવામાં આવે તેવો પ્રયત્ન કરજો; અને તમારી સત્ય વાત અંતે અવશ્ય પ્રગટ થશેજ, લોકો તેને માન આપશે, અને અન્યના હલકા વિચારો સ્વતઃજ ઉડી જશે. લોકો તેના તરફ દૃષ્ટિ પણ નહિ કરે તે ખાત્રીથી માનજો. [1]

ઇતિશમ્.

---

૧. Efficiency નામક ઇંગ્રેજી માસિકમાંથી અવતરણ.

# પર્યૂષણ પર્વ.

( લખનારઃ—રા. ગોકુળદાસ નાનજીભાઇ ગાંધી-ટંકારા. )

આપના તરફથી પ્રકટ થતા હેરલ્ડ માસિકના "વાર્ષિક પર્યૂષણ અંક" માટે કાંઇ પણ લખવા માટે સૂચના થતાં, પર્યૂષણ પર્વ ઉપર જ સંક્ષિપ્તમાં કહેવા ધાર્યું છે.

**પર્યૂષણ એટલે શું ?**:—પર્યૂષણ એટલે સ્થિરતા. મનની આત્માને વિષે વિલયતા થવાથી જે સ્થિરતા પ્રાપ્ત થાય છે તેને જ પર્યૂષણ કહેવામાં આવેલ છે. મનોશાન્તિ, આત્મસ્થિરતા તે પર્યૂષણા.

**પર્યૂષણ પર્વની પ્રવૃત્તિ થવાનું કારણ**:—પર્યૂષણ પર્વની પ્રવૃત્તિ એ એક જાતનું સંમેલન છે. આધુનિક સમયમાં જેમ ધર્મકાર્ય માટે શ્રેયસ્સાધક અધિકારીવર્ગ, થીઓસોફિસ્ટો વગેરે સમુદાયવાળા, અમુક દિવસોએ એકઠા મળીને ધર્મધ્યાનને, તેમના પંથના રિવાજ અનુસાર સાધ્ય કરે છે તેવી જ રીતે પ્રાચીનકાળમાં ધર્મધ્યાન કરવાના રિવાજને લઇને વર્ષમાં આઠ દિવસ પણ મનોશાંતિ અને આત્મસ્થિરતાની સંપ્રાપ્તિ માટે એકઠા મળીને ધર્મધ્યાનાદિ સાધ્ય કરવામાં આવતાં હતાં; એજ પ્રવૃત્તિ પર્યૂષણાપર્વ તરીકે અદ્યાપિ પર્યંત મોજુદ છે. અનાદિકાળથી તે પ્રવૃત્તિ ચાલુ છે અને અનંતકાલ સુધી તે પ્રવૃત્તિ ચાલુ રહેશે.

દરેક માણસે અહર્નિશ આત્મસ્થિરતા ધારણ કરવી જોઇએ. આત્મસ્થિરતા ન રહેતી હોય તો તે પ્રાપ્ત કરવા માટે પ્રબલ પુરૂષાર્થ કરવો જોઈએ. જેઓ અહર્નિશ પ્રબલ પુરૂષાર્થદ્વારા આત્મસ્થિરતા પ્રાપ્ત કરવા પ્રયાસ કરી રહ્યા છે, તેઓને તો સદૈવ પર્યૂષણપર્વ જ છે; પરંતુ એવા અધિકારીઓ તો જગતમાં અનાદિકાળથી બહુ જ અલ્પ જોવામાં આવે છે. સામાન્ય બુદ્ધિ જીવો હમેશાં આત્મસ્થિરતા રાખી **શકતા નથી** એટલું જ નહિ પણ તેને માટે પ્રયાસ પણ કરી શકતા નથી; એવાઓને આખું વર્ષ ન બને તો દરેક મહિનામાં છ પરબી બે પક્ષે મળીને બાર દિવસ તો મનોશાંતિ અને આત્મસ્થિરતામાટે પ્રયાસ કરવો જોઇએ; પરંતુ તે પણ ઘણા સાધ્ય કરી શકતા નથી, તેમને માટે દશ દિવસ છે. તે પણ ન કરી શકે તેમને માટે આઠમ અને ચૌદશ બંને પક્ષે મળી દરેક માસમાં ચાર દિવસ તો આત્મસ્થિરતા મેળવવાના પ્રયાસમાં ગાળવા જ જોઇએ. પરંતુ ઘણા એવા જીવો છે કે ત્રીશ દિવસમાં ચાર દિવસ પણ આત્મધ્યાનદ્વારા આત્મસ્થિરતા પ્રાપ્ત કરી શકતા નથી, તેમને માટે મહાન્ આત્મવેત્તા શ્રી તીર્થંકર ભગવાનના કલ્યાણકના દિવસો નક્કી કરાયલા છે કે તે મહાન્ પુરૂષોની જયંતિના દિવસે તેઓશ્રીની આત્મસ્થિરતાની વાતોનું શ્રવણ કરી તે પ્રમાણે બનતો પ્રયાસ કરે, પરંતુ આવા અમુક દિવસોમાં પણ ઘણો સમુદાય સંપૂર્ણ ભાગ લઈ શકતો નથી. આત્મસ્થિરતા તો શી રીતે કરવી તે બાજુપર રહ્યું પણ સેંકડે નવાણુ ટકાને તો આત્મધ્યાનની પણ ખબર હોતી નથી. જ્યાં આત્મધ્યાનની કુંચીનું અજ્ઞાન છે ત્યાં મનોશાંતિ અને આત્મસ્થિરતારૂપ પર્યૂષણાની તો આશા જ શી રીતે રાખવી!!! આ બધું ધ્યાનમાં રાખીને જે ફરજીઆત રીતે અમુક દિવસો આત્મ-

શરૂઆતમાં દેખાદેખીએ અનુકરણ કરતાં શીખે પછી તે સાધકને સ્વતઃ વિચારનું સ્ફુરણ થશે અને સુધરશે. જેઓ દેખાદેખીમાંથી સત્ય રસ્તા ઉપર આવે છે તેમની તો બલીહારી છે. જગતનો ઘણોભાગ તો આખી જીંદગી દેખાદેખીમાંજ પૂર્ણ કરે છે એટલે કે કેવલ અંધપરંપરાએ ગાડું ચલાવે છે કે ઠીક છે પર્યુષણ પર્વ આવ્યાં છે માટે લોકની દેખાદેખીએ નિયમ પ્રમાણે પ્રતિક્રમણાદિ કરવાં અને એકાદ બે ઉપવાસ કરી નાંખવા, વળી એકાદ વખત સાકરની લેણી કરવી અને બહુ તો એકાદ પૂજા ભણાવવી એટલે બસ, પર્યુષણ પર્વની સમાપ્તિ થઇ, પર્યુષણ પર્વનો હેતુ પૂર્ણ થયો, જો કે આવી પ્રવૃત્તિ પણ કેટલીક વખત લાભદાયક થાય છે તથા તેઓ તે રસ્તેથી પણ પરંપરાએ કેટલી ધર્મપ્રવૃત્તિ પુણ્યપ્રતાપથી આગળ વધી શકશે એ વાત સાચી છે પણ જીંદગીનો ભરૂંસો નહિ હોવાથી, પરમ શાંતિને આપનારી આત્મજ્ઞાનીઓની વાણીને તરત ગ્રહણ કરવી પણ તેમાં પ્રમાદ કરવો નહિ જોઇએ. કેટલાકની માન્યતા એવી છે કે 'આગળ ઉપર સમજાશે, એકડા પછી બગડો હોય'–આ વાત સાચી છે પણ તેથી વિલંબ તો કરવો નહિ જોઇએ. ગૌતમજેવા મહાપુરૂષને પણ શ્રી વીતરાગદેવ મહાવીરને ઉપદેશ દેવાની જરૂર જણાતાં શ્રી ઉત્તરાધ્યયનમાં ફરમાવ્યું છે કે"

" कुसग्गे जह ओस बिंदुए थोवं चिट्ठइ लंबमाणए "

" एवं मणुणाय जीवियं समयं गोयम मा पमायए "

દર્ભને અગ્રે જેમ જલબિંદુ અલ્પકાળ રહી ખરી પડે છે તેમ મનુષ્યોનું આયુષ્ય

અસ્થિર છે માટે હે ગૌતમ (આત્મજ્ઞાન મેળવવામાં) ક્ષણ પણ પ્રમાદ કરવો નહિ,-મતલબકે અપ્રમત્ત થવું, અર્થાત્ આત્મધ્યાનની સુરતા તુટવા દેવીજ નહિ. ભાવાર્થ એવો છે કે આત્મધ્યાનદ્વારા વગર વિલંબે આત્મસ્થિરતા પ્રાપ્ત કરવી પરંતુ અંધપરંપરાએ ચાલવું નહિ. જગતનો ઘણો ભાગ અંધપરંપરાએ એટલે કે સ્વાશ્રયે નહિ કિંતુ પરાશ્રયે ચાલનો જોઇને ભગવાન્ સૂત્રકારને પણ શ્રી સૂત્રકૃતાંગ-સૂયગડાંગજીમાં ઉપદેશવું પડ્યું છે કે:—

**अंधो अंधं पहंणिंतो दूर मद्धाणु गच्छइ**
**आवज्जे उपहंजंतुं अदुवा पंथाणुगामिण**

જેમ કોઈ અંધ બીજા અંધોને દૂર લઈ જાય તો પણ તે અંધ ઉન્માર્ગે પડે અર્થાત્ અન્ય માર્ગે જાય પણ વાંછિત સ્થળે ન જાય એટલે કે પોતે અને બીજા અવળે માર્ગે જાય તેમ આત્મજ્ઞાનરહિત ક્રિયા કરનાર અજ્ઞાનીઓ નો અંધપરંપરા માર્ગ છે તે મુક્તિને અનુકુલ થાય નહિ.

ભાવાર્થ એવો છે કે કાંઇ નહિ તો વર્ષમાં આઠ દિવસ અવશ્ય આત્મસ્થિરતા પ્રાપ્ત કરવા માટે પ્રયાસ કરવો જોઇએ. આ હેતુ લક્ષમાં રાખીને જ પર્યુષણાપર્વની પ્રવૃત્તિ અનાદિ કાલથી ચાલી આવે છે અને અનંતકાળ સુધી દિગ્વિજય સાથે ચાલશે.

આઠ દિવસની આત્મસ્થિરતા માટે જ સમુદાય એકઠો થઇ, સવારમાં પ્રતિક્રમણ, સામાયિક, પૂજન કરે, પઠનપાઠન કરે કરાવે, ગાય આનંદમાં નાચે, નૂતન વસ્ત્રાભૂષણ ધારણ કરે, આત્મધ્યાન ધરે. ગાવું, નાચવું, પૂજવું, ભણવું, વગેરે આત્મધ્યાનનાં અંગભૂત છે કારણ કે ગાવા વગેરેથી પ્રેમ ઉત્પન્ન થાય છે, પ્રેમ ઉત્પન્ન થયેથી આત્મધ્યાન થઈ શકે છે અને આત્મધ્યાનદ્વારા આત્મસ્થિરતા સંપ્રાપ્ત થાય છે. આત્મસ્થિરતાની પ્રાપ્તિ એ જ પર્યુષણા જાણવું.

**પર્યુષણને પર્વ કહેવાનું કારણ:**—પર્વ એટલે ઉત્સવ કે આનંદનો ખાસ દિવસ. આઠ દિવસો પણ ઉત્સાહપૂર્વક, આનંદપૂર્વક, સ્થિરતાપૂર્વક, ઉજવવાના હોઇ તેમને મહાન્ પર્વ તરીકે ગણવામાં આવે છે. એ આઠ દિવસો શ્રાવણ વદિ ૧૨ થી ભાદ્રપદ સુદિ ૪—૫ સુધી મુકરરં કરેલા છે.

**પર્યુષણ પર્વ માટે શ્રાવણ-ભાદ્રપદ માસ પસંદ કરવાનો હેતુ:**—પ્રાચીન કાળથી આત્મસ્થિરતા-પર્યુષણા-માટે એટલે આત્મસ્થિરતા કરવા સારૂ તથા અગાઉ તેવા આત્મસ્થિરતાવંત થઇ ગયા તેમની યાદગિરિ સારૂ, એકઠા મળીને પરમાનંદમાં પર્યુષણાપર્વ ઉજવવા માટે શ્રાવણ વદિ ૧૨ થી ભાદ્રપદ સુદિ ૪—૫ સુધીના દિવસો નક્કી કરાયલા છે. એ દિવસો નક્કી કરવામાં પણ મહાન્ રહસ્ય રહેલું છે. એવો નિયમ છે કે આત્મસ્થિરતા સંપ્રાપ્ત કરવા માટે દેશકાલ ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. દેશ માટે ભરતક્ષેત્ર ઉત્તમ સાધન છે અને તેમાં પણ સિદ્ધક્ષેત્ર સમિપવર્તી સૌરાષ્ટ્ર એટલે કાઠિઆવાડ ઉત્કૃષ્ટ દેશ છે. કાલ ઉપર દૃષ્ટિ કરતાં સ્પષ્ટ સમજાય છે કે શિંઆલાની ઋતુ સારી છે પણ તેમાં અનહદ ઠંડી પડવાને લીધે મનુષ્યમન આત્મધ્યાનમાં સ્થિર નહિ થતાં, તે મનોમય ચક્રનું ઠંડી તરફ ખેંચાણ થશે એટલે કે ઠંડી છે તે પણ આત્મધ્યાનના સર્વોત્કૃષ્ટ સાધનામાં કેટલીક વખત અંતરાયભૂત થવા સંભવ રહે છે. ઉનાળામાં અતિ ઉષ્ણતાને લીધે લોહી ઉકળવાથી

સ્વાભાવિક રીતે ચિત્તમાં વ્યગ્રતા રહ્યા કરે અને તેથી પણ આત્મધ્યાનમાં મનની વિલયતા થઈ શકવી દુર્લભ છે. જો શીત અને ઉષ્ણકાલના સમભાવમાં કાલ હોય તો તે યોગ્ય ગણાય. આષાઢ મહિનાથી ચોમાસું બેસે છે ત્યારથી જગતમાં શાંતિ થાય છે. ઠંડી અને ઉષ્ણતાનું સમ પ્રમાણ થવાથી મન પણ શાંત થાય છે. આ ઋતુનો અતિ લાભ લેવા માટે મુનિરાજો અને મહાત્મા પુરૂષો તો ચાતુર્માસ-આષાઢ શુદિ ૧૫ થી આત્મધ્યાન ધરવા એક સ્થળે મચ્યા રહે છે. પરંતુ ગૃહસ્થો કે જેઓની ઉપર પોતાના બાહુબલે કમાઇ પોતાના કુટુંબનું પોષણ કરવાનું તથા દેશનું કલ્યાણ કરવાનું જોખમ રહેલું છે તેઓ ચોમાસાના ચારે માસ કાયમ રીતે આત્મધ્યાન ધરી શકે નહિ માટે તેવાઓ સારૂ ચોમાસાની લગભગ અરધી મોસમ જતાં એટલે શ્રાવણ ભાદ્રપદ માસની સંધિમાં-તદ્દન સમશિતોષ્ણ મોસમનાં દિવસો નક્કી કરેલા છે. આ દિવસો એવા છે કે તે વખતે ગૃહસ્થોને ઘણું કામ હોતું નથી એટલે કે લગભગ નવરી મોસમ જેવું હોય છે. આ મોસમના મોલપાણી સારા જોઇ, લોકોના ચિત્ત વ્યવહારદૃષ્ટિએ પણ સ્થિર હોય છે, ઉલ્લાસમય હોય છે. પૂર્ણ વરસાદ પાણીથી થએલ સંતોષને પરિણામે તેઓ એ પૈસા ખર્ચવામાં પણ છૂટ લઇ શકે છે. એ ઉપરાંત આ સમયે વાતાવરણ પણ સ્વચ્છ હોય છે, હવા નીરોગી હોય છે. આવાં કારણોને લીધે તે વખતે બાહ્યાભ્યંતર મનની સ્થિરતા સ્વાભાવિક હોય છે અને તેમાં આવું સત્સંગાદિ નિમિત્તદ્વારા આત્મધ્યાન કરવામાં આવે તો પછી મનોશાંતિની અપૂર્વતા માલુમ પડે અને આત્મસ્થિરતા સંપ્રાપ્ત થાય એમાં નવાઈ નથી. આવો હેતુ લક્ષમાં રાખીને જ શ્રાવણ ભાદ્રપદ માસની સંધિમાં, પર્યૂષણપર્વ ઉજવવા માટે પ્રાચીન કાલથી નિર્ણય કરાયેલો છે. જુઓ યોગ સાધક પુરૂષો અતિ ઉષ્ણ તેમ-અતિ શીત કાલમાં જોઇએ તેવો યોગ સાધી શકતા નથી પણ સમશીતોષ્ણમાંજ સાધી શકે છે. આત્મસ્થિરતા-પર્યૂષણ-એ પણ યોગજ છે તો આત્મસ્થિરતા કે જે યોગનું ફળ કે પરિણામ છે તેતો સમશીતોષ્ણમાં સાધ્ય કરવું જોઇએ તેમાં નવાઇ નથી. માટે જ દેશકાળ ધ્યાનમાં રાખીને પર્યૂષણ માટે શ્રાવણભાદ્રપદ માસની સંધિ પસંદ કરેલી છે.

**સાધુ અને પર્યૂષણા કલ્પઃ—**શ્રી કલ્પસૂત્ર તથા સ્થાનાંગાદિને વિષે સાધુના મુખ્ય દશકલ્પ એટલે આચાર કહ્યા છે તે પૈકી દશમું પર્યૂષણા કલ્પ કહેલું છે જુઓ શ્રી સ્થાનાંગ સૂત્રમાં " **पज्जोसवणा कप्पे**" પર્યુષણાકલ્પ (ઠાણો દશમો) કહેલ છે, તેમાં પર્યુષણનો અર્થ સ્થિરતા બતાવ્યો છે. એક સ્થળે સ્થિર થવું તે પર્યૂષણાકલ્પ. સાધુ લોકોએ ચતુર્માસમાં એક સ્થળે સ્થિર રહી આત્મસ્થિરતા સાધવી તે સાધુનો પર્યૂષણા કલ્પ છે. અષાડ સુદિ ૧૫ થી ભાદરવા સુદિ ૪ સુધી એટલે ૫૦ દિવસ સુધી સાધુનું ચતુર્માસ નક્કી ન કહેવાય. તેમાં ૫૦ દિવસની અંદર હરકોઇ મનુષ્ય સાધુ મુનિરાજને પૂછે કે 'મહારાજ શ્રી અત્રે ચતુર્માસ રહ્યા છો કે? ત્યારે સાધુજી કહે કે જેવી ક્ષેત્ર સ્પર્શના તે પ્રમાણે રહેવાશે' અને સંવત્સરી પ્રતિક્રમણ કરી રહ્યા પછી સાધુજી ચતુર્માસ નક્કી કરી લે, એટલે તે પછી એમ જ પૃચ્છા કરવામાં આવે તો એમ કહે કે 'આયુષ્યને આધીન છે બાકી અત્રે ચોમાસું રહેવાનું તો નક્કી ધાર્યું છે.' તેથી જ "**પર્યૂષણ દ્વિધા કહ્યું, શ્રી સૂત્રોની માંય**" આત્મસાધક સાધુમુનિ રાજોએ ચાતુર્માસ રૂપ પર્યૂષણમાં પૂર્ણ રીતે આત્મસાધનદ્વારા આત્મસ્થિરતાનો પ્રયાસ કરે છે તે એટલે સુધી કે એ સ્થલ છોડીને બીજે ગામ

તેઓ ખાસ ઉપસર્ગ સિવાય જતા જ નથી. તેઓની ઇચ્છા અન્ય ગામ જવાની થાય તો તેમને માટે અધિકાર પરત્વે શાસ્ત્રકારોએ ના પાડેલી છે. આઠ દિવસમાં સાધુ મુનિ-રાજો પણ શ્રાવકોને પૂર્ણ મદદરૂપ થઈ પડે છે.

**પર્યૂષણપર્વ અને શ્રાવકો:**—આઠ દિવસનું પર્યુષણપર્વ શ્રાવકોએ પરમશાંતિમાં વ્યતીત કરવું જોઇએ. પ્રાચીનકાલથી આ પર્વમાં શ્રાવકો વ્રત પ્રત્યાખ્યાન કરે છે. દાન, શિયલ, તપ અને ભાવના ભાવે છે તથા સાધુ મુનિરાજોની વૈયાવચ્ચ કરે છે, એટલું જ નહિ, પણ વ્રતી શ્રાવકોનું પણ પૂર્ણભાવથી વૈયાવચ્ચ કરે છે, આ બધું ભ્રાતૃભક્તિ વધારવાનું ખાસ સાધન છે. જગતમાં ભાઇચારો થાય તો જ દેશોન્નતિ થઈ શકે છે.

**પર્યૂષણપર્વમાં શી રીતે વર્તવું જોઇએ:**—આત્મસ્થિરતા પ્રાપ્ત કરવા માટે અખિલ વિશ્વ તરફ આત્મભાવ રાખવો, સઘળા જીવ, ભૂત, પ્રાણ, સત્ત્વ તરફ અભેદ દૃષ્ટિ રાખવી, દરેક તરફ પૂર્ણ પ્રેમની નજરે જોવું. એવી ભાવના રાખવી કે અખિલ વિશ્વમાં સઘળે આત્મ-સ્વરૂપ જ છે માટે કોની તરફ રાગદ્વેષ કરવો. સઘળે મારાં જ રૂપો છે. મારો, ઇશ્વરનો અને અખિલ વિશ્વના પ્રાણીઓનો અભેદ છે. કોઇ ભિન્ન નથી જ, એમ જાણી દરેક પ્રતિ પ્રેમ, અને પ્રેમ રાખવો. મનમાં આનંદમય રહેવું, ઝાઝું બોલવું નહિ, પણ આત્મધ્યાન જ કરવું. આત્મધ્યાનની અનુકૂળતા માટે થોડું ખાવું, ઉપવાસ કરવા, પ્રત્યાખ્યાન ( નિયમ ) કરવા, અને બંને વખતે પ્રતિક્રમણ-( આસનજયાદિ માટે ) કરવાં. જિનદેવદર્શન પૂજન કરવાં. મુનિરાજો પ્રતિ ઇશ્વરતુલ્ય ગુરૂભક્તિ અને ધર્મબંધુ તરફ ભ્રાતૃભાવ રાખીને અખિલ વિશ્વ તરફ આત્મભાવ રાખી વર્તવું. ટૂંકામાં કહીએ તો પર્યૂષણપર્વના આરાધકે પરમશાંતિપૂર્વક દરેક ભૂત તરફ આત્મભાવ રાખીને વર્તવું અને આત્મધ્યાનનો દોર તૂટવા દેવો નહિ. દોર ન તૂટે તેટલા માટે તેને મદદ કરનારા સામાયિક પ્રતિક્રમણાદિક આવશ્યક ક્રિયાઓ અવશ્ય કરવી જોઇએ. જેને ન આવડતી હોય તેણે સમભાવથી બીજા પાસેથી શ્રવણ કરી તે પ્રમાણે વર્તન કરવું જોઇએ. ઉત્તમ અધિકારીએ અંતર્મુખ ઉપયોગ ન ભૂલવો જોઇએ અને સાધારણ અધિકારીએ અંતર્મુખ ઉપયોગ કરવા સતત પુરૂષાર્થ કરવો જોઇએ. ટૂંકામાં કહીએ તો આત્માભિમુખવૃત્તિ રાખીને વર્તવું એ શ્રમણો અને શ્રવણોપાસકોનું પર્યૂષણપર્વમાં પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે અર્થાત્ પર્યૂષણપર્વમાં કેવલ આત્માભિમુખ વૃત્તિ રાખીને વર્તવું જોઈએ.

**પર્યૂષણ-પર્વના લાભ:**—આપર્વથી મનુષ્યમાં અધીનતાનો ગુણ પ્રાપ્ત થાય છે જીવાયોની ખમાવવાથી મનમાં દીનતા સાથે અંતઃકરણમાં નિર્મળતા આવે છે. જિનાલયો દ્વારા સૌંદર્યનું ભાન થતાં પ્રેમ પ્રકટ થાય છે. નિત્ય પ્રત્યે સામાયિકાદિકથી આસનજય થતાં પ્રાણજય, મનોજય કરી શકાય છે, અભેદ ભાવના ભાવતાં અખિલ વિશ્વમાં જ્ઞાનમય આ-ત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. તે ઉપરાંત શ્રી કલ્પસૂત્રાદિકદ્વારા મહાવીરાદિ મહત્પુરૂષો ના જીવનચરિત્રોનું શ્રવણ થતાં શી રીતે વર્તન કરવાથી મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે તેપણ સમજી શકાય છે

**પર્યૂષણ પર્વમાં સાંવત્સરિક પ્રતિક્રમણ:**—પ્રતિક્રમણમાં પ્રતિ એટલે સામાં અને ક્રમણ એટલે પગલાં ભરવાં, આત્મા સામે કે આત્માભિમુખ પગલાં ભરવાં તે પ્રતિક્રમણ.

પ્રતિ એટલે ઉલટાં અને ક્રમણ એટલે પગલાં ભરવાં અર્થાત્ બહિર્વૃત્તિથી ઉલટાં એટલે અંતર્સન્મુખ પગલાં ભરવાં કે અંતર્દૃષ્ટિ રાખવા માટે પુરૂષાર્થ કરવો તે પ્રતિક્રમણ. પ્રતિનો અર્થ સામે ( થવું ) લેતાં આત્મવિમુખવૃત્તિની સામે થઈ કે તેનો પરાજ્ય કરીને આત્મભિમુખ પગલાં ભરવાં એવોજ ભાવાર્થ થઈ શકે છે. જેઓ આખા વર્ષમાં એક અઠવાડીઆના સવારસાંજ મળી બે પહોર આત્માભિમુખ વૃત્તિ ન રાખી શકતા હોય તેવા અધિકારીએ વર્ષમાં એક દિવસનો સાંજનો એક સમય તો અવસ્ય પ્રતિક્રમણ એટલે આત્માભિમુખ વૃતિ રાખવા પ્રયાસ કરવા સારૂ પ્રતિક્રમણ કરવું જોઇએ. આત્માભિમુખવૃત્તિનો વર્ષ વર્ષ પ્રતિ એકજ વખતનો પ્રયાસ હોઈ આને સાંવત્સરિક પ્રતિક્રમણ કહેવામાં આવે છે. આ પ્રતિક્રમણ વખતે હમેશાં જેઓ પ્રતિક્રમણ કરે છે તેઓ તથા બીલકુલ જેઓ નથી કરતા તેઓ તમામ મળીને આત્મજ્ઞાનના પ્રકાશક પરમશાંત શ્રી સદ્ગુરૂની સાક્ષીએ આખા વર્ષનાં પાપોનો પશ્ચાત્તાપ કરીને હવે પછી તેવાં અપકૃત્યો નહિ કરવા મનમાં નિર્ણય કરવામાં આવે છે. આખા વર્ષમાં જગદભિમુખવૃત્તિ રાખવાથી જે કલ્પનામય સૃષ્ટિનો અનુભવ થયો હોય તે રૂપ જે પાપ લાગ્યાં હોય તે આત્માભિમુખવૃત્તિ દ્વારા વિલય કરીને હવે પછી જગદભિમુખવૃત્તિ નહિ કરતાં બનતાં સુધી આત્માભિમુખ વૃત્તિ રાખવાનો દૃઢ નિશ્ચય કરવામાં આવે છે એજ સાંવત્સરિક પ્રતિક્રમણનો હેતુ છે અને તે સર્વમાન્ય છે. જગદભિમુખ વૃત્તિને રોકવી કે વિલય કરવી અને આત્માભિમુખવૃત્તિનો આદર કરવો તે પ્રતિક્રમણ. શ્રી **સ્થાનાંગ** સૂત્રમાં પણ આશ્રવદ્વાર કે જગદભિમુખવૃત્તિને રોકવી તે પ્રતિક્રમણ કહેલું છે જુઓ "**पंचविहे पडिक्कमणे**" પ્રતિક્રમણ પાંચવિધ કહેલું છે "**आसवद्दार पडिक्कमणे**" આશ્રવદ્વાર-બહિર્વૃત્તિ-રોકવારૂપ પ્રતિક્રમણ, **मिच्छत्त पडिक्कमण.** મિથ્યાત્વ-દેહબુદ્ધિ પ્રતિક્રમણ કરવું, **कसाय पडिक्कमणे** કષાયને પ્રતિક્રમવાં, **जोग पडिक्कमणे** મન, વચન અને કાયયોગને પ્રતિક્રમવાં, **भावपडिक्कमणे** ભાવપ્રતિક્રમણ કરવું.

સાધુ મુનિરાજો માટે પણ પ્રતિક્રમણમાટે શ્રી **સ્થાનાંગજી** સૂત્રમાંજ ભગવાને ફરમાવેલું છે કે **पंच महव्वइयस पडिक्कमणे अचेलधम्मे पणत्ते** સાધુઓનો પંચ મહાવ્રત સહિત પ્રતિક્રમણ સાથે અચેલ ( વસ્ત્રરહિત ) ધર્મ ( શ્રીજીનેશ્વરે ) કહ્યો છે.

ઉપર પ્રમાણે શ્રમણે અને શ્રમણોપાસકોએ સાંવત્સરિક પ્રતિક્રમણ જરૂઆત કરવાનું હોઇ, તે પ્રતિક્રમણ અવસ્ય પરમભાવ પૂર્વક કરવું અને સર્વજીવોને શુદ્ધાંતઃકરણપૂર્વક ગદગદ કંઠે થઈ ખમાવીને સર્વત્ર અભેદભાવને ભાવીને નિજસ્વરૂપમાં લીન થઇ જવું એજ સાંવત્સરિક પ્રતિક્રમણનો હેતુ છે.

**પર્યુષણ પર્વની ભિન્નતા ઉપરથી ઉદ્ભવતા વિચારો:**—જૈનમાં મુખ્ય દિગંબર અને શ્વેતાંબર એવા બે વર્ગ પૈકી દિગંબરો અને શ્વેતાંબરોના પર્યુષણો સાથે નહિ થતાં આગળ પાછળ-તદન આગળ પાછળ-થાય છે પણ તેજ ઋતુમાં થાય છે. શ્વેતાંબરોમાં દેરાસરવાળા શ્વેતાંબરો અને સ્થાનકવાસી ઢુંઢક શ્વેતાંબરોને ચોથ, પાંચમનો તફાવત પડે છે. તપગચ્છ શ્વેતાંબરોમાં ( દેરાસરવાળામાં ) પણ ચંચલિક પાયચંદ, તપગચ્છ, ખરતર ગચ્છ, વગેરેમાં ચોથ પાંચમની તકરાર-જુજ તકરાર-જોવામાં આવે છે. (દિગંબર શ્વેતાંબરોની પર્યુષણાદિ માટેની તથા શ્વેતાંબરોની અંદર અંદર ચોથ પાંચમ વગેરેની નકામી તકરારો ચાલ્યાં જ કરે છે. આ તકરારોનો વાદથી અંત આવવાનો જ નથી. જુઓ પરમ

પૂજ્યતમ મહાત્મા શ્રી આનંદઘનજી મહારાજ પણ આવી નકામી પણ પાયમાલ કરનારી તકરારો કરનારા પ્રતિ દયાભાવથી ઉપદેશે છે કે "વસ્તુ વિચારે વાદ પરમપરારે, પાર ન પહોંચે કોય." અત્રે સુજ્ઞોએ વિચારવું જોઇએ કે આત્મસ્થિરતા થાય ત્યારે જ પર્યુષણ જાણવું. ભલે ચોથ હોય વા પાંચમ હોય તેથી શું!!! પણ આત્મસ્થિરતા થવી જોઇએ. આત્મસ્થિરતાથી મુક્તિ છે પણ ચોથ પાંચમથી જ ખાસ મુક્તિ થાય છે એવું કશું નથી. મંડલના માણસો એકઠા થઇ ભલે પોતાની મુકરરતા પ્રમાણે કેટલાક ચોથે પ્રતિક્રમણ કરે, પાંચમે ભલે કરે, કે પંદર દિવસ આગળ પાછળ ભલે કરે પણ ગમે તે ઉપાયે આત્મસ્થિરતા થવી જોઇએ. પ્રતિક્રમણ કરવાથી આત્મસ્થિરતા થાય છે કે કેમ, એ જોવાનું છે. કેટલેક સ્થળે તો ચોથ પાંચમના વાદવિવાદને તકરારનું રૂપ આપીને પર્યુષણપર્વને અશાંતિમય બનાવી દે છે. કેટલેક સ્થળે તો આત્મસ્થિરતા મેળવવાને સમયે એટલે પર્યુષણપર્વમાં આખા વર્ષની નાત જાતની, દેરાસરની કે ઉપાશ્રયાદિની તકરારો, પ્રતિક્રમણ કરવાના સ્થાનમાં જાહેર રીતે ઉખેળીને નકામી ચોવટો કરવામાં આવે છે અને તેમાંથી છેવટે કછ્યા પણ થયા વગર ભાગ્યેજ રહેવા પામે એવું સ્વરૂપ પકડાય છે. જો કે વ્યવહાર સાચો છે પણ તે પર્યુષણમાં ઉખેળવાનો નથી. પર્યુષણમાં તો દરેક જીવોને ખમાવીને પરમશાંત બની આત્માભિમુખ ઉપયોગ રાખવા શીખવું જોઇએ. જો એ પ્રમાણે રાગદ્વેષના મૂલભૂત તકરારો તજી દઇને કેવળ આત્માભિમુખવૃત્તિ રાખીને શ્રી વીતરાગ દેવે પોતાના અભેદ માર્ગમાં પ્રરૂપેલ શ્રી પર્યુષણપર્વનું પરમ પ્રેમપૂર્વક ઉજવણું કરવામાં આવે તોજ પર્યુષણપર્વની સફળતા થઈ અનુભવાશે બાકી તકરારો માટે તો આખું વર્ષ નવારજ છે ને!!!

ચોથ પાંચમ કે બીજા વાર્ષિક ઝગડા તજીને શાંત ચિત્તે આત્માભિમુખવૃત્તિ રાખી વર્તવું. ચોથ અને પાંચમ ભિન્ન થશે તો બે દિવસ ધર્મધ્યાનનું વાતાવરણ પ્રવર્તશે વળી પંદર દિવસ પછી પર્યુષણ થશે તો એ પણ એક શુભ-માંગલિક દિવસ તરીકે ગણાશે. એ દિવસ ધર્મધ્યાનનો હોઈ સૃષ્ટિના સૌંદર્યમાં વૃદ્ધિ કરનારો થશે. માટે એ નકામી તકરારો કોઈ પણ રીતે આત્મહિત કરનારી તો નથીજ. ભલે ચોથે, પાંચમે કે પંદર દિવસ પછી કરે પણ આત્મસ્થિરતા થશે તોજ તેમને પર્યુષણપર્વનું ફળ સંપ્રાપ્ત સારા પ્રમાણમાં થયું જાણવું.

**છેવટ બોધ:**—આ વિષયમાં ઘણું સમજવાનું છે તથા કહેવાનું છે તેનો સાર સંક્ષેપમાં સમજાવ્યો છે. આવું સર્વ પર્વાધિરાજ માંગલિક પર્વ વર્ષમાં એક જ વખત આવે છે માટે તે સંપૂર્ણ ભાવથી ઉજવવું. ધાર્મિક ક્રિયાઓ ઉત્સાહપૂર્વક કરવી અને બાહ્યચારો વધે, અભેદદૃષ્ટિ થાય, સતત આત્માભિમુખ ઉપયોગ રહ્યા કરે તેમ વર્તન ચલાવવું. શ્રી વીતરાગનો અભેદ માર્ગ આત્મજ્ઞાનમય છે પણ આ કાંઈ ભફાકીયા પંથ નથી.

સર્વની અભેદ દૃષ્ટિ થઈ, શ્રી વીતરાગ દેવે ભાખેલા અભેદ માર્ગદ્વારા સમાધિમાર્ગ પામીને પરમ શાંતિમાં સકલ વિશ્વ વિરામો એજ ઇચ્છા इत्यलम्.

ॐ शान्तिः शान्तिः शान्तिः

# પ્રભાતનો પડઘો.

## ( ગઝલ-કવ્વાલી. )

પધારી પાપની ત્યાગી, પ્રભુજી! આજ જાગું છું;
 શ્રમણુ મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું.
પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
 સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતોઃ
 પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.
વિસારી કર્મના ધારા, વહાવી કર્મની ધારા;
 ક્ષમા એ પાપની પ્યારા!, પડીને પાય માગું છું.
હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષડ્ વિકારોએ;
 જગતના વજ્ર તારોએ, જડાયો, આજ જાગું છું.
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
 ભરીને આંખમાં આંસું, પિતાજી! પાય લાગું છું.
ભરી કંઇ ગૂઢ મંત્રોને, રચી કર્તવ્યતંત્રોને;
 હૃદયનાં પ્રેમયંત્રોને, સ્વીકારો એજ માગું છું.
ભલો બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
 બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગું છું.

—વસન્ત.

# જીવનને મંદિરીએ

જીવનને મંદિરીએ વ્હાલા! પ્રાણને અંતરિએ વ્હાલા!
પુનિત પાવલીએ પરવરજ્યો—રે વ્હાલા!
હૃદયને આંગણિએ વ્હાલા!, કદમ અમ દેવડીએ વ્હાલા!
ઝીણી આંખલડીએ રમજ્યો—રે વ્હાલા!
હૃદય જ્યાં ટળવળતું ઘેલું, અધિરૂં વાટલડી જોતું;
ઉગર જળહળતું જોઇ કરજ્યો—રે વ્હાલા!
ગર્જારવ ઘંટડીઓ કરતી, આરાત્રિક અહોનિશ ફરતી;
આત્મોન્નત્ મંદિરીએ (આવી) બરજ્યો—રે વ્હાલા!
અંતરના આજા ઉછાળે, મનડાની મર્માળ માળે,
જીવન વહેણીએ (જલદી) વળજ્યો—રે વ્હાલા!
હૃદયમંદિરે માન કેવાં? પ્રેમ પરગણે પ્રણામ કેવા?
પ્રભુતા પ્રકટાવી પરવરજ્યો—રે વ્હાલા!
રસ ઝરશે-રમતાં હૃદયે તો, જીવન-અમિ મળતાં મનડે તો,
જ્યોત અમોલી ઝટ જળહળશે—રે વ્હાલા!

—પાદરાકર.

# વ્હાલીને વિદાય.

## સાહિત્યસુંદરીને છેલ્લો સંદેશો.

(ગઝલ—કવ્વાલી.)

કર્યો ઓ જાન ! તેં બેજાં, નિગાહે તીર મારીને;
રસી શું કાપ બેધમાં ? મને હ્રવે ઉતારીને !
ભરીને ગ્રંથ-પ્યાલામાં મને તેં ઇશ્કરસ પાયો;
દિવાનો દીનને આજે, કર્યો તે શું વિચારીને ?
રસીલા વર્ણ-વર્ણનમાં, રસેલાં શબ્દ-બાણોથી;
કર્યો કાતિલ મને આજે, જીગરમાં સર ઉતારીને !
ધરીને વસ્ત્ર શોભીતાં, નવાં નવ રંગ રસભીના;
નથી ઉલ્ફત ખુબી લીલા, વધારે શી ખુમારીને ?
અજબ જ્યોતિ જીગર જાગી, અલખ તારી લગન લાગી;
અભાગી ક્યાં શકે ભાગી ? પૂર્યો શીશે ઉતારીને.
**ન સૂઝે કંઇ જવું કરવું, ન રૂચે કંઇ પીવું ખાવું;**
**ગમે સંગીત તુજ ગાવું, ગુણો તારા ઉચ્ચારીને.**
બન્યો અંધો ભૂલ્યો ધંધો, તુટ્યો સંસારનો સાંધો;
જીગરમાં તારના બંધો, છૂટે દુનિયાં વિસારીને.
જગત્ ડોલાવતું જાદુ, જગાવી વાક્યરચનામાં;
છુપાતી ગ્રંથ-ઘુંઘટડે, હમારાં સર ઉતારીને.
હૃદયઆકાશવાસી તું, ઉદાસી અલ્પ જંતુ હું;
થયું શું ને થશે શું શું ? ઝુરું છું એ વિચારીને.
**નથી શક્તિ રહી તનમાં, નથી વાંચ્છા રહી ધનમાં;**
**મઝા શી માનતી મનમાં, ફકિરોને તું મારીને ?**
અજબ કંઇ યોગ જાગ્યો છે, અનેરો રોગ લાગ્યો છે;
બતાવો વૈદ્ય એવો જે, મટાડે આ બિમારીને !
નથી રહેતી જીગર ઘરમાં, ઝલાતી તું નથી કરમાં;
ઘૃણા તું રંક પર કર મા, ફરેબ તારી વિસારીને.
ક્ષમા મહેબુબ ! માગું છું, હવે તો પાય લાગું છું;
જવા દે દૂર ઓ દેવી ! જુડી યારી ઉતારીને.
ઘણો મોટો ગુન્હો કીધો, અજાણ્યો માર્ગ મેં લીધો;
હવે છોડો દુઃખી જીવો, બિચારો દાસ ધારીને.

—वसन्त.

# પાંજરાપોળ પ્રત્યે સમાજસેવકોનું કર્ત્તવ્ય.

[ રા. વા. મો. શાહ. ની 'સુદર્શન' નામની નવલકથામાંથી આ નીચેનો લેખ ઉતારવામાં આવ્યો છે, એવા હેતુથી કે, સમાજસેવકોને પાંજરાપોળ આદિ જાહેર સંસ્થાઓ તરફના પોતાના કર્ત્તવ્યનું ભાન થાય અને એવાં ખાતાંનાં નાણાં હચાપત કરનારાઓની પણ આંખ ઉઘડવા પામે.
——સમ્પાદક, 'જૈન કૉન્ફરન્સ હૅરલ્ડ' ]

સુદર્શનની ઈચ્છા પોતાના લગ્નને બીજે દિવસે સ્હવારમાંજ 'શીખ' લેવાની હતી; પરન્તુ હેના શિક્ષક અને મિત્ર વિવેકચંદ્રે જણાવ્યું કે "એટલી બધી ઉતાવળ કરવાની કશી જરૂર નથી; એક દિવસ રોકાઇને શહેરનાં ધર્માદા ખાતાં અને બીજાં જાહેર ખાતાંઓ જોવાં જોઇએ અને તે પૈકીની સુવ્યવસ્થિત સંસ્થાઓને આર્થિક સ્હાયતા આપી મજબુત કરવી જોઇએ." આ વિચાર શિષ્યે કબુલ રાખ્યો. સ્હવારમાં દુધ પી તેઓ પ્રથમ પાંજરાપોળ જોવા ગયા. હેમના 'પ્રોગ્રામ' માં તે પછી સરકારી સ્કૂલ તથા એક જાણીતા વૈદ્યનું ઔષધાલય જોવા જવાનું કરાવ્યું હતું.

સુદર્શન, વિવેકચંદ્ર, ઉપદેશક હરીલાલ, ઉત્તમચંદ, કેવળદાસ તથા સુદર્શનના મિત્રો સર્વ પાંજરાપોળમાં આવી પહોંચ્યા. દરવાજામાં એક ભીખારી જેવો માણસ બેઠો હતો, હેણે હેમનો સત્કાર કર્યો અને હેમની સાથે જઈ સઘળું બતાવવા માંડયું. સુદર્શન દરેક ચીજ બારીકાઇથી તપાસતો હતો. પ્રથમ તો હેને એકજ બારીવાળી ન્હાની કોટડીમાં ૨૦૦ ઘેટાનાં બચ્ચાને પૂરેલાં જોઇને ત્રાસ છૂટયો. એ ૨૦૦ માં પણ ત્રણતો આગલી રાત્રે મરી ગયાં હતાં, હેમનાં મૃત શરીરને જોઇ હેની આંખમાંથી અશ્રુ છૂટયાં. પેલા ભિખારી જેવા માણસને પૃછતાં હેણે વધુ માહેતી આપી કે, આ પ્રમાણે દરરોજ ૧૦-૨૦ લવરડાં મરે છે. ચાંદા પડેલા બળદપર માંખીઓ બણબણાટ કરી રહી હતી. ચોતરફ ગંદકી પથરાઈ રહી હતી. લવરડાં વગેરેને પવાતા દુધમાં ભેળ થતો હતો, હિસાબ જોતાં હેમાંતો સેંકડો રૂપીઆ ખવાઇ ગયેલા જણાયા ને દરસાલ પાંજરાપોળમાં જીવદયા નિમિત્તના સેંકડો રૂપીઆ આવવા છતાં અને અમુક જાતના વ્યાપારપર પાંજરાપોળનો ટેક્ષ નખાયલો હોવા છતાં સેંકડો રૂપીઆની 'ખાદ' જણાઈ. ઉંડું તપાસતાં જણાયું કે 'વાડ ચીભડાં ખાય છે.' જો કોઈ રીતે **સમજાવીને** અગર **ધમકીથી** પણ તે નાણાં શેઠીઆઓ પાસેથી પાછાં કઢાવી સકાય તો તે આગેવાન હોવાથી બીજા સામાન્ય માણસો પણ પોતપોતાની પાસેનાં પાંજરાપોળનાં નાણાં તુરત આપી દે.

વિવેકચંદ્રનો જન્મ આજ શહેરમાં થયેલો હોવાથી તે સર્વ રહસ્ય બરાબર જાણતો હતો, જે સુદર્શનને જણાવતાં હેણે કહ્યું કે, તે શહેરનો એક સ્વર્ગસ્થ આગેવાન જૈન, જેનું નામ માણેકચંદ હીરાચંદ હતું અને જે ધણોજ ધર્મશીલ પુરૂષ હતો, હેના કુટુંબના ગંગાદાસ નામના એક આગેવાને માણેકચંદની મિલ્કતમાંનો પાંજરાપોળના હકકનો મ્હોટો હિસ્સો પણ હજમ કર્યો છે; તેથી સપળાને લઇને વિવેકચંદ્ર પ્રથમ ગંગાદાસને ઘેર ગયો.

ગંગાદાસશેઠ વિવેકમાં તો ન્યાય નેતા નહોતા. હેમણે સુદર્શન જેવા શ્રીમંત પ્રાહુ-

ણાનું સારી રીતે આતિથ્ય કર્યું અને પછી આગમનપ્રયોજન પૂછ્યું અને વળી ઉમેર્યું કે, જો કોઈ **વ્યાપાર** સંબંધી વિચાર હેમનો હશે તો પોતે હેમની સેવામાં **તૈયાર** જ છે; કારણ કે પોતે **આડતનું** કામ કરતા હતા. **સુદર્શને** ખુલાસો કર્યો કે, આડતના કામ પ્રસંગે તે આવ્યો નહોતો પણ પાંજરાપોળ સંબંધી પૂછપરછ માટે આવ્યો હતો.

" ધન્ય છે આપને, શેઠજી ! આપ ધર્મકાર્ય પાછળ સારૂં લક્ષ આપો છો એ આપની લાયકી પુરવાર કરે છે." ગંગાદાસશેઠે મચકો લગાડયો.

" અને આપ પણ ક્યહાં ઓછી સેવા બજાવો છો ? સાંભળવા મુજબ આપ પાંજરાપોળની આગેવાની ધરાવો છો. હિસાબખિતાબ આપ રાખો છો અને જાનવરની માવજતમાંથી ઘડી એક નવરા થતા નથી. " સુદર્શને હેનું પેટ લેવા કહ્યું.

**ગંગાદાસ**—એમાં શું? અબોલ જાનવરની અરદાસ કરવી એ તો આપણી **ફરજ**છે.

**સુદર્શન**—ખરૂં; પણ એવી **ફરજ** કોઇક જ સમજે છે. જો **બધા** લોકો ફરજ સમજતા હોત તો અહીંની પાંજરાપોળની આ દશા ન હોત. મ્હેં સાંભળ્યું છે કે આપના કોઇ સ્વર્ગસ્થ કુટુંબીએ પાંજરાપોળને આપવા માટે અમુક રકમ આપને સોંપી છે; પણ તે રકમ કોઇ માગતું જ નથી, જો કે આપ તો તે ખર્ચવા તૈયાર જ છો. હવે લોકો જ્યહારે **આટલી** પણ ધર્મસેવા ન બજાવી શકે તો **બીજું** શું કરી શકવાના હતા ? આજ તો, જે બોજો ઉપાડે તે મરે, એવું છે; શેઠજી !

**વિવેકચંદ્ર**—એકલી પાંજરાપોળની જ બાબતમાં તેમ છે, એમ નથી, જૈનશાળા ખાતે પણ રૂ. ૧૫૦૦૦ શેઠ સાહેબને સોંપાયલા છે પણ કોઈ **માગે જ** નહિ ત્યહાં શેઠ તે શું બિચારા મરે ? પતીયાં, અપંગ મનુષ્યો, નિરાશ્રીતછોકરાંઓ વગેરેના લાભાર્થે પણ મ્હોટી રકમ શેઠસાહેબના ટ્રસ્ટમાં મુકાયેલી છે પણ કોઈ સાળા **માગતાના જ** નથી ત્યહાં શેઠનો વાંક શું કહાડવો ? એ તો આપે કહ્યું તેમ જ છે કે, **જેને માથે પડે તે ભોગવે.** શેઠ એક તો બધાના રૂપીઆ **સાચવે**, અને વળી **વહીવટનો બોજો** એમના માથે પડે; એ તે બિચારા શું મરે ? દિકરો એક ને દેશાવર ઘણા !

**સુદર્શન**—માસ્તર સાહેબ ! આપની વાત ખરી છે. ગંગાદાસશેઠને માથે આવી 'ડબલ ડયુટી' આવે એ તો અસહ્ય જ ગણાય. લોકો ખરે જ ગુણ **ચોર** છે. મ્હને એમ લાગે છે કે, શેઠજીને બેમાંથી **એક** તકલીફમાંથી તો જરૂર મુક્ત કરવા. શેઠજીને સોંપાયલી રકમો, શેઠજી, આપ તથા શહેરના બે સંભાવિત ગૃહસ્થોના નામે વ્યાજે મુકવા અને વહીવટ કરવા માટે આપને જ અહીં રાખવા હું ઇચ્છું છું. હવે હું વ્યાપારી લાઇનમાં પડયો હોવાથી આપને અહીં રાખતાં મ્હને અડચણ આવશે નહી; તેમ જ શેઠજીને પણ વહીવટની તકલીફ ઉઠાવવી નહિ પડે. (શેઠજી પ્રત્યે) કેમ શેઠજી, આ વાત આપને પસંદ છે ને? આપ ક્યાં નામો ટ્રસ્ટી તરીકે સૂચવી શકશો ?

**ગંગાદાસ**—મહેરબાન, જે રકમ મ્હને સોંપાયલી છે તે બીજાના હાથમાં આપવા હું તૈયાર નથી. મ્હારા કરતાં બીજો માણસ **વધારે** શાહુકાર હું જોતો જ નથી; અને રકમ તો ઘણીખરી ધર્માદા ખાતે **વપરાઇ** પણ ગઈ છે.

**વિવેકચંદ્ર**—ત્યહારે તે વપરાયેલી રકમનો હિસાબ બ્હાર પાડવા કૃપા કરશો ?

આપની ઇચ્છા થશે તો હિસાબ તૈયાર કરવામાં મદદ કરવા સેવક તૈયાર છે.

**ગંગાદાસ**—વિવેકચંદ્ર! ઝાઝી શાહુકારી જવા દો. આજકાલના ત્હમે અમારો હિસાબ માગનાર કોણ છો? ત્હમે અમારા માલીક-બાલીક છો કે શું?

**વિવેકચંદ્ર**—એમ ગુસ્સો કરવાનું કારણ નથી, શેઠજી! હું શાંત રીતે વાત કરૂં છું અને આપ શું કરવા તપી જાઓ છો? ભલા, ત્હમારી મરજીમાં આવે તેમ કરો, પણ આપના કાકા મરહુમ ગોપીલાલનું વુઇલ (વસીઅતનામું) જરા બતાવશો? અમારા શેઠજીને તે જોઈને ત્હેમાં જે ખાતે વધુ રકમ અપાયલી હોય તે ખાતે તે રકમમાં **પોતા તરફની** અમુક **સારી** રકમ ઉમેરીને તે ખાતાને **ધમધોકાર** ચલાવરાવવાની ઇચ્છા છે.

**ગંગાદાસ**—વીલ-બીલ કાંઇ થયું જ નથી; મરહુમે કાંઇ વીલ કરી કર્યું જ નથી. એમની કહેવાતી સઘળી મિલ્કત વડીલોપાર્જીત હોઈ આખા કુટુંબનો તે પર હક હતો અને તેથી અમે તે મિલ્કત લીધી છે; અમો ત્હેમના કુટુંબીઓમાં તે મિલ્કત સંબંધી તકરાર થતાં પંચદ્વારા વહેંચણી થઈ છે, કે જે વહેંચણીનો દસ્તાવેજ કરતી વખતે અમે **ભલા થઈને** ધર્મનિમિત્તે પણ અમુક રકમો લખાવેલી છે;

**વિવેકચંદ્ર**—સાહેબ! હું સઘળી વાત જાણું છું. 'વુઇલ' થયું જ નથી એમ જો ત્હમે કહેતા હો તો હું કહીશ કે ત્હમારા જેવા લબાડ અને ધર્મધુત્તા દુનીઆમાં કોઈ છે જ નહિ. લાખ રૂપીઆની ધર્માદાની મિલ્કત પચાવી પાડીને શાહુકારમાં ખપનાર એ ચંડાળ! જો, આ શું છે? આ ત્હારા મરહુમ કાકાનું કરેલું 'વુઇલ,' કે જે ગઈ કાલે જ મ્હારા હાથમાં આવ્યું છે. અને આ જો તે 'વુઇલ'ની સાબેતી માટે દસ્તાવેજી પક્કા પુરાવા! હવે તું 'વુઇલ' થયું જ નથી, એમ બુમ પાડયાં કરજે. હું હવે જોઉં છું કે તું ધર્માદાની રકમો કેવી રીતે ઉચાપત કરી શકે છે. ઓ નષ્ટ! ત્હેં તે 'વુઇલ' રદ કરાવવા માટે એક **બનાવટી** 'વુઇલ' પણ તૈયાર કરાવરાવ્યું છે, તે પણ મ્હારા જાણવામાં છે; પણ ઓ પાપી! બરાબર સમજજે કે પાપીને માણસ નહિ પણ પોતાનાં પાપ જ ખાશે. મ્હારી પાસે ત્હારાં સઘળાં છિદ્રનો ઈતિહાસ છે; જો તે આ રહ્યા; અને કહે તો ત્હને વાંચી પણ સંભળાવું. પણ તું કે જે બોકડાના દુધમાંથી અને લંગડાં ઢોરના ઘાસમાંથી ઉછરેલો છે ત્હેને એવું સંભળાવ્યાથી પણ શું હાંસલ છે? પરન્તુ માનજે કે હવે ત્હારૂં આવી બન્યું છે. હવે સરકાર જ ત્હને ઈન્સાફ આપશે. આજે જ હું ફોજદારી અને દિવાની બન્ને રાહે ત્હારાપર ફર્યાદ કરવા સજ્જ થઇશ.

વિવેકચંદ્રની આંખો લાલચોળ થઇ ગઇ તે ખરા રૂપ પર આવી ગયો, ગંગાદાસ પણ રાતો પીળો થઇ ગયો, પણ વયોવૃદ્ધ હોઇ તેણે જરા ગમ ખાધી. ત્હેનો એક યુવાન ભત્રીજો ત્યાં બેઠો હતો તે લાંબા હાથ કરી, મારવા જેવો દેખાવ કરી, બોલી ઉઠયો, "જાણ્યો જાણ્યે. ત્હને શાહુકારના છોકરાને! રહેવાને ઘર પણ મળે નહિ અને આટલી શેખાઈ શા ઉપર કરી રહ્યો છે? ફર્યાદની ધમકી આપીને રૂપીઆ કઢાવવા ઇચ્છતો હઇશ પણ પૈસા કાંઇ એમ મળે નહિ, તે દિવશે માણેકચંદ શેઠ કન્યાની વાત કરવા આવ્યા હતા ત્હારે ત્હેનું પણ સજ્જડ અપમાન કર્યું હતું. દુનિયાનું રાજ્ય ત્હારા ઘેર આવ્યું છે કે શું?"

**વિવેકચંદ્ર**—ઓ પાજી? ધર્માદાની મુડીથી ઉછરેલા ઓ ઢોર! તું **મ્હને** મ્હેણું માર-નાર કોણ છે? મ્હને રહેવાનું ઘર ન હોય એતો ઉલટી મ્હારી **લાયકીનો** **અચુક** પુરાવો છે. આવક કરવાની **શક્તિ** છતાં અને કોઈ પણ જાતનું **વ્યસન ન છતાં** હું ઘર ખરી-દવા-જેટલી ૨૦૦૦ રૂપૈડીની રકમ પણ બચાવી શક્યો નથી અને ગુપ્ત રીતે જન સેવામાં મ્હારા સર્વસ્વનો ભોગ આપું છું, એ વાતતો ઉલટી મ્હારા **લાભમાં** જાય છે. ત્હારી પેઠે પારકાં ઘર બથાવી પાડવાં અને ધર્માદાનાં ઘર વેચી વેચીને તે પૈસામાંથી બંગલા કરી ગાડી ઘોડામાં મ્હાલવું તે કરતાં **ઘરવગરનાં** થઇ રસ્તાપર સુઇ રહેવાનું અને રોટલા વગરના થઇ **હવાખાઉને** રહેવાનું હું વધારે પસંદ કરૂં છું. ત્હને હજી ખબર નથી કે હવા ખાઇને રહે-નારનો અર્થાત સર્પનો ડંખ કેવો હોય છે? અગંધન કુળના સાપની પ્રશંસા ખુદ ભગવાને કરી છે, તે નાગ પોતાની લીધેલી ટેક છોડવા કરતાં બળી મરવું વધારે પસંદ કરે છે. અને જાણ—ઓ કુતરા! જાણ કે—આ નાગ આજે જે ટેક લે છે તે જીવ જતાં પણ નહિ છોડે. ધર્માદાનો ખાધેલો પૈસો ઓકાવશે ત્હારેજ ઝંપશે ત્હારૂં કશું ચાલતું નથી ત્યહારે તું લાંચ રૂશવતનું સ્હેલામાં સ્હેલું તહોમત મુકે છે. પણ ઓ રૂશવતખોર બદમાશ! એકપણ માણસ બતાવ કે જે **મ્હારા** ચન્દ્રમાં સસલું બતાવી શકે? મ્હેં જો એવી રૂશવતો ખાધી હોત તો ખાવા પહેરવા અને ઓઢવા પહેરવાની દરકાર વગરના મ્હારે આજે એક બે હજાર રૂપૈડીના વંઘોલીઆનું મ્હેણું ખાવું પડતજ નહિ. હું જે રળું છું તે જાહેર સે-વાના કામમાં પડવા સબબે ખર્ચાઇ જાય છે, તેથીજ હું ' લંગોટીઓ ' બન્યો છું. પણ ત્હને શું ખબર નથી કે ' લંગોટીઓ સર્વથી **વધારે** લક્ષ્મીવાન હોય છે? લક્ષ્મી કાલે સ્હવારે ચોર કે સરકાર કે આગ ઉડાવી જશે; પણ **મારી** લક્ષ્મી પેલા દૂરના આકાશમાંના મજબુત કિલ્લામાં જમા થાય છે, તે મ્હને **જરૂર વખતે** મળશે. **હમણાં** મ્હને લક્ષ્મીની શી **જરૂર** છે? ખાવાને સાદું સાદું પણ ભોજન મળે છે; રહેવાને ભાડાનું પણ મકાન મળે છે; લોકો મ્હારા તરફ પ્રેમ અને માનની લાગણીથી જુએ છે; મ્હારી સલાહ અને હાજરીથી કેટલાંક જાહેર કામો સુધર્યા છે અને થયાં છે. મ્હારા હાડકાં પહોંચે છે ત્યહાં સુધી હું લક્ષ્મીની દરકાર કરવાનું કારણ જોતો નથી. લક્ષ્મીની દરકાર ત્હારા જેવા હાડ-કાના ભાંગેલા બીચારા બાપડા પશુડાનેજ સોંપી છે, કે જેઓને (પોતે રળવાને અશક્ત હોઈ) ધર્માદાની દોલત તરફ દૃષ્ટિ કરવાની જરૂર પડે છે. મ્હારાં હાડકાં જ્યહારે થાકશે ત્યહારે મ્હેં–પેલા અદ્રશ્ય ભંડારમાં જમા કરાવેલી લક્ષ્મીનો **જરૂર જેટલો હિસ્સો** મ્હને **મોકલવામાં** આવશે. **ખપકરતાં** વધુ લક્ષ્મીથી **અપચો** થાય–અપચાથી **દુઃખ** દરદ થાય અને તેથી **મૃત્યુ** થાય; માટે મ્હને તે **ઉપાધિથી** મ્હારો **પરમેશ્વરજ** દૂર રાખે છે.

સઘળે શાન્તિ પથરાઇ. વિવેકચંદની વાગ્ ધારાએ સર્વની વાચાને બાંધી લીધી. કેટલીક વારે સુદર્શન ઉભો થયો અને ગદ્ગદિત કંઠે વિવેકચંદને ઉદ્દેશીને બોલ્યોઃ "માસ્તર સાહેબ! આપની આટલી બધી લાયકી મ્હારા જાણવામાં આજે જ આવી. આપ છેક જ ખાલી છો અને રહેવાનું ઘર પણ ધરાવતા નથી એટલી બધી આપની કફોડી સ્થિતિ આજ સુધી મ્હારા જેવા લાખોપતિ શિષ્યની સમક્ષ પણ આપે જાહેર ન કરી એ આપના મગ-જની શ્રીમંતાઈ મ્હને આપના તરફ વધુ માનથી જોવા પ્રેરે છે. મુરબ્બી શ્રી! આટલું મ્હારૂં માનો અને આ લ્યો મ્હારો ડોકમાંનો મોતીનો હાર. ત્હેના આપને ૨૫૦૦૦ રૂપૈયા

ઉપજશે, કે જે રકમમાંથી એક સારા સરખું મકાન આપ અત્રે તૈયાર કરાવી શકશો. ” એમ કહેતાંની સાથે સુદર્શને તે હાર વિવેકચંદ્રના ગળામાં નાંખ્યો.

વિવેકચંદ્ર ઉપકારની લાગણીથી ગળગળો થઇ ગયો. તે તુરત ઉભો થયો અને હાર પોતાના હાથમાં લઈ પુનઃ સુદર્શનની ડોકમાં નાખતાં બોલ્યો; “ ભાઇ ! એ હાર ત્હમનેજ શોભે. હું કોઇ જાતના સદ્‌ગુણને વેચવા ઇચ્છતો નથી. મ્હેં ત્હમને મ્હારી નિર્ધનતા જણાવી નહિ અગર કોઈ જાતની લાલચ રાખી નહિ એ કાંઈ ત્હમારા હિત માટે નહિ પણ મ્હારા પોતિકા હિત માટે જ. ઉચ્ચ ખવાસ–સદ્‌વર્તન વડે આત્માનો વિકાસ–ઉત્ક્રાન્તિ થાય છે. એ લાભ કરોડો રૂપીઆના લાભથી વિશેષ છે. ત્હમારા પિતા ત્હમને શિક્ષણ આપવા બદલ મ્હને જે પગાર આપે છે તેમાંથી સાદાઇથી ગુજરાન ચલાવતાં જે કાંઈ વધે છે ત્હેમાંથી કોઇ વાર હું ગુપ્ત રીતે અત્યંત દુઃખી મનુષ્યોને સ્હાય કરૂં છું ! કોઈ વાર તત્વનાં નવીન પુસ્તકો ખરીદીને મ્હારા આત્માને અને જ્ઞાનવૃદ્ધિનો ઉપકાર કરનાર લેખકોને સ્હાય કરૂં છું, અને કોઈ વાર કોઈ લોકહિતના વિષય પર લેખ લખી ત્હેની ૫–૧૦ હજાર પ્રતો જાહેરમાં વિના મૂલ્ય વ્હેંચી લોકોની ઉત્ક્રાન્તિને સ્હાયભૂત થાઉં છું. હવે આવા થોડે પૈસે મ્હોટા નફો કરવાના ધંધામાં હું ત્હમારો કે કોઇનો ભાગ નાખું અર્થાત્ ત્હમારી રકમ લઇને ત્હમને ભાગીદાર બનાવું, એ મ્હને—‘ વણિક ’ ને કેમ પાલવે ! ”

સુદર્શન—મુરબ્બી ! આપ વધુ આગ્રહ ન કરો. આપના મ્હારા ઉપરના અવર્ણનીય ઉપકારો આગળ આ કદર કશા હિસાબમાં પણ નથી. ધિક્કાર છે મ્હને કે હું આ જ સુધી પાસેજ પડેલા ગુલાબની સુગંધીની કિંમત ન સમજી શક્યો. મહેરબાની કરી આટલી સેવા તો આપ સ્વીકારોજ.

વિવેકચંદ્ર—ભાઈ ! આપણે એક જરૂરી કામને છોડી આડકચામાં ઉતરી ગયા છીએ. આપણે અહીં ધર્માદાની મિલ્કતના રક્ષણ માટે આવ્યા અને એ કામને બદલે મ્હારા પુરાણમાં ઉતરી પડયા એ ભૂલ જ થાય છે. મ્હને માફ કરો; હું કોઈ રીતે મ્હારા પોતિકા ઉપયોગ અર્થે તે બક્ષીશ સ્વીકારી શકતો નથી; પરંતુ જ્યારે, ત્હમારો આટલો બધો આગ્રહ છે ત્હારે તે હમણાં ત્હમારી પાસે જ રાખો. કોઈ જાહેર હિતનું નવીન કામ હું ઉઠાવીશ તે વખતે તે રકમ ત્હેમાં વાપરવા માટે માગી લઇશ. અગર આધું ક્ય્હાં શોધવા જવું ? આ ગંગાદાસ શેઠ જો હજારો રૂપીઆની ધર્માદાની મિલ્કત પંચને રાજીખુશીથી સોંપવા તૈયાર ન હોય તો અમને એમ કરવાની ફરજ પાડવા માટે ઇન્સાફની કોર્ટનું શરણું લેવામાં થતા ખર્ચ માટે તે રકમ જૂદી રાખો.

સુદર્શને તે કબુલ રાખ્યું અને સૌ ઉઠયા. ગંગાદાસના હાંજા ગગડયા ! મનમાં તો તે બળીને ખાખ થઇ ગયો હતો પણ બહારથી મીઠાશ બતાવવા ખાતર જુહાર કરી સર્વને વિદાય કરીને ઘરનાં બારણાં બંધ કરી એકાંતમાં જઇ જાણે ત્હેના બાપનો બાપ તેજ દિવસે મરી ગયો હોય અને પોતે ત્હેના શોકમાં હોય તેમ ગુમસુમ થઇ બેઠો.

# ભૂલા પડેલા મુસાફરને.

( ધીરાની કાફી. )

ઓ મુસાફર! ઘેલા રે, સીધો રસ્તો લાગમાં;
અરે મૂર્ખ ! મન મેલા રે, અવળી વાટે ભાગમાં.
માયાની અંધારી આંખી, બન્યો આંધળો બેલ;
ચોર્યાશીની ઘાણી ફેરી ત્યાં નીકળ્યું તારૂં તેલ.
તોય નથી થાકયોરે, મધ્ય દરિયાને તાગમાં. —ઓ.

કાળ કોળિયો થાય મોહથી, ભ્રમર કુમાર પૂરાય;
દિપક તેજ વિષે મોહીને, પતંગ ભસ્મ થઈ જાય.
આ દુનિયાંની હોળી રે, ઉછળીને પડ મા આગમાં. —ઓ.

પુણ્ય પૂર્વનાં પ્રબળ હતાં, તે પામ્યો માનવ દેહ;
મોહ કરોળિયો જાળ પાથરી, દેશે તુજને છેહ.
એ વેર તારાં જૂનાં રે, આવ્યો છે આજે લાગમાં. —ઓ.

નામ તેહનો નાશ છે, સહુને શિર અવસાન;
જાણે, જુએ, રૂવે નિરંતર, તોય ન ભજે ભગવાન્ !
મીઠાશ તે શી લાગે રે, ભજનથી અધિકી કાગમાં. —ઓ.

ભગવદ્ભજન સહુ મન ગમતાં, શું કેર વિષય વિશેષ;
અત્તર, તેલ, ફુલેલ ત્યજીને, શી ચોપડવી મેશ?
તજીને મોક્ષ મેવારે, લીંબોળી ખાવા લાગ મા. —ઓ.

મોહ માયા છે જગની રાણી, તેને તારી જાણ;
પાપ પ્રપંચે કરે કમાણી, કરી ખેંચ ને તાણ.
ચોરી તું કરમાં ચોટારે, પુદ્ગલના આ બાગમાં —ઓ.

પાન કરીને ભક્તિ રસાયન, અમર બની જા વીર.
અવર નથી રસ એ સમ ઉત્તમ, વિચાર કર ધરી ધીર:
વિષય વિષ ચૂસીરે, હાથેથી મૃત્યુ માગમાં —ઓ.

હીરા જડિત સુવર્ણ દાબડી, ભર શું તેમાં ધૂળ?
અમૂલ્ય હીરો માનવ જીવન, ગુમાવે શું ઢોર?
વસંત તને વારેરે, હંસા જા મા કાગમાં —ઓ.

૨૩-૭-૧૩ —વસન્ત.

## બાળકોને કેળવો.

હરિગીત.

સહુ ધ્યાનમાં શ્રાવક બધા શુભ આ ભલામણ ધારજો,
મનને વિશાળ બનાવી તેમાં વિઘ્ન પડતાં વારજો;
બહુ ખબર રાખી ખાંતથી, સુંદીર બાગ બનાવજો,
રેઠી હૃદયનો રંગ ધરી ઉછરંગ જરૂર જમાવજો.
ધોરણ તણા ક્યારા કરી પાણી મધુર પિવરાવજો,
પરિશ્રમ લઇ પુષ્પો બધાં કરી ખચિત ખૂબ ખિલાવજો;
વાડો વિવેકતણી કરી વર કાર્ય અચળ કરાવજો,
ધરી વ્હાલ અતિશય બાલ પર વાત્સલ્યને વર્તાવજો.
પોતાતણું સમજી પરસ્પર પ્રેમને પ્રગટાવજો,
તન મન અને ધન ઉદય માટે હર્ષથી અજમાવજો;
આખા દિવસમાં એક ક્ષણ પણ એ વિચાર ચલાવજો,
અતિ આત્મભોગે આપણો મહાવીર પંથ મ્હલાવજો.

—મુનિશ્રી નાનચંદજી.

---

## વીરમાર્ગ શું તેના જ ભક્તો ભૂલ્યાં કે?

(જૂનું થયું રે દેવળ જૂનું તો થયું મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું.—
એ ભજનની ધૂનમાં.)

ભૂલી ગયા રે મારગ ભૂલી ગયા,
મહાવીરના મારગડાને ભૂલી રે ગયા—
સ્વધર્મી કેરાં દુઃખો કાને ન સાંભળ્યાં રે,
ક્રિયાની ધમાલમાંહે કૂદી તો રહ્યા રે— મહાવીરના.
અંતરના વૈરીઓને કદિયે ન ઓળખ્યા રે,
પરસ્પર ઝગડે પાયમાલને થયા રે— મહાવીરના.
જોગી પણ ભોગી કરતાં વધુ પંથ ભૂલિયા રે,
માનના કજોતા માંહે કૂલીને મચ્યા રે— મહાવીરના.
પવિત્ર માર્ગ મારા પ્રભુનો ન પામિયા રે,
અધવચની ગાળીઓમાં લટકી ગયા— મહાવીરના.
બોધનું શ્રવણ કરી ખૂબ કાળ ખોયો રે,
તણાયેલા તરભાપલા ઢીલા ના થયા રે— મહાવીરના.
પોતાના ડાંપણ આડે કોઈને ન દીઠા રે,
સમજણ વિના ખાલી સંકો સજ્યાં રે— મહાવીરના

—મુનિ શ્રી નાનચંદજી.

# Divine Discontent.

From the time man comes into the world from his journeyings in the dream-land at night down to the time he returns to it, the one dominant note is his mad pursuit after happiness. With the small hours of the morning commences his painful struggle to ensure for him as large a measure of happiness as he possibly can—wealth—that magician's wand-concentrating in the smallest compass all the comforts and luxuries this world could give-fills his mental horizon in his waking hours. To him it is the only object worth striving after with relentless energy, to the exclusion of every other idea as to the fairness or the means employed to attain it. In the storm and tumultuous din of his passions he can hardly ever hear the still small voice of his conscience—the better part of himself which gently asks him " Good man ! Suppose thyself is in possession of riches beyond thy wildest imagination and then pray tell me, can its possession give thee even a few minims of unruffled peace of mind, a sense of serene self-centred, inward balm ? If not why this breathless run after Utopia. " But that murmuring voice is drowned in the uproar of the brutes and rebellous hosts who have secured a lodgement in his heart. Their unceasing violence never allow their possessor a moment's rest. He plods through the weary day with the same unabated rigour and when dark mantle of night covers the orb of day, he drags his jaded limbs to a place he calls home. Seeking his bed he tries to induce sleep but his mind shoots off in thousand and one channels. After prolonged struggle sleep steals over him but his mind would allow him no rest. The night—mare echoing the dominant tendencies of his waking hours oppresses him while that unconscious state lasts. With the break of day it is the same old story again. The experience of the previous day is repeated with added zest over again. But all the while the gentle murmuring voice of God keeps streaming into his

conscience though the warning is never heard or if heard never heeded. This is true of a large majority of men who typify in themselves this dreary experience. They rapidly career through their life without bestowing one thought on the why and wherefore of their continuous exertion.

A day at last dawns when his exhausted limbs refuse to move. He makes one supreme effort to rouse to action his earthly tenement a day or two yet longer; but the vitality has all but ebbed out. He yields to the fell Destroyer and is hushed into his *last* grim repose. This is the *tragic* end of his career of toil. It is a horrid scene to picture before our mind's eye or even to contemplate the last struggle of death-bed, as it daily occurs under our very eyes. Their daily occurance has deadened our feelings; but it is none the less horrible for it. This is the sad fate of the ignorant masses.

But some reflective souls halt and reason with themselves the final upshot of human pursuits. It becomes a dead certainty to them that sooner or later, now or then die they must. Sages have observed that the consciousness of the certainty of death and the ignorance of the precise time of its occurance is the first step from the region of the known into that of the unknown. When this conciousness dawns upon him, all his joys and pleasures are vitiated by the spectre of death to him is now a stern reality and not a remote possibility as with the common herd of mankind. *Man* would have never cared to dive deeper for Light within, were it not for the certainty of death. Try as he may he cannot succeed to defy it, and at last over-powered by it he sets up enquiries in right earnest into the nature of soul and death.

The origin of innumerable systems of philosophy, psychology, and metaphysics may be traced to this one common source, which are so many modes of search after the One Absolute Truth from different standpoints as the seekers' frame of mind dictated.

In the west they try to *delude themselves into the belief* that end of life is the end of everything, and that nothing

remains or survives after death, thus giving rise to rank growth of materialism which dismisses all enquiries of this nature with the single explanation that all vital processes, thinking faculties and phenomena of life are the direct outcome of the combination of matter in different degrees of density and fineness in certain proportion and they are transmitted in a plasmic state by the operations of the Laws of Heridity. Love for and attachment to physical comforts urge them to evolve such fatal theories in order to suit their established habits of life. But human nature is the same the world over. Truth asserts itself and disturbs their pet snug beliefs even when least thought about. Now a days, the pioneers of Materialism and leaders of Western thought, through the contact with the East, have begun to see the utter fallacy of the theory that ascribes life to the effect of a material cause. Cause can never change its inherent property howsoever extended into effect. They now admit, as all sane men would do, that the property of matter is *Inertia.* But they would have this inherent property of matter-inertia turn into energy, life, soul or what you please to call it when combined in given proportion. The two-inertia and enegy have nothing in common. They are diametrically opposed as regards their nature or property. How could then both be made traceable to a single cause—the matter ? Thus human nature is slowing breaking through the mist of delusion into the light of reason even in soils where any truth which militates against physical delectations and " eat, drink and be merry notions " has least chance of striking roots.

Thus in every clime and country, under all circumstances and environements, the irresistible conclusion is the inevitableness of Death. From time immemorial some men of light have ever kept trying to avert death and decay and to attain this end they have directed their talents and energy to find out a common panacea to cure this fleshy frame of disease and death. But frustrated in every attempt to defy death they had at last to submit to this inexorable decree of fate and were compelled into the acceptance of the stern fact—the inevitableness of death.

When man grows into the consciousness of the certainty of death, a Divine discontent rises in his breast simultaneously. " Shall I die and depart from this world I hold so dear as I daily see so many of my fellow creatures die and depart?" he asks himself in some cooler moments of his life and the answer gently descends in his consciousness if only he is in earnest and sincere " yes; my dear Self ! The material tenament thou occupies at present is woven round thee by the operations of energies generated by thee in past births. Thou art a center around which this mass of flesh and bones is built up. Thou art independent of the body in as much as it could be held out for examination as a common piece of matter. Don't identify or confound thyself with the heap of flesh thou carriest about thee by the dispensation of *karmas.* Thou art as isolated against it as thou art against the roof thou standest under or the clothing thy body is wrapped up in. Don't sigh or pine at the prospect of what the ignorant call " Death. " There is nothing to be afraid of now when thou hast once grasped its essential nature. It is not self that dies. There is no death, no total extinction of anything, and if at all there is, it is nothing but the disintegration of the particles of matter. Disintegration is no extinction and either of the processes concerns thee not. Thou art as intact after " death " as before it. Thou art by the very nature Indestructible, Immutable and God in embryo. Divorce thyself from the idea of a physical being and cut asunder the bond of attachment which binds thee to endless transmigrations. Know this and be calm, serene and content with thyself. "

This plain language of truth is unsavoury to him at first. He tries to protest against and argue away the conviction brought home to him by the Higher part of his being. He cannot tolerate the idea of being separate from the body, he has so long cherished with feelings of extreme affection. He would not let go his hold over his second self. Now he seeks a religion that might reconcile spiritual bliss along with the free enjoyment of physical appetites. Demand creates supply and such cults as might accord with the tastes of the people,

came into being. Man in that stage could not hear the idea of his not being what he obiviously appeared prima facie. To this end he searched for a Personal God whose wrath he might appease by offering him bribes in the shape of oblations, sacrificial rites or puja offerings. To him God appeared as sitting above clouds and all others as His children indulging in pleasures which they earned by the sweat of their brow. Dreaded into such unwholesome beliefs by wily theologians, they-poor creatures-offered valuable gifts to the so-called apostles of God to ensure through them, His good-will here and hereafter. But man a rational being-as he evolves, soon begins to see the folly and unreasonableness in such selfish creeds in the name of God and feels himself sinking deeper and deeper in the Magmire of deluding beliefs. He rouses himself from that night-mare and institutes independent inquiries to find out a solution to the mysterious problem of his ultimate destiny " Who am I ? " he asks of himself and commences his search along the line dictated by his Higher part. He slowly begins to perceive that whatever he sees, touches, smells, tastes, hears and understands is " not self " as all such objects can be kept at an arm's length and set aside as apart from him. The physical body, which he till then identified with his 'self', seems now a fit object to be placed in the category of things set aside as "not self." The mental body then persistently presses its claim to be recognised as part and parcel of his "Self." But the search light of discrimination is brought to bear on it and the claim of mental body is very strictly shifted and enquired into until in the last analysis it can bear no further scrutiny-the claim is set aside as its physical counter-part and held equally untenable-the mental outfit is likewise found to be collection of fine tools which perform duty as his feelers at the Master's -the Self's command—they are no longer a part of his self as they proclaimed themselves to be till then. He has now hazy notion of his ultimate reality. He feels an unutterable void. Nothing attracts him; nothing pleases him. He finds himself landed in a strange plight. He feels blank dispair. He sees

nothing that is permanently his. He looks on the faces of his once dearly beloved friends and relations but they too fail to entertain or divert him. The grim truth is ever present to his mind that they are not his " self " and all that is not inalienably his own, he has learnt to discard as foreign. The streams of joy are now fast drying up The various objects of senses which yielded him pleasure appear as shadows when seen through the perspective of discrimination. His out-look on the world changes altogether. In the swarming multitudes of people and things he only perceives a maniacal rush of phantoms and frightful dance of shadows. "Why these people madly run after things which they can hold only on a brief tenure ? " he asks of himself. He turns gloomy and despondent and at times remonstrates with himself why at all he came in for a frame of mind which is not shared by his fellow beings. The horrible vaccum left in his heart by the exist of lovely pictures of yore is unfilled. The grandeur and bliss of spiritual consciousness has not yet dawned upon him. He has not grown into the realization or even recognition of his essential nature. The rays of Supreme Bliss has not yet filtered into his heart and filled the void so oppressing to him. He is Discontented; and we shall christen this feeling as " *Divine Discontent.* "—The forerunner of Bliss Eternal; the harbinger of coming Illumination–the herald of spiritual Dawn. This discontent is devoutly to be wished for by all aspirants to the Absolute Bliss–Earnest, sincere, genuine discontent with the world and its contents draws from the remotest corners of the Globe the Master who shows the path and firmly plants his feet on it. He guides him untill the last remnant of *Sansar* has dropped from him–until there is no vestige left of it in him. The world is full of Wise Ones and illumined Beings if man but really feels this Divine Discontent in the heart of his heart. But he is generally speaking ever insincere and only desirous of passing current as a religious man in the estimation of his fellows. Such men can only pick up crusts of dry bread from the Table of Knowledge to the merriment of Wise Ones. Reader ! ask yourself what position you would elect to grace.

The general run of mankind can ill-afford to forego the pleasures which their senses yield them or the contact with the physical objects. When such men stumble on some book describing the Bliss to be got in Absolution, their fancy is caught and forthwith they begin to experiment along a line which their fancy might prompt them to, or the proffessional religionist might dictate. But they are all the time careful not to eschew or let go pleasures derivable from objects of senses. The Master cannot brook man retaining both in his hands. He tells them to feel attached to one of them—to be a party man, either wedded to this or that and not to both. He admonishes them to keep one and relinguish the other. Man persists from time immemorial that he should be allowed to retain both. Deluded creature are these! They are on the look out for a guide who would reconcile both pursuits. Gentle reader! see that your name does not appear under this heading. And to avert that fate generate within yourself the *Divine Discontent* of the above description. Once this *Discontent* is genuinely felt, all the rest will evolve of itself, sooner or later. They are only pretenders and dabblers in religion whose thoughts have swayed beyond the confines of their material or mental sheaths and the objective phenomena before them. Give up attachment for everything that is not your " Self " and then and then only will the *Divine Discontent* grow upon you.

LIMDI,<br>KATHIAWAR. } *Sushil.*

---

બાલિકા. *

વેરાન વનમાં સરિતા કિનારે, વસતી હતી તે એકાંત સ્થાને;
પ્રશંસકો કોઇ હતા ન તેના, પ્રેમી જનો કો હશે નહીં વા.
એકાકી તારો નભમાં વિરાજે, અદૃષ્ટ નયને, ખીલે કરાડે;
ગિરિતણી, સુંદર કોઇ પુષ્પ,સૌંદર્ય આનંદ નિરૂપિરૂપ.
અજ્ઞાત અસ્તિત્વથી વિશ્વ તેના, ગતા થઇ તે, જગને શું એથી ?
ફિટયું જગત પણ મ્હારે મને તો, ઓ દિવ્યમૂર્તિ! બાલા મધુરી !

અમૃત.

* વર્ડ્ઝવર્થની 'She walked among untrodden ways' નો અનુવાદ.

# एक ऐतिहासिक प्रशस्ति.

## एक मोढ ज्ञातिना जैन शेठे करेली जिन प्रभावना.

वर्षे द्वादशकं विधाय विविधं तीव्रं तपो दुस्तपं
दृष्टादृष्टचतुष्टयं प्रवितनं निर्मूलमुन्मूल्य च ।
विश्वालोकक केवलं च विमलं संप्राप्य संदर्शितो
धर्मो येन चतुर्विधः स भगवान् वीरोऽस्तुवः श्रेयसे ॥१॥
श्रीमत्तीर्थाधिनाथरसुरसुरनरैः संकुलायां सभायां
पूर्वं व्याख्यायि याऽर्वाक् तदनु गणधरैः सूत्रता संदिदेसे ।?
निश्शेषांगिव्रजानामु [ पं ]कृति कृतयेन्यत्कृतान्य प्रवादा
जीयादेकादशांगी शिवपदसुखदा सा सदा विश्वविश्वे ॥२॥
मोढज्ञात्युदयक्षमाधरशिखा भूपाविधि द्योमणि—
र्जज्ञे ठकुररत्नसिंह इति ह श्राद्धः प्रसिद्धः पुरा ।
पुत्रस्तस्य बभूव बन्धुरगुणः श्रीजैनधर्माध्वगः
साल्हाको दयिता च तस्य समभूद् वूटीति नाम्ना श्रुता॥३॥
मेघाहः प्रथमः समस्तजनतास्तुत्यो द्वितीयस्तथा
वाघाख्यो व्यवहारिवर्गविदितो रामस्तृतीयस्तथा ।
तुर्यः पर्वतनामकश्च विविध श्री धर्मवद्धादरा—
श्चत्वारस्तनयास्तयोः समभवन्नेते क्रमाद्विश्रुताः ॥४॥
पूर्वामुचूः सोमान कला ( ? )
सतीषु रेखा ललकूर्द्वितीया
रूदीस्तथा दे मतिका च जाये
स्तूरमीषां दयिता अभूवन् ॥५॥
मेघाकस्याभूत् सुतो नर्मदाख्यः
ख्यातः क्ष्मायां न्यक्षदेशेषु मुख्यः ।
रामाकस्यायाभवद् वत्सराजः
स्वच्छस्वान्तः सज्जनानां प्रशस्यः ॥६॥

अथ च—

रामाह्वः पर्वतश्च प्रथितगुणगणौ तेषु वा सं सृजन्तौ
 प्रौढ श्रीस्तंभतीर्थाह्वयवरनगरे प्रोल्लसत्कीर्तिभाजौ ।
इभ्यश्रेणीषु मुख्यौ निजगुरुचरणांभोजभृंगायमाणौ
 मानातीतोत्सवौघैः प्रवचनमभितो भासयंतावभूताम् ॥७॥
अष्टापष्टादिवर्षत्रितयमनुमहाभीषणे संप्रवृत्ते
 दुर्भिक्षे लोकलक्षक्षयकृतिनितरां कल्पकालोपमाने ।
सत्रागारत्रयं यः प्रतिदिनमधमोत्कृष्टमध्यप्रभेदात्—
 मोदात्प्रावर्त्तयेतां निजविभव वरैःसदयावासनाभ्याम् ॥८॥
श्रीमच्छत्रुंजयाद्रौ प्रवरतरगिरौ रैवते चार्बुदे च
 श्रीजीरापल्लिपार्श्वप्रभृतिषु निखिलेष्वन्यतीर्थेषु भावात् ।
वापं चाप्य प्रकामं प्रचुरतरधनं स्वीयमात्मीय आत्मा
 चक्रे याभ्यां पवित्रः प्रविततः सुकृतैश्चापरैरप्युदारैः ॥९॥

अथ च—

तत्राप्यभूत् पर्वतनामधेयः समस्तलोकोत्तम भागधेयः ।
विशेषमूस्याहत धर्मकर्मा—(?) सक्तः समासन्न समस्त शर्मा॥१०॥
गार्हस्थ्येपि स्थितो यः श्रमणगण इवात्यन्तनिःसंगवृत्ति—
 र्व्यावृत्तच्याविमोहप्रमुखसमहान्तर्भवारिप्रवृत्तिः ।
सचित्तत्यागकारी परिमितविकृतिद्रव्यसंख्याधिकारी
 रागद्वेषापसारी परिहृतविषयः पापपंकापहारी ॥११॥
आवश्यकं द्विः सततं सृजेद् यः पूजां त्रिसंध्यं च जिनेश्वरस्य
सदागमार्थं च गुरोः समीपे शृणोत्युभाकर्णि गुणानुरागी॥१२॥
विशेषपर्वण्यनिशं विधत्ते चतुर्दशी मुख्य उपोषणाद्यम् ।
तपो विशे [पौषधपो] पधं च त्यक्त्वा गृहारंभभरं समं यः ॥१३॥
साधर्मिकाणां विविधान् महोत्सवान् श्री संघवात्सल्यमुखांस्तनोति यः ।
श्री जैनसच्छासनभासनप्रथा प्रभाकरांशुप्रतिमान् महीयसः ॥१४॥
गार्हस्थ्यभावे स्थितवानपीति श्री धर्म्यकर्माणि निरंतरं सः ।
तनोति यद्वद्भवमध्यसंस्थो योगी निजं यौगिककर्मजातम् ॥१५॥

इतश्च—

श्रीमत्तपागणनभोंगणमानुकल्प श्रीसोमसुन्दरगुरुप्रवरोपदेशम् ।
पीयूषयूष कमनीय सुधामयूख प्रख्यं निनाय विषयं निजकर्णयोः (सः) ॥१६॥

तथा हि—

न ते नरा दुर्गतिमाप्नुवन्ति न मूकतां नैव जडस्वभावम् ॥
न चान्धतां बुद्धिविहीनतां च ये लेखयन्तीह जिनस्य वाक्यम् ॥१७॥

लेखयन्ति नरा धन्या ये जिनागम पुस्तकम् ।
ते सर्वं वाङ्मयं ज्ञात्वा सिद्धिं यान्ति न संशयः॥ ॥१८॥

पठति पाठतामसौ ( ? ) वसनभोजनपुस्तकवस्तुभिः ।
प्रतिदिनं कुरुते य उपग्रहं स इह सर्वविदेव भवेन्नरः ॥१९॥

तेषां निशम्येति वचो गुरूणां सुधा समानं भवतारहेतुम् ।
समुद्यतान्तःकरणो बभूव सैकादशाङ्गी परिलेखनादौ ॥ २० ॥

एकादशाङ्गानि ततः शुभाय प्रालीलिखत् स्तम्भपुरे प्रधाने ।
वर्षेऽश्विनीपुत्रमहर्षिविद्या—सेरुय स्वलक्ष्म्यां श्रुतभक्तितोऽयम् ॥२१॥

आकाशातपवारणं परिलसत् तारावली मौक्तिकं
मेरुदंडसुदंडकांडममृतद्युत्पूर्न कुंभोज्ज्वलम् ।
श्री संघः परिधारयेद् विधिरसो यावच्चिरं नन्दतात्
तावत्पुस्तक एष कोविद कुलैर्वाच्यमानः सदा ॥ २२ ॥

॥ इति समाप्तेयं प्रशस्तिः ॥

**નોટ**—આ પ્રશસ્તિ પાટણમાં, ઝવેરી વાડામાં શા. ચુનીલાલ મુળચંદનો જે ઘર પુસ્તક ભંડારછે તેમાં એક 'જ્ઞાતાસૂત્ર, ની મૂળ પાઠની પ્રતી (પ્રત) છે તેની અંતમાં લખેલી છે. એ પ્રશસ્તિમાં, તપગચ્છનાયક મહા પ્રભાવક શ્રીમાન **સોમસુંદર સૂરિના** સદુપદેશથી **સ્તંભપુર** ( ખંભાત બંદર ) નિવાસી મોઢ **જ્ઞાતીય પર્વત નામા** શ્રેષ્ઠીએ પોતાના કલ્યાણ માટે આચારાંગ, સુયગડાંગ આદિ અગ્યાર અંગો લખાવ્યા હતા તેનું વર્ણન છે.

પૂર્વે **રાજર્ષિ કુમારપાળ**, મહામંત્રી વસ્તુપાળ તેજપાળ આદિ અનેક પ્રભાવક પુરૂષોએ અસંખ્ય દ્રવ્ય ખર્ચી, લાખો જૈનશાસ્ત્રો લખાવી, સેંકડો પુસ્તક ભંડાર કરી, વિકરાલ કલિ કાલના કઠોર ગાલમાં ગર્ક થતા જૈન સાહિત્ય રૂપ રત્નનિધિની રક્ષાકરી, પોતાની ઉત્કટ શ્રુતભક્તિ બતાવી, બાકી જૈન પ્રજા ઉપર જે અવર્ણનીય ઉપકાર કર્યોછે તેનું કોઈક દિગ્દર્શન થાય, તેટલા માટે આ પ્રશસ્તિ અહીં આપવામાં આવીછે.

**આનો ટુંક ભાવાર્થ નીચે પ્રમાણે છે.**

૧. જેમણે બાર વર્ષ (અને ૭ માસ ઉપર) લગી અનેક પ્રકારના કઠીન તપો કરી, ચાર ઘનઘાતિ કર્મનો સમૂળ નાશ કરી, સકળ પદાર્થસ્વરૂપ જ્ઞાપક સ્વપરપ્રકાશક કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, એવા શ્રી વીર ભગવાનની સ્તુતિ છે.

૨. શ્રીમત્તીર્થનાથ જિનેશ્વર પ્રભુએ અસુર, સુર, નર આદિની આગળ સમવસરણમાં અખિલ જગજ્જનોના હિતને માટે જે સદ્દેશના આપી, અને ગણધરોએ જેને સૂત્રરૂપે ગુંથી, તે શિવસુખદાયિની એકાદશાંગીની સ્તુતિ છે.

૩. પૂર્વે +મોઢજ્ઞાતી રૂપ ઉદયાચલના શિખરને ભૂષિત કરનાર સૂર્ય સમાન ઠક્કુર **રત્નસિંહ** નામા સુપ્રસિદ્ધ શ્રાવક થયો. તેનો ગુણવાન અને જૈન ધર્મમાં દ્રઢ **સાલ્હાક** નામા પુત્ર થયો. તેની **થૂટી** નામા પુણ્યવતી પત્નિ હતી.

૪. તે સાલ્હાક નામા શ્રાવકને ૧ **મેઘ**, ૨ **વાઘ**, ૩ **રામ**, અને ૪ **પર્વત**, નામવાળા ૪ સુપુત્રો થયા. તેઓ જનસમાજમાં અત્યંત પ્રતિષ્ઠાવાન્, વ્યવહારકુશળ, અને પૂર્ણ ધર્મપરાયણ હતા.

૫. મેઘની **સુમૂ**, ૨ વાઘની **લલતૂ**, ૩ રામની **રૂદી**, અને **હેમની** ( એ ), તથા ૪ પર્વતની **રતુ**, આ પ્રકારે ચારે ભાઇઓની સદ્ગુણી સ્ત્રીઓ હતી.

૬. મેઘનો, સમગ્ર દેશોમાં પ્રસિદ્ધ એવો **નર્મદ** નામે મુખ્ય પુત્ર હતો. તથા નિર્મળ હૃદય વાળો અને સજ્જનોમાં પ્રસંશનીય **વત્સરાજ** નામે રામને પુત્ર હતો

૭. તે ૪ ભાઇઓમાંથી, પોતાના ગુરુના ચરણ કમલમાં ભ્રમરની માફક લયલીન થયેલા અને અનેક ઉત્સવોના-સમૂહથી પ્રવચન જિનશાસનની શોભામાં વૃદ્ધિ કરનાર, અનેક સદ્ગુણોથી ભૂષિત, **રામ** અને **પર્વત** શ્રી **સ્તંભનગર** ( ખંભાત બંદર ) માં વાસ કરતા હતા.

૮. જ્યારે, * અડસઠાદિ ૩ ત્રણ વર્ષ પર્યંત કલ્પાંત કાળની માફક અતિ ભયંકર, લાખો પ્રાણીઓનું સંહારકરનાર, મહા ભયાનક દુર્ભિક્ષ દુકાળ પડયો, ત્યારે, તે, બંન્ને દયાળુ ભાઇઓએ ( **રામ** અને **પર્વતે** ) પોતાના પ્રધાન ધનથી જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારના સત્રાગાર-દાનશાળા માંડી હતી.

૯. તથા તેમણે શ્રી શત્રુંજય, ગિરનાર, આબુ, જીરાપલિ પાર્શ્વનાથ (જીરાઉલા) આદિ અનેક તીર્થક્ષેત્રોમાં ઘણું ધન વાપરી, બીજાપણ અનેક સત્ કાર્યોમા ઉદાર ભાવથી અગણિત દ્રવ્ય ખર્ચી, પોતાના આત્માને પવિત્ર કર્યો હતો.

૧૦. તે બંન્નેમાં પણ **પર્વત** હતો તે ઘણો ભાગ્યશાળી હતો- આર્હત ધર્મમાં અત્યંત શ્રદ્ધાવાળો હતો, તેમજ સઘળા પ્રકારના સુખો તેને પ્રાપ્ત થયા હતા.

૧૧. ગૃહસ્થ છતાં, તેસાધુ સમાન નિઃસંગવૃત્તિવાળો હતો, કામ, ક્રોધ, મદ, મોહાદિ ષટ્ અતરંગ શત્રુઓની પ્રવૃત્તિ જેણે રોકી હતી, જે સચ્ચિતનો ત્યાગી હતો, વિષયવિમુખ, અને અલ્પકષાયી હતો તથા વિગઈ આદિના પરિમાણ વાળો હતો.

---

+ હાલમાં મોઢ વાણીઆ ઘણાભાગે વૈષ્ણવો જોવામાં આવે છે, પણ ૩૦૦, ૪૦૦ વર્ષ પહેલાં ઘણોભાગ એ જાતિનો જૈનજ હતો એમ પ્રાચીન લેખોથી માલૂમ પડેછે. હજારો જિન પ્રતિમાઓ મોઢોની ભરાવેલી આજે વિદ્યમાન છે, મ્હોટા મ્હોટા પ્રતિષ્ટા મહોત્સવો તથા મહાન્ મંદિરો બનાવ્યાના લેખો ઘણે ઠેકાણેથી મળી આવે છે. વળી કલિકાળ સર્વજ્ઞ બિરૂદ ધારક, કુમારપાળરાજાપ્રતિબોધક શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પણ મોઢજ્ઞાતિકુલોત્પન્નજ હતા.

* આ એક નવી ઐતિહાસિક બીના જાણવામાં આવી છે કે વિક્રમ સંવત ૧૪૬૮, ૬૯, ૭૦, આ ત્રણ વર્ષ પર્યંત લાગટ ગુજરાતમાં ભયંકર દુકાળ પડયો હતો.

૧૨. સવારને, સાંજે-બન્ને ટંક આવસ્યક-પ્રતિક્રમણ કરતો હતો. પ્રાતઃ, મધ્યાન્હે, અને સાયંકાળે, એમ ત્રિકાલ જિનેશ્વરભગવાનની-જિનપ્રતિમાની પૂજા-સેવા કરતો હતો. દરરોજ ગુણાનુરાગી થઇ, ગુરૂ મહારાજ પાસે આગમ-શાસ્ત્ર શ્રવણ કરતો હતો.

૧૩. ચતુર્દશી આદિ પર્વ દિવસે ગૃહારંભ-સાવદ્ય કર્મનો ત્યાગ કરી, ઉપવાસાદિ તપ, તથા પૌષધાદિ (પોસહ-સામાયિક) વ્રત કરતો હતો.

૧૪. જૈન શાસનની પ્રભાવના-મહિમા કરવા માટે નાના પ્રકારના સાધર્મિકવાત્સલ્યાદિ મહોત્સવો કરતો હતો.

૧૫. ગૃહસ્થાવાસમાં રહ્યો થકો પણ, તે યોગીની માફક સાંસારિક કર્ત્તવ્યોમાં ઉદાસ ભાવે વર્તતો હતો, અને નિરંતર ધર્મકર્મમાં રત રહેતો હતો.*

૧૬. તપાગચ્છરૂપ આકાશાંગણમાં સૂર્ય સમાન શ્રી **સોમસુંદરસૂરિ** ગુરૂના (આગળના ૩ શ્લોકોમાં કહેલા) અમૃત સમાન સદુપદેશને નિજ કર્ણદ્વારા પીતો હતો.

(શાસ્ત્ર લખાવા સબંધી ઉપદેશ.)

૧૭-૧૮-૧૯—જે ધન્ય પુરૂષો, જિનાગમ-જૈન શાસ્ત્રો લખાવે છે, તે પુરૂષો દુર્ગતિમાં પડતા નથી. મૂંગા, આંધળા, જડમતિ, તેમજ બુદ્ધિહીન થતા નથી, જે પુરૂષો ભણનાર, ભણાવનારને પુસ્તક, વસ્ત્ર, અન્નાદિ સામગ્રીઓ આપી તેમની જ્ઞાનવૃદ્ધિમાં મદદ કરે છે, તે જીવો અવસ્ય સકલ ભાવ પ્રકાશક-કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધિપદ પામે છે, વિગેરે. વિગેરે.

૨૦. આ પ્રકારે અમૃત સમાન, અને સંસાર સમુદ્રની પાર પ્હોંચાડનાર શ્રી ગુરૂમહારાજના મુખથી નિકળેલી સદુદેશના સાંભળી અગ્યાર અંગો લખાવવા માટે તેનું અંતઃકરણ ઉજમાળ થયું.

૨૧. તેથી તેણે વિક્રમ સંવત્ ૧૪૭૨ના વર્ષે સ્તંભપુર (ખંભાત બંદરમાં)માં પોતાની લક્ષ્મી વડે એકાદશાંગી-અગ્યાર અંગો લખાવી શ્રુતભક્તિ પ્રકટ કરી.

૨૨. જ્યાં સુધી આકાશરૂપ છત્ર શ્રીસંઘના મસ્તક ઉપર શોભી રહે, ત્યાં લગી વિદ્વાનો વડે વંચાતું આ પુસ્તક ચિરકાળ આનંદો !!! **जि. घ. पाटण.**

## અગ્રેસરોની ઉંઘ.

### હરિગીત છંદ.

અતિ અંધ-**શ્રદ્ધાની** અજાડીમાં ઘણા અથડાય છે,
**શ્રદ્ધા-શિથિલ** થઇ સેંકડો જણ જૂઠથી જકડાય છે;
નિજ પંથ તજી પર પંથ કેરા પાસમાં પકડાય છે,
**સાધન વિના** બહુ જન તણા શુભ જન્મ એળે જાય છે. ૧
વત્સલપણું છે વેગળું બહુ વિષમતા વરતાય છે,
મહાવીર પંથ મળ્યા **છતાં પણ** ખોટ બહુ જણ ખાય છે;
નયને નકી નિસ્તેજતા નિર્બળ દશા નિરખાય છે,
**અગ્રેસરોની ઉંઘથી** આ સકળ સંઘ સીદાય છે. —મુનિ નાનચંદજી.

*શ્રી **સોમસુંદર** સૂરિનો જન્મ વિક્રમ સંવત્ ૧૪૩૦ માં, દીક્ષા ૧૪૪૭ માં, ૧૪૫૦ માં વાચક પદ, ૧૪૫૭ માં સૂરિ પદ, અને ૧૪૯૯ માં સ્વર્ગવાસ થયો હતો. એમનું વિસ્તારથી વર્ણન **સામસૌભાગ્ય** કાવ્યમાં છે.

## આજીજી.

પ્રભુ ! સાંભળો !

જડ ભાવમાં કઇં દિનથી, સહુ ભ્રમ મંહી ઘૂમી રહ્યા;
નથી નેત્ર કેનાં ઉઘડયાં, મોહપૂરમાં જાતા વહ્યા;
'ઉગાર સહુને' એ આજીજી છે—નથી અવર અભ્યર્થના!

### ખટક.

પ્રભુ,! જો જરા !

કર્મે મુને કઈ યુગ થકી, સ્વપાસમાં ગ્રહી પટકીઓ;
ભવભ્રમણમાં જીવ નિશ્ચયે ના, કાલ અનાદિ અટકીઓ;
'એ મહા દુઃખની ટાલો ખટક'—છે માગણી એ.

કચ્છ—પત્રી.
તા. ૧૦-૭-૧૩

—એક કચ્છી મુનિ.

# जैन भंडारोनी टीप केवी राखवी जोइए ?

લીંબડી, જેસલમેર, પાટણ, અમદાવાદ, ખંભાત આદિ વિધવિધ સ્થલોએ આપણા પવિત્ર આગમો અને પૂર્વાચાર્યોએ ઉપકાર અર્થે ગુંથેલા હસ્તલિખિત પુસ્તકોના ભંડારો છે તે કોઇથી અજ્ઞાત નથી, પરંતુ તે હસ્તલિખિત પુસ્તકો કયા ક્યા છે અને તેમના રચનારો કોણ કોણ છે, તેમની લેખનપદ્ધતિ કેવી છે, તેનું શ્લોક પ્રમાણ કેટલું છે તે હજુ ટીપરૂપે વિગતે અહેવાલ બહાર આવ્યું નથી, અને તેથી તેમનો પુનરૂદ્ધાર, તેમનું પ્રકાશન કરવાની વાત તો આકાશમાંજ રહે છે. શ્રી જૈનશ્વેતાંબર કોન્ફરન્સની ઓફીસ તરફથી આ કાર્ય જે જે ભંડારોની ટીપો મળી તે પરથી હાથ ધરવામાં આવ્યું હતું, અને મહાપ્રયાસે અને જોઇએ તે કરતાં થોડા વધુ ખર્ચે 'જૈનગ્રંથાવલિ' એ નામના પુસ્તકાકારમાં તેનું પરિણામ પ્રકટ થયું છે તે ઘણો સંતોષ લેવા જેવું છે. આ 'જૈનગ્રંથાવલિ' એ અપૂર્વ પ્રકાશ પાડયો છે અને તેમાંથી આપણાં પુસ્તકરૂપી જવાહિરોનો ખ્યાલ આવી શકયો છે, પરંતુ જે જે ટીપો પરથી કાર્ય લેવામાં આવ્યું હતું, તે ટીપો એટલી બધી અધુરી, પ્રમાદ-ઉતાવળ અને અશુદ્ધિથી કરેલી, અને પૂરી હકીકત પૂરી નહિ પાડનારી હતી કે તેથી ઘણે અંશે જેવી વિગતો જોઇએ તે પૂરી પડી શકી નથી, અને તે ઉપરાંત એવાં ઘણાં-હજારો વિરલ અને ઉત્તમ પુસ્તકો અંધકારમાં પડયાં છે કે જેની એવી અધુરી ટીપ પણ થઇ નથી યા મળી શકી નથી, તો પુસ્તકોદ્ધાર ખાતાએ દરેક જ્ઞાનભંડારની ટીપો જે જે સ્થલે તે હોય તે તેના સંઘની યા તે ભંડારના રખેવાળ ગૃહસ્થો, યતિઓની સહાનુભૂતિથી કરાવવાની જરૂર છે, અને તે રખેવાળ સજ્જનોએ-સંઘોએ પોત પોતાના જ્ઞાનભંડારની ટીપ સંપૂર્ણ સ્વરૂપમાં બહાર લાવવાની યા તૈયાર કરાવી લેવાની ખાસ ચીવટ રાખવી ઘટે છે.

અસલમાં પુસ્તકોની જાળવણી બહુ ઉત્તમરીતે રાખવામાં આવતી હતી, પુસ્તકો માટે

લાકડાના ડાબડા કરવવામાં આવતા હતા, અને જે જે હસ્તલિખિત પ્રતો હોય તેનાં નામ દર્શાવનારી કાગળની પટીઓ ચારેબાજુ મૂકવામાં આવતી હતી. અને તેપર પાનાંની સંખ્યાપણુ નોંધવામાં આવતી હતી. આ પુસ્તકો ડાબડામાં ઉદ્ધાઈ આદિ જંતુઓના ભોગ ન થઈ પડે તેને માટે ડાબડામાં અમુક જાતની સુગંધી વસ્તુઓના મિશ્રણની કોથળીઓ રાખવામાં આવતી હતી અને તે ઉપરાંત તે ડાબડાઓ વરસમાં કેટલીક વખત ઉઘાડી જોઈ તેને ફરીવાર પેક કરવામાં આવતા હતા કે જેથી જો કંઇ જંતુનો ઉદ્ભવ થયો હોય તો તે જંતુને કાઢી નાંખવામાં આવતું- આ પુસ્તકોને રેશમી કે બીજા વસ્ત્રોથી લપેટી લેવામાં આવતા હતા અને પછી ડાબડામાં બરાબર કંઈ માર્ગ ન રહે તેવી રીતે મૂકવામાં આવતા હતા. ડાબડાઓ ઘનાકાર હતા, અને પાંચ બાજુઓ એક બીજાને જોડલી હતી અને છઠ્ઠી બાજુ જે ડાબડાનું મુખ તે ઉઘાડું રાખવામાં આવતું હતું, અને તે બંધકરવા માટે બે બાજુએ નાની પટી મારવામાં આવતી કે જેમાં તે છઠ્ઠી બાજુ પૂરવા માટે રાખેલું પાટીઉં બરાબર બેસી જતું હતું. પુસ્તકો તાડપત્ર ઉપર કે અમદાવાદી જાડા કાગળના પાના પર કાળી શાહીથી અને તે લાંબી લીટીમાં વિષમચોરસના આકારના પાનામાં લખવામાં આવતા. તેમાં કોઈ શ્લોક પૂરો થતો કે આંકણી આવતી કે અધ્યાય સર્ગ પૂરો થતો ત્યારે લાલશાહીનો ઉપયોગ કરવામાં આવતો. આ શાહી એવી સરસ રીતે બનાવવામાં આવતી કે છસો વરસ ઉપરનાં લખાયેલાં પુસ્તકો હાલમાં જોતાં નવા જેવા સફાઇદાર અક્ષરો પૂર્ણરીતે બતાવી શકે છે મતલબ કે પૂર્વે છાપખાનું ન હોવાથી પુસ્તકો એવીરીતે લખવામાં આવતા કે તેનું ચિરસ્થાયીપણું રહે. રચનાર પોતે લખીને લહીઆને લખવા આપતા અને તેઓ લખવાની પદ્ધતિમાં પૂર્ણ અભ્યાસી અને કુશળ હોવાથી દરેલ અક્ષરે ધીમેથી બરાબર લખી આપતા અને તે ઉપર પોતાનું ગુજરાન કરતા. રચનાર તે પછી શુદ્ધિ કરતા, અને ત્યાર પછી અમુક ભંડારમાં મૂકતા. રચેલ પુસ્તકની એક કરતાં વધુ નકલો કરાવી દેશ દેશના ભંડારોમાં મોકલવામાં આવતી, અને તેથીજ એક પુસ્તકની અનેક પ્રતો આપણે જુદે જુદે સ્થલે રહેલી-જળવાઇ રહેલી જોઇએ છીએ, અને તેથી પુસ્તકશોધનમાં બહુ ઉપયોગી થઈ પડે છે. કોઈ પુસ્તક બહુ ઉપયોગી જણાતું અને લોકપ્રિય થતું તો પછી તેની અનેક પ્રતો થઇ જતાં હાલમાં પણ જૂનાં અને અપ્રસિદ્ધ હસ્તલિખિત પુસ્તકોની નકલો લહીઆ મારફતે થાય છે, અને જુની શૈલીએ ભંડારોમાં પુસ્તકો રાખી સાચવવાની વ્યવસ્થા ચાલુ છે.

આ પુસ્તકોની સંપૂર્ણ ટીપ રાખવી એ ખાસ આવશ્યક છે કારણ કે તેથી ઐતિહાસિક બાબતો મળી શકે છે એટલુંજ નહિ, પરંતુ બીજી અનેક બાબતો મળવાથી શોધકને સરલતા થઇ પડે છે, અને તે આપણે આગળ જોઇશું. હમણાં ટીપ કેવી રાખવી તે સંબંધી બોલીશું. આ માટે જૈનશ્વે. કોન્ફરન્સ સ્વ. તરફથી પ્રોફેસર રવજી દેવરાજે લીંબડી જ્ઞાનભંડારની ટીપ પુસ્તકો તપાસીને તૈયાર કરી આપી છે તે પરથી જે ઘણું જાણવાનું મળી શકે છે તે અહીં રજુ કરીશું. તે ટીપમાટે ભંડાર તા. ૩૦-૪-૧૯૦૬ એ જોવો શરૂ કર્યો હતો, તા. ૨-૫-૧૯૦૬ ને રોજ જોઈ લીધો હતો અને તા. ૫-૫-૧૯૦૬ ને રોજ ટીપ લખવી શરૂ કરી હતી અને તા. ૧૮-૫-૧૯૦૬ ને રોજ પુરી કરી હતી.

આમાં નીચે પ્રમાણે ખાનાં પાડ્યાં હતાંઃ—

| નં. ચડતો નંબર | પટા નં પટાનો નંબર | ગ્રંથ નામ | પત્ર | ગ્રંથ નામ ગાથા. | શ્લોક. | કર્તા નામ | રચ્યા સંવત | લખ્યા સંવત | ભાષા | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ડાબડો ૧ લો | | | | | | | | |
| ૧ | ૧ | ભગવતી (ટબાળી) | ૧૨૬૭ | | ૧૫૭૫૨ | ટબાકાર-પદ્મસુંદર | | ૧૭૯૮ | પ્રા. | |
| ૨ | ૨ | ભગવતી વૃત્તિ | ૫૧૫ | | ૧૮૬૧૬ | અભયદેવસૂરિ | | ૧૬૫૧ | સં. | ટીકાગત પ્રશસ્તિઃ—ચંદ્રકુળના વર્દ્ધમાનસૂરિ. તેમના શિષ્ય જિનેશ્વર તથા બુદ્ધિસાગર. તે બેના શિષ્ય અભયદેવ અને જિનચંદ્ર. તે બેના શિષ્ય યશશ્ચંદ્ર ગણિ તથા વિમળગણિ- યશશ્ચંદ્ર સહાયક અને વિમળગણિ- લેખન સહાયક હતા. શોધનકર્તા નિર્વૃતિકુળના દ્રોણસૂરિ. અણુહિલપુર પાટણમાં રચી. |
| | | ડાબડો ૨ જો. | | | | | | | | |
| ૩ | ૧ | બૃહત્ કલ્પસૂત્ર ટીકા ચતુર્થ ખંડ. | ૧૫૬ | | ૫૦૫૧ | તપા-ક્ષેમકીર્તિ | ૧૩૩૨ | | મ. | પ્રશસ્તિ—ધનેશ્વર સૂરિથી ચૈત્રવાલ ગચ્છ થયો, કેમકે તેમણે ચૈત્રપુરમાં વીરની પ્રતિષ્ઠા કરી. તેમના શિ. ભુવનેંદ્રસૂરિ, તચ્છિષ્ય દેવભદ્ર, તચ્છિષ્ય જગચ્ચંદ્ર-દેવેંદ્ર-વિજયચંદ્ર. વિજયચંદ્ર શિષ્ય વજ્રસેન-પદ્મચંદ્ર-ક્ષેમકીર્તિ. વિ. સં. ૧૩૩૨. |
| | | ડાબડો ૫ મો. | | | | | | | | |
| ૪ | ૯ | વિક્રમચરિત્ર | ૧૫૨ | | ૫૩૦૦ | કાસદ્રહ ગચ્છીય દેવમૂર્તિ સૂ૦ | ૧૪૯૬ | ૧૪૯૬ | સં. | ચૌદ સર્ગવાળું મહાકાવ્ય છે, અને તેમાં સિંહાસન બત્રીશીની કથા છે. |
| | | ડાબડો ૨૩ મો. | | | | | | | | |
| — | ૧૫૨ | કુમતાહિ વિષ જાંગુલિ | ૧૫ | | ૫૧૮ | રત્નચંદ્ર ગણિ | ૧૬૭૭ | ૧૬૮૨ | સં. | એનું બીજું નામ હિતોપદેશ છે. એમાં ધર્મસાગરનું બરાબર ખંડન કરેલ છે. |
| | ...૧૫૨ | હેતુગર્ભપ્રતિક્રમણ વિધિ | ૧૫ | | | જયચંદ્ર | ૧૫૦૬ | | સં. | |
| | | ડાબડો ૨૬ મો. | | | | | | | | |
| ... | ૨૩ | હંસરાજ વચ્છરાજ કથા | ૨૨ | | ૧૧૩૧ | મલધારી સર્વસુંદર | ૧૫૧૦ | ૧૬૬૭ | સં. | સંસ્કૃત કાવ્યબદ્ધ. દેવકપત્તનમાં રચ્યું: |
| | ...૨૪ | સુરસુંદરી રાસ | ૨૦ | ૫૧૧ | | નયસુંદર | ૧૬૪૪ | | ૧૬૬૪ | અતિ અશુદ્ધ છે. |

આવી ટીપોમાં કેટલાક સાંકેતિક ચિન્હ; અક્ષરનો પ્રયોગ કરવામાં આવે છે કે જેથી ટુંકામાં ઘણું સમજી શકાય અને તે ઉપરાંત અમુક પદ્ધતિ રાખવામાં આવે છે એટલે તેના અમુક નિયમો સમજી શકાય છે. તો તે અમો આપીએ છીએ.

## ચિન્હ સંકેત.

| | | |
|---|---|---|
| અડતાં નંબરની નીચે—ઉપયોગી | × | જડતી નથી |
| પેટા નંબર નીચે—વિશેષ શુદ્ધ | ... | વિશેષ અશુદ્ધ |
| ગ્રંથના નામ નીચે—પરદર્શનનું | ... | અપૂર્ણ |
| પત્રનાઅંક નીચે—વિશેષ રમ્યાક્ષર | ... | વિશેષ અરમ્યાક્ષર |
| ગ્રંથમાનના નીચે—આશરેથી ગણેલું. | | |
| લખ્યાના સંવત્ નીચે—પંચપાટ | ... | ત્રિપાટ. |

## અલ્પાક્ષર સંકેત

| | | | | | |
|---|---|---|---|---|---|
| અવ. | અવચૂરિવાળી | જૂ = | જૂની ગુર્જર | પ્ર. | પ્રકરણ |
| કા. | કાવ્ય | ટ. | ટબાવાળું | પ્રા. | પ્રાકૃત |
| ખર. | ખરતર | ટી. | ટીકા | બા. | બાલાવબોધ |
| ગ. | ગદ્યબદ્ધસંસ્કૃત | દ્વિ. | દ્વિતીય-બીજા | મ. | મધ્યમકાલની |
| ગા. | ગાથા | ન. | નવી લખેલ | મલ. | મલધારી |
| ગુ. | ગુજરાતી | પર. | પરમતી | મૂ. | મૂલ |
| ગ્રં. | ગ્રંથમાન | પૌ. | પૂનમીયા | શ્લો. | શ્લોક |
| ચો. | ચોપાઇ | | | સૂ. | સૂત્ર / સૂરિ |
| | | | | સં. | સંસ્કૃત |

## પદ્ધતિના નિયમો.

૧. પિસ્તાલીશ સૂત્રોના કર્ત્તાના નામ નથી આપ્યા, એટલે કે તેઓ ગણધરથી ગુંથેલા છે.

૨. જે ગ્રંથ એકવાર આવી ગયા પછી ફરીને આવે છે ત્યાં કર્ત્તા-ગ્રંથમાન-રચ્યા સંવત તથા ભાષાના કોઠા નહિ ભર્યા હોયતો આગળ મુજબ જાણવા.

૩ હૈમ વ્યાકરણ અથવા હૈમી નામમાળા લખી એટલે કર્તા હેમાચાર્ય છે એમ સ્પષ્ટ જણાઈ રહેતું હોવાથી ત્યાં કર્ત્તાનું નામ કદી ન હોય તોપણ સમજી લેવાનું છે.

૪ જે પ્રતમાં લખ્યાનો સંવત્ ન હશે તે જે દેખાવમાં પંદરમી કે સોળમી સદીની માલમ પડી છે ત્યાં 'જૂની' લખી છે, અને સતરમી કે અઢારમી સદી જેવી લાગી તો ત્યાં મધ્યમ ગણી તે કોઠો ખાલી રાખવામાં આવ્યો છે અને ઓગણીશમી કે વીસમી સદીની 'નવી' લખી છે.

૫ ટબાનું ગ્રંથમાન જ્યાં ખાસ જરૂર હશે ત્યાંજ આપવામાં આપશે, નહિતો નહિ જ; કારણ કે જેટલા ટબા છે તેટલા ઘણે અંશે અશુદ્ધ જ દેખાતા હોવાથી તે ઉતારવા યોગ્ય નથી. તેમ તેમનું ગ્રંથમાન કેટલું છે તે ચોક્કસ કરવું પણ મુશ્કેલ છે.

૬ ચૌદમી, પંદરમી, તથા સોળમી સદીની ગુર્જર ભાષાને જૂની ગુર્જર ગણી છે, અને ત્યાર બાદની ગુર્જર ભાષાને ગુજરાતી તરીકે લેખી છે.

૭ પિસ્તાલીશ આગમ તથા તેમની નિર્યુક્તિ, ચૂર્ણિ તથા ભાષ્ય એ બધાં પ્રાકૃતમાં છે; માટે તેના માટે ભાષાના કોઠામાં કંઈ ન લખ્યું હોય તોપણ તે પ્રાકૃતમાં જાણવા, તેમજ કોઇપણ વૃત્તિ, અવચૂરિ કે દીપિકા એ સંસ્કૃતજ હોય છે, તથા વ્યાકરણ—કોષ-છંદ, અલંકાર, અને કાવ્યો એ બધાં સંસ્કૃતમાંજ પ્રસિદ્ધ છે માટે તે સ્થલે સંસ્કૃત સમજી લેવા, તેમજ બાળાવબોધના માટે ગુજરાતીનો ઉલ્લેખ નહિ કર્યો હોય તોપણ ગુજરાતી છે એમ જાણવું.

# मागधी लेख.

## श्री भगवान वर्धमान स्वामीका धर्म.

लेखक:—उपाध्याय श्री आत्मारामजी महाराज (पंजाब संप्रदाय, स्थानकवासी जैन गच्छ.)

नमो समणस्स भगवतो महावीरस्सणं मित्त गण ! इमम्मि समय अहं जो धम्मो सिरि भगवं महावीरेण मक्खावया तेस्सिं णं किंचि सरूवे वणिउ अठे स लेहणी आरुढो करेमि. भव्व गण! ततीयांगे अयं सुत्ते अत्थि तंज्जहा तिविहे भगवता धम्मे. पं० तं सु अहिज्जते सु झातिते सु तवस्सिते जहा सु अहिज्झियं भवति तवा सुज्झातितं भवति जया सु झातितं भवति तदा सु तवस्सियं भवति से सु अहिज्झते सु ज्झातिते सु तवक्खाणेणं भगवता धम्मे पं० अयं भगवंताणं धम्मे पढम धम्मे अरिहंताणं भगवंताणं सु अहिझिते किंते विज्जाहितो सव्वाइं कज्जाणि सिद्धंति किन्तु सु विज्जातो सु विज्जा सदे सम्मं नाणस्स बोह करावेइ सम्मं नाणाउ सम्मं दंसण पयड भवति पुणो सम्मं दंसणाउ सम्मं चरिते पाउर भुए हवइ जइ तिण्हि एग समय पयड स्संति तेणं समय जीवस्सणं मोक्ख भवति पस्सह नाण दंसणस्स पहावो तस्साठे विज्जा भणेज्ज किंते सुत्तेवि एवं भासंति. जहा तम्हा सुय महिट्ठिज्जा जे उतमठं गवेसए जेणं अप्पाणं परं चेव सिद्धि संपाउणिज्जासि इय सुत्ते.

### विज्जाविसय.

पिय मित्ता ! सव्वे विज्जाहिंतो सुयविज्जा परम सेट्ठऽसि जस्सणं प्पहावउ अप्पाणं वा परस्सवा पुण सरूवे जाणाइ किंते विन्नाणे धाउतो विज्जा सदं सिद्धं भवइ वीय रागस्स णं आरिसं वयणं तहाअद्ध मागहा वारणं वि एवंभासइ. पुणो सव्व भाहिंतो अद्ध मागही भासा परम सेट्ठे अत्थि जस्स णं तिथ्थयर वा देवाणं सव्वे भासंति पस्सह विवाह पण्णत्ति पंचम सए जहा. देवाणं भंते कयराए भासाए भासंति कयरा वा भासा भासिज्ज माणी विस्ससति गोयमा देवाणं अद्ध मागहाए भासाए भासंति सावियणं अद्ध मागहा भासा भासिज्ज माणी विस्संसंति. तहा सव्व पयारस्सणं सत्ति अद्ध मागही भासाभंतो वट्टइ जहा समवाय

अंगे सुत्ते ठाणे चउतीसए. अद्ध मागधीए भासाए धम्म माइक्खति २२ सा वि-याणं अद्ध मागधी भासिज्जमाणी तेसिं सव्वेसिं आयरिय मणारियाणं दुप्पय चउप्पय पसु पक्खि सरीसिवाणं अप्पणो हित सिव सुहवाय भासत्ताए परिणमइ २३

इमे सुत्ते सपट्ठं करोति अद्धमागहा भासाए परम सत्ति अत्थितहा आयाणं सरूवेसव्वं पयारेणं सपट्ठं करेति. अहवा अम्हाणं अरिहंत देवेण सव्व जीवाणं हियट्ठे वारससंगं वा निच्च किरिया पुव्व उत्ते भासाए भासितए तहा सव्वे अज्जपुरिस्साणं अद्धमागहा भासा अज्ज भासा पस्सह पण्णवन्ना सुत्ते पढम पए. पुणो विदेसी संखावंतो पुरिस्सा वा अन्ने गंथ कारय अद्धमागही भासाणं त्थुइ करंति सो तस्स वुड्ढि अट्ठे परिसम्मं अरहे करितए. तहा बहवे इतिहास गंथेवि एवं लिहंति कि सव्व भासाहिंतो पढमं पायया भासा अत्थि देवाणुप्पिया. तस्सं वुड्ढि अट्ठे अनेक पयारस्सणं उज्झमं अरहेकरितए. से जहा नामए अद्ध मागही अज्झयण साला. अद्ध मागही समायाचारपत्तं. अद्ध मागही नामांके मुद्दातथा निगंथाणं वा निगंथिणं विजोगे सव्व पयारस्सणं वत्तालावे अद्ध मागही भासाए करित्तए. किंते अद्ध मागही भासाणं जया वुड्ढि भविस्सति तया सुय नाणस्सणं विमहा उदय अम्हाणं भविस्सति. सुयनाणं परम कोसे.

पुणो अम्हाणं निच्च कम्मे वि उत्तं भासा अंतो अत्थि भुज्जो उत्त भासाणं लिङ्ग विभत्ति अव्य समास संधि पय हेउ जोग उणाइ किरया विहाण धाउ तद्धिए निरुत्तिए नाम इच्चादि सव्वे अत्थि. पुणो किं ते न अस्स पयार करित्तए.

मित्त वरा ! अयं भासा परम पियऽत्थि विज्जाणं पयारउ पुणो जिणमत्तस्सवि पगास खिप्पं भविस्सति. किंते सुत्ताए सव्व विज्जासंति. सेजहानामए भासाणं पोगले अत्थि. एवं जिणा पण्णवंति. पस्सह संप्पइ काले णं सुहम यंत्तं जो सम्म पयाराउ रागं गायइ जइ पुग्गल अत्थि तयाहि जंते निरोह भूए एवं वियउजाणाइ ( भूमजाणाइ ) इच्चाइ सव्व विज्जा सुत्ताए विज्जमाणे विज्जाणं उदय केण प्पयारउ भवइ.

## अथ पेम भाव विसए.

पिय मित्ता ! पेम भावाउ सव्वे कज्जाणि सिद्धंति. पेम भावाउ मणपसन्न भवति. पेमभावाउ पसत्थज्झाणं हवइ. पेम भावउ विज्जाणं वा मयस्सणं उन्नइ भवति. सेजहा नामए जलसित्ता इव पायवातहा पेम भावाउ धम्मस्सणे जोगे भवति. पस्सह पेम भावाउ असनाइ केवा मेव उन्नइ करंति. तहा पेम भावउ वेमं जाहिना आया परम सुद्ध भवति.

कीवा कज्जं जो पेम भावउ णो सिद्धं भवति. ? जिण सासणस्सणं तो मुक्खं विणय धम्मे वा पेम धम्मे जहा विवाह पण्णत्ति. अट्ठि मिंजि पेमाणु राग रत्ते इति सुत्तं. पस्सह सुय केवामेव पेम भावस्सणं लक्खणं वण्णवंति. पुव्वं समयस्सणं जया अणुप्पेहइ २ ता तया परम दुक्खं भवइ. स समय कुतो गता ? जया काले सव्व पुढवि उवरि जैन मयस्सणं परम वित्थारओ आसी सिआ वाअस्स णं नाद् आसी पाय सव्वे जीवा जिणंद देवस्स नामस्सणं पुणो२ उच्चारण सव्वे भव्वा करंति. अहवा जिणंद देवस्स नामेणं सद्दे होथा. वा आयरिय सग सग गणस्सणं वुड्डि कारय होत्था सहस्साइं मुणि नवाइं गंथाणं रइत्ता आसी देसे संव आसी. इयाणि समय जिणमय पढमं अत्थि. अप्पं पुणो मय भेदे वहु किरिया भेद वहु. हा के कस्टेणं समय ! हे वट्ट माण समय तं खिप्पं गञ से समय पयड भवे. जस्स समये पुव्वं समाणे जिण धम्मस्सणं उदय भवे.

देवाणुप्पिआ ! ईसा दोस जहिता उववुह गुण पयड भवे, तो खिप्पं जिण मतस्सणं उदय भवेज्जा किंते जाव काले पेम सद्धिं आउ अप्पिए णोभवति. धम्मस्स णं वि तव काले उदय णो भविस्ससि. पर मत इव तहा निगंथाणं अरहे सए सए विवादेणं जहेज्ज पाय मुक्ख एगसमायारि करेज्ज. किंते मुक्ख समायारिओ कलहे णो समुप्पज्जइ से जहा नामए चउमासी पव्वए संवच्छरीए पव्वए इच्चादि तहा ईसा वेस विसुणाइं दुरं जहित्ता संतिस्सणंवा पेम भावस्सणं पुणो २ उवएसं करेज्जा. पस्सह, सय निंदाणं प्पहावउ जिण मयस्स णं केवा भेव सरूव भुए. अनेक कोडी संखाहिंतो अणुमाणे तेरस्स लक्खं चउतीस सहस्सं अत्थि, हा सोगं !

अच्छेरग भूए हवइ पाय चउ तित्थे पडिक्कमण वा आवस्सए समयइमे गाहा पढंति.

खामेमि सव्वे जीवा सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्व भूएसु वेरं मज्झं न केणइ ॥

परंतु एग अन्नउ नो भासण करंति. जइ तिएहं साहा जिण मयस्स णं परोप्परं वेसं भावं जहेज्ज, पुणो तिण्हि साहा एगउ भवेता. जिण मयस्स णं वा सुय नाणस्स णं पुणोद्धरण करेज्ज, तो खिप्पं उदय भवेज्जा. पासह, तिण्हि साहाणं मूल सिद्धंते एगे सेजहा नामए पंचत्थि काया, काल दव्वे, नव तत्त, पमाण, नय. पंच नाण, तिलोय, इच्चादि किंतु किरिया भेदे अत्थि वा सद्दा भेदे अत्थि. तया मूल सिद्धंते गिण्हिइ २ त्ता परोप्परं पेमभाव सद्धिं वट्टणारहे ॥

तिण्हि साहाणं अरहे एवामेव पत्थाव वंधेज्ज. जहा परोप्परं निंदायुत्ते लेह णो मुद्दिए भवे, णोपरोप्परं कस्सइ निंदाट्ठे कडि बद्ध करित्तए. किं तुम्भेणं जिण मयणं पुव्व वत्थाणु प्पोहित्ता, दुक्खं णो भवति जया सव्व मग्गाउ जिण मग्गे परम सुंदरे किंतु सए दोसेणं प्पहावउ अज्ज दिवसे वहवे जणा एवं वदंति. जिण मग्गे नात्थिक मते, असुइस्सणं मते सुण्णुजणा इच्चादि सद्दे वहवे जणा किंते भासंति केवल सए वेसेणं प्पहावउ वा निंदा युत्ते लेहाणं प्पहावउ. एग तित्थयरस्सणं पुत्ते परोप्परं एवमेव वत्ताव सोगं. सुत्तेणं एवं भासंति. उव वुह थिरिकरण वच्छल प्पभावणा अवस्सं करेज्ज. देवाणुप्पिया! जिणमय नत्थि नात्थिक मते. नात्थि असुइणं मते, सावयाणं सत्तमि वए एवं भासंति. णो धिना प्पमाणं सावए उवभोग परिभोगं करेज्ज. तहासाहुवि निरातियारं किरिया पालेज्ज. मलादि असुइ नट्ठं करेज्ज. पस्सह निसीह सुत्ते जइ नअयामइ २ तंवा साइज्जइ मासियं परि हारं पाउणइ. तहा पंच विहे सोए पण्णत्ता तंज्जहा पुढवि सोए, आउ सोए, तेउ सोए, वंभ सोए, मंत्त सोए. पस्सह जिण सत्थ एवामेव भासंति. किन्तु सए वेसेणं प्पहावउ लोगे किं वदंति, जइ सिरि संघ मज्झे तिण्हि साहा परोप्परं पेम भावं पयड करेज्ज. पुणो विज्ञाणं उन्नइ करेज्ज. किं पुणो जिण मग्गे उदय भावस्स णं णो भवेज्जा अवस्समेव भवेज्जा. किंते अयं समय परोप्परं निंदाणं नत्थि. अवि तु अयं समय उदयस्सणं अत्थि. पस्सह जम्मि समय रायस्स सव्वेण पयारेणं सतंत्तानत्थि. तम्मि समय जिण मयस्सण केवा मेव उदय आसी. वट्टमाणे काले धम्मो उन्नइस्सणं पुण पयारेणं सतंत्ता अत्थि. किंतु सय पमाएणं सव्व मग्गाउ पाय अवणतिस्सणं पत्ता. सोगं. !

जस्स सिद्धंतस्सणं विदेसी सखावंत पुरिसे वा देसी विज्जं पुरिसे सतत मुहाउ महिमा करंति. स सिद्धंते पण्णत्त भावस्सणं पत्ता. किं सिरि संघस्सणं उदितं सिद्धंतस्सणं पुण्ण पयारउ पगास करित्तए सया यारस्सणं पयार करित्तए.

## सयायार विसय.

किंते सया यारस्सणं अभावउ कया वि आया मुत्ति मग्गे णो पडिवज्जइ सया यार सद्दे सम्मं चरित्तस्सण बोध करावेइ चारित्ते दुविहेपण्णत्ता तं० सव्व चारित्ते देस चरित्ते सव्व चरित्त नियाणं वा निग्गंथाणं अत्थि से जहा नामए पंच महव्वए राइ भोयण विरमणे दस समण धम्मे इच्चादि कतव्वे देस चारित्ते सावयाणं

वा सावियाणं वा अत्थि. से जहा नामए सत्त वसणाउ विरमणे दुवालस्स विहे सावग धम्मे अत्थि. वारस्स वए एगारस्स पडिमा इगवीसाय सावग गुणे जहा सत्ति धारित्तए पुणो अणाय सद्धिं णो वट्टित्तए किंते णायहि मुक्ख धम्मे वारस्सणं वयस्सणं किंते सिरि संतिनाहे सिरि कुंथुनाहे सिरि अरनाहे चक्कवट्टि भवित्ता पुणो तित्थयर भूए पुणो मोक्खं पत्ता तहा भरह चक्क वट्टि वि नाय पहावउ केवल नाण रूवि सिरि संयुत्ते भूए.

अनाय भावउ मिगा पुत्त इव दसा भवति जइ अस्स समय वि परिस्समं णो कय तया केण समय परिस्समं करिस्संति. हे वीर पुत्ता ! महा निद्दाणं चइ२त्ता धम्मस्सणं अट्ठे उज्जमं कुणह. किंते भगवतस्सणं. तिविहा धम्मे अत्थि. सुअहिज्झते सुज्झातिते. सुतवस्सिते देवाणुप्पिया विज्जाउ सुज्झाणं उप्पज्जइ सुज्झाणाउ सुतव समुप्पज्जइ तिण्हि महा सम्मं नाण सम्मं दंसण सम्मं चारितस्सणं वोह दलंति. तिण्हाणं आराहइ२त्ता मोक्खस्सणं अरहे भवंतु. किंते जिणमत पयस्था विज्जाणं अहा तहा सरूवं वणवेति सेजहा नामए संसार सरूवे शिय सासय सिय असासए दव्वट्टयाय सासय वण पज्जवेहिं गंध पज्जवेहिं रस पज्जवेहिं फास पज्जवेहिं असासय अयं सरूवे परम सुंदरे अत्थि. पक्ख वाय जहित्ता धम्मास्सित भवउ किंते इमे मम अभिकंक्खा तिण्हि साहा अंतो जिणिंद देवस्सणं पहावउ वेसं नट्ठं भवे पेम पयड भवे. जस्सणं पहावउ सिरि जइण मत्ते सया जयवंतो भवे. पुणो बहवे जीवा मोक्ख मग्गस्स णं जोगे भवे जिणिंद देवस्सणं पहावउ सिरि जिण संघे सयाहि संति परोप्परं पेम भाव पयड भवे.

---

## દિવ્ય શશિ.

શશી આજ ઉગ્યો કંઇ દિવ્ય દિસે !, પ્રકટયું કંઈ તેજ અલૌકિક છે,
શીતકારી ભલો અતિ શાંત જ છે, કંઇ રમ્ય કળા શુચિ શ્વેત જ છે. ૧
ઝરણું ઝરતું અમીનું જ દિસે, શીત શાંત થવા તપતા તનને;
મનુજવનમાં નવધુ અતિશે, કરી શાંત અને શિત તેજ ભરે. ૨
પ્રકટયો શુભ પૂર્ણ જ ઇન્દુ ભલો, ખિલશે જ કલાધરથી કુમુમો;
અતિ શોભિત આ રજની જ દિસે, નિરખી અતિ રેન મણિ હરખે. ૩
ધરી તેજ ક્ષપાપતિ સ્મિત કરી, કરી સાન દીએ ઉપદેશ નકી:
"મુજના સમ શિતળ સર્વ થજો, સહુ કાર્ય ભલાં કરતાં વિચરો ! ૪
જગમાં અતિ ઉજ્જવલ કાર્ય કરી, રળજો પ્રભુપાદ જ સેવ થકી;
કદી ના ભુલજો નિજની ફરજો, કર્તવ્યપરાયણતા ધરજો !" ૫

નિર્મળા બહેન (રાજકોટ).

# उक्त मागधी लेखका हिंदी भाषांतर.

भाषांतरकार:—पं० ज्ञानचंद्रजी महाराज पंजाबी.

नमस्कार हो श्रमण भगवान श्री महावीरजी को ?

मित्रगणों ! इस समयमें मैं जो धर्म श्री भगवंत महावीर (वर्द्धमान) जी ने कथन किया है तिसका किञ्चित् स्वरूप वर्णनार्थे स्वलेखिनीको आरूढ करता हूं. देखिये, 'तृतीयाङ्ग' में यह सूत्र है—तद्यथा—तीन प्रकारसे भगवन्तोंने धर्म वर्णन किया है, जैसे कि सुअध्ययन करना, सुध्यान करना, सुतप करना. जब सुअध्ययन होता है, तभी सुध्यान हो जाता है; जिस समय सुध्यान होता है, तिस समय सुतपकी प्राप्ति होती है. इस प्रकार धर्मके तीन भाग हुए. अरिहंतो-भगवन्तोंका सुअध्ययन करना प्रथम धर्म है, क्योंकि विद्यासे ही सर्व कार्य सिद्ध होते हैं. किन्तु सुविद्या होनी चाहिये. सुविद्या शब्द ही सम्यक् ज्ञानका बोध करता है और सम्यक् ज्ञानसे सम्यक् दर्शन प्रगट होता है; और सम्यक् दर्शनसे सम्यक् चारित्र प्रत्यक्ष होता है. पुनः जिस समय तीनों प्रगट होते हैं तिस समय ही जीव (आत्मा) की मोक्ष होती है. इस वास्ते सम्यक् ज्ञान—दर्शन—चारित्रार्थे विद्याका अध्ययन आवश्यकीय है. अपितु सूत्रों (जैनशास्त्रों) में भी ऐसे कथन हैं; जैसेकिः— गाथा.

तम्हासुयमहिट्ठेज्जा, जेउत्तमपट्ठंगवेसए ॥ जेणंअप्पाणं परंचेव, सिद्धिंसंपाउणिज्जासि॥ उत्तराध्ययन अ० ११, गाथा ३२.

सूत्रको अध्ययन करें, जो उत्तमार्थके गवेषिक हैं, वही मोक्षको प्राप्त करते हैं.

## अथ विद्याविषय.

प्रिय मित्रो ! सर्व विद्याओंसे श्रुतविद्या ही परम श्रेष्ट है, जिसके प्रभावसे स्वआत्मा तथा अन्यात्माके पूर्ण स्वरूपको जाना जाता है. इसी वास्ते वीतरागका आर्ष वचन है तथा अर्द्धमागधी व्याकरणमें भी ऐसा लेख है.

पुनः सर्व भाषाओंसे अर्द्धमागधी भाषा परमोत्कृष्ट है, जिसे तीर्थंकर वा देवते तथा सर्वोत्तम पुरुष भाषण करतेहैं; देखिये 'विवाह प्रज्ञप्ति' (भगवती) जी सूत्रके पाञ्चवें शतकको, जिसमें श्री स्वामी गौतमजी श्री अर्हन् भगवान् सर्वज्ञ सर्वदर्शी स्वामी महावीर (वर्द्धमान) जीसे प्रश्न करते हैं, यथा हे प्रभो ! देवते कौनसी भाषा भाषण करते हैं ? अपितु कौनसी भाषा भाषण की हुई उनके अ-

नुकूल होती है ? " इस प्रश्नके करने पर भगवन् वर्द्धमान स्वामी प्रत्युत्तर प्रदान करते है कि " हे गौतम! देवते अर्द्धमागधी भाषा भाषण करते हैं और उक्त ही भाषा भाषण की हुई उनको प्रिय लगती है."

और भी अर्द्धमागधी भाषा सर्व शक्तियों करके सम्पन्न है; यथा " समवायांग सूत्र "के चउतीसवें स्थानमें ऐसा उल्लेख है कि अर्द्धमागधी भाषामें भगवान् धर्मोपदेश प्रतिपादन करते हैं और वो ही उच्चारण की हुई सर्व आर्यो-अनार्यो-द्विपदों, चतुष्पदों मृगों, पशुओं, पक्षिओं, सर्पों इत्यादियोंको आत्महितकारी तथा कल्याणकारी सुखोपाय उनकी स्वस्वभाषाओंमें परणमति है. अर्थात् सर्व अपनी २ भाषामें समझ जातेहैं.

यह सूत्र स्पष्ट करता है कि अर्द्धमागधी भाषामें परम शक्ति है. हमारे अरिहंत देवने द्वादशाङ्ग तथा नित्य कर्म पूर्वोक्त भाषामें ही वर्णन किये हैं. तथा सर्व आर्य पुरुषोकी आर्य भाषा प्रागुक्त ही है.

इसके प्रमाणार्थ "पण्णवन्नासूत्र"का प्रथम पद अध्ययन करना उचित है.

पाश्चात्य तथा विदेशी विद्वान् व अन्य ग्रन्थकर्ता भी अर्द्धमागधी भाषाकी भूयसी प्रशंसा करते हैं और इसे सर्वोत्तम बताते हैं. ऐतिहासिक ग्रन्थ ऐसे भी लिखते हैं कि सर्व भाषाओंसे प्राचीन तथा प्रथम अर्धमागधी (प्राकृत) ही है

सो ऐसी ही आशा पाणिनि मुनिके लेखसे* सिद्ध होती है.

सो हे देववल्लभो! तिस भाषाकी वृद्ध्यर्थे अनेक प्रकारके उद्यम व परिश्रम करने योग्य हैं जैसे कि अर्द्धमागधी अध्ययनशाला तथा अर्द्धमागधी समाचारपत्र, अर्द्धमागधी नामाङ्कितमुद्रा, इत्यादि, और साधु-साध्वियोंको भी योग्य है कि सर्व प्रकारसे वार्तालाप अर्द्धमागधी भाषामें ही करें क्यों कि यदि अर्द्धमागधी भाषाकी वृद्धि होगी तो श्रुतज्ञानका भी महोदय होगा; और श्रुतज्ञान हमारा परम कोश है.

पुनः हमारा नित्यकर्म भी उक्त भाषामें ही है. फिर उक्त भाषा पद्लिङ्ग, विभक्ति, अर्थ, समास, सन्धि, पद, हेतु. जोगोणादि क्रिया, विधाण, धातु, तद्धित, निरुक्तिनामें इन करके संस्कृत है. पुनः व्याकरण भी अर्द्धमागधी भाषामें विद्यमान है; फिर इसका प्रचार ना किया जावे यह शोककी बात नहीं है ? अर्थात् इसका प्रचार अवश्यमेव करना चाहिये.

---

* त्रिषष्टिः चतुःषष्टिर्वा वर्णाः शम्भुमते मताः।
प्राकृते संस्कृते चापि स्वयंप्रोक्ताः स्वयंभुवा ॥१॥

मित्रवरो ! इस परम प्रिय भाषा तथा विद्याके प्रचारसे जिन मतका भी शीघ्र ही परमोद्योत होवेगा. देखिये सूत्रों ( जैनशास्त्रों ) में सर्व प्रकारकी विद्यायें विद्यमान हैं, अपितु अनभिज्ञ पुरुष कुमतिके प्रयोगसे तथा हठधर्मसे इनमें (शास्त्रोंमें) अश्रद्धा करते हैं किन्तु जो सूत्रोंमें कथन किया गया है वह अवश्यमेव ही समयान्तरमें अपनी सत्यता प्रगट करदेता है. उदाहरण देखिये. जैनशास्त्रोंमें भाषाके पुद्गल कहे हैं अर्थात् जो हम भाषण करते हैं उसके पुद्गल है ऐसा कथन किया गया है; परन्तु बहुतसे अज्ञान जन इस पर निष्ठा नहीं करतेथे तथापि अर्हन् कथनमें लवलेश मात्र भी न्यूनाधिकता नहीं है. देखिये इस जमानेमें " फोनुग्राफ " वादित्रको, जो कि सम्यक् प्रकारसे गीत गाता है. यदि भाषाके पुद्गल ना होते तो भला कैसे उक्त वादित्रमें निरोध हो कर गायन श्रवण होता ? इससे निश्चित होता है कि भाषाके पुद्गल अवश्यमेव ही हैं. ऐसे ही धूम्रजाणेत्यादिकोंको भी ज्ञात करना चाहिये.

जबकि सूत्रोंमें सर्व विद्यायें विद्यमान हैं तथा अर्द्धमागधी भाषा सर्वोपकारी तथा सर्वोत्तम है ऐसा निश्चय हो गया, पुनः हम विचार करना चाहिये कि इसकी वृद्धि किस प्रकारसे हो सकती है ? तो अवश्यमेव ही कहना पडेगा कि प्रेम भावसे अर्थात् परस्पर एकत्व वा सम्प होनेसे.

## अथ प्रेमभाव विषय.

प्रिय सज्जन जनों ! प्रेमभावसे सर्व कार्य सिद्ध होते हैं. प्रेमभावसे मन प्रसन्न होता है. प्रेमभावसे प्रशस्त ध्यान होता है. और विद्या तथा मतोन्नति प्रेमभाव पर निर्भर है. जैसे जल सिञ्चनेसे वृक्षकी वृद्धि होती है तैसे ही प्रेमभावसे धर्मोन्नति होती है. देखिये, प्रेमभाव ( *एकताके प्रभावसे अन्यमतावलम्बी कैसी* वृद्धिको प्राप्त कर रहे हैं.) तथा प्रेमभावसे द्वेषका नाश होता है और आत्मा परम पवित्र ( शुद्ध ) होता है. अपितु ऐसा कौनसा कार्य है जो कि प्रेमभावसे सिद्ध नहीं हो सकता अर्थात् सर्वकार्य सिद्ध होते हैं. तथा जिन शासनका तो मुख्य विनय धर्म वा प्रेम धर्म ही है. " विवाह प्रज्ञप्ति " के सूत्रको स्मृति कीजिये कि ( अट्ठिमिंज्जिपेमाणुरागरत्ते ) अर्थात् अस्थिर मिञ्जिर प्रेमानुराग करके रक्त. देखिये सूत्र किस प्रकारसे प्रेम भावके लक्षण वर्णन करते हैं.

सुज्ञ जनों ! जब हम पूर्व समयकी स्मृति करते हैं तब आत्मा परम दुःखी होता है. हा ! वह समय कहां गया ? जिस समय सर्व भूमी पर जैन धर्मका विस्तार था, और स्याद्वादका नाद होता था, प्रायः सर्व जीव जिनेन्द्र देव भगवानके

नामको पुनः २ उच्चारण करते थे अथवा सर्वस्थानोपरि "अरिहंत २" शब्द श्रवण होते थे. अनेक राजा महाराजा जैनधर्मानुयायी होते हुए इसके प्रचारमें सदैव कटिबद्ध थे, पुनः स्वआयुको धर्म पर अर्पण करते थे. आचार्य अपने २ गण (गच्छ) की वृद्धिकारक थे. शतसहस्रलक्षकोटि मुनि नूतन २ ज्ञानसम्पन्न ग्रन्थ रचते थे. और देशदेशान्तरोंमें सम्प (प्रेम) था. पुनः जयजिनेन्द्र शब्दका उच्चारों और महाध्वनीके साथ नाद होता था.

इस समय प्रथम तो जैन मत ही स्वल्प; पुनः अल्पमें भी मतभेद तथा क्रियाभेद बहुत हैं और एक पक्ष द्वितीय पक्षकी निन्दार्थ सदैव उद्यत रहता है. कैसा कष्टका समय है! वर्तमान समय शीघ्रही प्राग्वत हो! जिससे पूर्व समय अर्थात् जिस समय जिन धर्मका पूर्ण प्रकाश था वह समय प्रगट होवे. और जैन जाति महानिद्रासे उठ कर स्वधर्मके प्रचारार्थ आरूढ होवे, प्राग्वत् जैन धर्मका परमोद्योत होवे.

हे देवतोंके प्रियो! ईर्षा और द्वेषको त्याग कर उववृह (गुणोंकी वृद्धि करना) गुण प्रगट करो; क्यों कि यावत् काल प्रेमभावके साथ धर्म पर आयु अर्पण नहीं होती, तावत्काल धर्मका उदय भाव होना भी असम्भव ही है. मुनियों तथा साध्वियोंको भी उचित है कि स्वस्वविवादको छोड कर प्रायः मुख्य समाचारी एक करें; क्यों कि एक *समाचारीसे क्लेशोत्पन्न नहीं होता; पुनः ईर्षा, द्वेषभाव, पिशुनता इनको छोड कर सदैव काल शान्ति व प्रेमभावका पुनः २ उपदेश करें. अतः ऐसे कार्यकरें, जिनसे जैनमतकी प्रभावना हो.

सज्जनो? देखिये स्वनिन्दाके प्रभावसे जिनमतका कैसा स्वरूप हो गया है कि इसके माननेवालोंकी संख्या अनेक कोटि संख्यासे न्यून होते २ अनुमान त्रयोदशलक्ष चौतीस सहस्र हो गई. क्या एतादृश समय देख कर तुम्हें आश्चर्य नहीं होता? प्रियमित्रो! यह किसका फल है? परस्पर द्वेषका और प्रेमभावके ना होनेका.

महान् आश्चर्यकी बात है कि प्रायः चारों तीर्थ (साधु, साध्वी, श्रावक, श्राविका) प्रतिक्रमण वा आवश्यकके समय प्रतिदिन उभय समय ऐसी गाथा पठन करते हैं, यथा:—

* यथा चौमासी (चतुर्मासी) पर्व संवत्सरी पर्व, पर्यूषण पर्वेत्यादि. क्यों कि इनको भिन्न २ मनानेसे अन्यमताऽध्यक्षोंको शंका पड जाती है तथा जिन मतका अपवाद होता है.

खामेमि सव्वे जीवा, सव्वे जीवा खमंतु मे ।
मिति मे सव्वे भूएसु, वेरं मज्झं न केणई ॥

मैं सर्व जीवोंसे क्षमाभाव करता हूं. हे सर्व जीवो ! तुम मेरेसे क्षमा करो. क्यों कि मेरा सर्व भूतों (जीवों) से मैत्री भाव है और मेरा वैर भाव किसीके साथ नहीं है. देखिये; कथन मात्रमें तो कैसी नम्रता है, अपितु द्वेषके प्रभावसे एक दूसरेसे मिल नहीं सकता. तथा ऐसा कथन होने परभी परस्पर वार्तालाप नहीं कर सकते.

विद्वज्जनों ! यदि जैन मतकी तीन ही शाखें परस्पर द्वेष भावको तिरस्कार करके पुनः तीन ही शाखें मिलकर जिन मत तथा श्रुत ज्ञानका पुनरुद्धार करें तो जैन मत शीघ्र ही उदय भावको प्राप्त होवे पुनः देखिये. तीन ही शाखोंका मूल सिद्धान्त एक है; जैसे कि [1]पञ्चास्तिकाय, काल द्रव्य, नव [2]तत्त्व, [3]प्रमाण, [4]नय, पञ्च [5]ज्ञान, [6]तीन लोक इत्यादि.

किन्तु क्रियाभेद वा श्रद्धाभेद अवश्यमेव ही है. इस लिये, हे जैनमतोन्नतिइच्छको ! अपने मूल सिद्धान्तको ही ग्रहण करके परस्पर प्रेम भावके साथ वर्तना योग्य है. तीनो शाखोंको चाहिये कि ऐसे २ प्रस्ताव बान्धे जिससे प्रेमभावकी वृद्धि हो तथा निन्दायुक्त लेख ना मुद्रित हों और ना किसीको निन्दार्थ कटिबद्ध कराया जावे.

सुज्ञ पुरुषो ! क्या आपको जिन मतकी पूर्वावस्थाको देख कर दुःख नहीं होता है कि जिन मार्ग परम सुन्दर होते हुए स्वद्वेषके प्रभावसे आज दिन इस बहुतसे अज्ञात जनःऐसे भाषण करते हैं कि जैन मार्ग नास्तिक तथा अशुचिका मत है इत्यादि.

ऐसे २ वचन अन्य मतावल म्बियोंके मुखसे श्रवण करना यह क्या स्वद्वेष तथा निन्दायुक्त लेखोंका ही प्रभाव नहीं ? अर्थात् अवश्य उसीका फल है. शोककी वार्ता है कि एक तीर्थंकरको पुत्र होने पर भी परस्पर यह वर्ताव ? सूत्रोंमें ऐसे लेख है, यथा ( उववूह ) गुणोंका वृद्धि करना, ( थिरिकरण ) अर्थात् धर्मसे पतित होतेको पुनः सत्य मार्गमें स्थिर करना, ( वच्छलप्पभावणा ) वत्सलप्रभावना, इत्यादि अवश्यमेव धारण करने चाहिये.

---

१ धर्माधर्माकाश पुद्गल जीवास्ति कायाः २ जीवाजीवपुण्यपापास्रवबंध संवरनिर्जरामोक्षास्तत्त्वम. ३ प्रत्यक्षानुमानोपमाऽगम प्रमाणाः ४ नैगम संग्रह व्यवहारऋजुसूत्रशब्दसमभिरूढएवं भूतेति ५ मति श्रुतावधिमनःपर्यवकेवलानि. ६ उर्ध्वाधोमध्येति लोकाः

देववल्लभो ! जैन मत नास्तिक मत नहीं है. क्यों कि नास्तिक वह होता है, पुण्य, पाप, नरक, स्वर्ग, परलोक, परमात्मा इत्यादिकोंको न माने. परन्तु जैन मत उक्त वार्ता सर्वथा स्वीकार करता है. देखिये, इस विषयमें महानाचार्य श्रुत केवली देशीयाचार्य महामुनि शाकटायन स्वरचित महान् व्याकरणमें क्या लिखते हैं? यथाः—

दैष्टिकास्तिकनास्तिकाः ॥ शा० व्या० अ० ३ पा० २ सू० ६१ दैष्टिका-दैयष्ठणन्तानिपात्यन्ते ॥ दिष्टिर्दैवं प्रमाणमस्येति दैष्टिकः । अस्ति परलोकादि मतिरस्य आस्तिकः । तद्विपरीतो नास्तिकः

इससे सिद्ध हुआ कि जैन मत नास्तिक मत नहीं है, वैसे ही नाही जिन मत अशुचिका मार्ग है; क्योंकि श्रावकोंकी सप्तवीं व्रतमें ऐसा-उल्लेख है कि श्रावक विनाप्रमाण उपभोग-परिभोग ना करें, तैसे ही साधु भी निरतिचार क्रिया पालें, और मलादि अशुचिकों दूर करें. प्रमाणार्थे देखो सूत्र 'निसीथर्जी,' जिसमें लिखा है कि यदि मुनि पुरीषके पश्चात् पाणी से शौच ना करे तो उसको मासिक प्रायश्चित्त है; तैसे ही "श्रीस्थानांगसूत्र" में लिखा है कि पाञ्च प्रकारसे शौच होती है, जैसे पृथ्वी, पाणी, अग्नि, ब्रह्मचर्य, मन्त्रेति.

किन्तु स्वद्वेषके प्रभावसे लोग क्या २ भाषण करते हैं ? यदि श्रीसंघमें तीन ही शाखें प्रेमभावको प्रगट करें, पुनः विद्याकी उन्नति करें, तो क्या जिनमतका पुनरुद्धार तथा उदयभाव ना होगा ? अपितु आवश्यमेव ही होवेगा.

प्रिय धर्माभिलाषियो ! यह समय परस्पर निन्दाका नहीं है तथा द्वेषका नहीं है; अपितु यह समय तो उदय भाव करनेका है. देखिये, जिस समय राज्यकी ओरसे सर्वथा स्वतंत्रता ना थी तिस समय जैन मत कैसी उन्नतिके शिखर पर था ? परन्तु अधुना (वर्तमान कालमें) सर्व प्रकारसे राज्यकी ओरसे स्वतंत्रता है अर्थात् जो चाहें अपने २ धर्मकी वृद्धि कर सकते हैं, किन्तु स्वप्रमादके कारणसे जैन मत अवनतिको प्राप्त हो रहा है. हा शोक ! जिस सिद्धान्तकी विदेशी तथा देशी विद्वान् सतत मुखसे महिमा (स्तुति) करते हैं, उस सिद्धान्तके माननेवाले अवनतिको प्राप्त हों. अधुना श्रीसंघको उचित है कि पुनः ऐसे सत्य सिद्धान्तको पूर्ण प्रकारसे प्रकाश करें; और सदाचारका भी प्रचार करें, जिससे आत्मा शुद्ध तथा पवित्र हो.

## अथ सदाचारविषय.

धर्मात्मा पुरुषो ! सदाचारके विना कोइ भी आत्मा मुक्तिमार्गको नहीं ग्रहण कर सकता. सदाचार शब्द सम्यक् चारित्रका ही वाचक है. पुनः चारित्र

द्वि प्रकारका होता है: सर्वचारित्र और देशचारित्र. सर्वचारित्र, साधुसाध्विओंका होता है, जैसे कि पाञ्च महाव्रत रात्रिभोजन त्याग, दश श्रमण धर्मेति. अन्यच्च, देशचारित्र, श्रावकों और श्राविकाओंका होता है, जिसमें सात व्यसनोंको वर्जना तथा द्वादश व्रतको धारण करना वा एकादश प्रतिमा (कठिन नियम और प्रतिज्ञा) और एकविंशति गुणोंको अनुकरण करना, पुनः अन्यायके साथ वर्ताव ना करना. क्यों कि गृहस्थ धर्म ( द्वादश व्रत ) का मुख्य सिद्धान्त न्याय ही है. देखिये, श्री शान्तिनाथजी श्री कुन्थुनाथजी श्री अरनाथजी चक्रवर्त्ति हो कर पुनः तीर्थंकर पद्वीको भोग कर न्यायके साथ विचरते हुए मोक्षको प्राप्त हुए. तैसेही भरत चक्रवर्ति भी न्याययुक्त होते हुए केवल ज्ञान उपार्जन कर मोक्षको प्राप्त हुए परन्तु अन्याय करनेवालोंकी दशा मृगापुत्रवत् होती है.

प्रियवरो! यदि इस समयमें भी धार्मिक परिश्रम ना किया, तो फिर और कौनसा समय इससे उत्तम आपको प्राप्त होगा?

हे वीरपुत्रो! घोरनिद्राको छोड कर धर्मार्थ उद्यम करो. देखिये, भगवान् का पूर्वोक्त तीन प्रकारका धर्म है. (अर्थात् मोक्षके तीन ही द्वार (मार्ग) हैं) यथा.

"सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः"

विद्यासे सुध्यान होता है और सुध्यानसे सुतप उत्पन्न होता है; और तीनोंको आराधन करके (भलि भांति पाल कर) जीव मोक्षके योग्य होते हैं.

जैन मत पदार्थविद्याका भी यथातथ्य स्वरूप वर्णन करता है, जैसे संसारस्वरूपको ही लीजिये, जो कदाचित् शाश्वत वा कदाचित् अशाश्वत है. द्रव्यार्थिक नयकी अपेक्षा शाश्वत ( नित्य ) है और वर्ण, पर्याय, करके तथा गन्ध, रस, स्पर्श पर्यायसे अशाश्वत है. देखिये कैसा सुन्दर मनमोहन न्याय है! इसका सविस्तर स्वरूप देखो "सप्तभङ्गतरङ्गिणि," "तत्त्वार्थसार," "आलापपद्धतिः" इत्यादि न्यायग्रन्थोंसे.

हे मोक्षेच्छको! मेरी यही आकांक्षा है कि पक्षपातको छोड कर धर्माश्रित होवो! तीन ही शाखोंसे द्वेषभाव नष्ट होवो! श्री जिनेन्द्र देवके प्रभावसे तीन ही शाखोंमें परस्पर प्रेम भाव उत्पन्न होवो! जिसके प्रभावसे श्री अनेकान्तमत ( जैनमत ) सदैव काल जयविजय को प्राप्त करे, बहुतसे जीव मोक्षमार्गके योग्य होवें.

जिनेन्द्र देवकी कृपासे श्री संघमें सदैव ही शान्ति तथा परस्पर प्रेम भाव प्रगट हो!

---



Makanji Juthabhai Mehta Esq.,
B. A., LL. B. Bar-at-Law.

The Bombay Art Printing Works, Fort.

# ચિત્રપરિચય.

## ૧ શ્રીયુત મકનજી જૂઠાભાઈ મહેતા. B. A. LL. B. Bar-at-law.

Sow love, and taste its fruitage pure;
Sow peace, and reap its harvest bright:
Sow Sunbeams on the rock and moor,
And find a harvest—home of light.

કાઠિયાવાડના માંગરોળ ગામમાં શ્રીયુત મકનજીભાઈનો જન્મ સંવત્ ૧૯૩૭ના માગશર વદ ૬ (૨૩મી ડિસેંબર ૧૮૮૦) ને દિને દશા શ્રીમાળી વણિક જ્ઞાતિમાં થયો હતો. ત્યાં ગૂજરાતી અભ્યાસ ત્યાંની શિક્ષણશાળામાં લઈ પોતાના પિતા મુંબઈમાં વ્યાપાર કરતા હતા ત્યાં આવ્યા. આ વખતે પોતાના કાકાનું કુટુંબ પણ સંયુક્ત હતું. સને ૧૮૯૮ માં પિતાશ્રીનું પરલોકગમન થયું અને તરતજ બીજા વર્ષમાં જ્યેષ્ઠ ભ્રાતા એક વિધવા મૂકી સ્વર્ગસ્થ થયા. આથી મકનજીભાઈ પર કુટુંબનો ભાર આવી પડ્યો. હજુ પોતાની વિદ્યાર્થી અવસ્થા હતી અને તે દરમ્યાન એટલે ૧૮૯૮માં મેટ્રિક થયા હતા, તેથી પોતાના કાકાના વાલીપણા નીચે પોતાનો અભ્યાસ આગળ ચલાવ્યો. ૧૮૯૯માં સેંટઝેવીઅર કૉલેજમાંથી પ્રીવિયસ, અને ૧૯૦૦ માં ઇંટરમિજિયેટની પરીક્ષા પસાર કરી. ૧૯૦૧માં શિખરજી, પાવાપુરીની યાત્રા કરી અને કલકત્તે જઈ આવ્યા. ૧૯૦૧માં પહેલી એલ્ એલ્. બી. પસાર કરી. ૧૯૦૨માં લગ્ન થયું. ૧૯૦૩માં બી. એ, ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી.

ગ્રેજ્યુએટ થયા પછી શું લાઇન લેવી એનો નિર્ણય કરવાનું ઘણાઓને બાકી રહે છે. આપણી–ભારતના વિદ્યાર્થીઓની સ્થિતિ એવીજ રહે છે કે ભવિષ્યના કોઇપણ નિયત સ્થાન આગળથી નિર્ણિત કર્યાવગર પહેલાં તાત્કાલિક જે થાય છે તે થવા ઇચ્છીએ છીએ. આગળ ચાલતાં અમુક હદ ઓળંગી, એટલે હવે કયે રસ્તે જવું તેનો નિકાલ તે હદ ઓળંગ્યા પછી તેજ વખતે થાય છે.

ગ્રેજ્યુએટ થયા પછી આગળ અભ્યાસ લંબાવવા જેટલી કુટુંબની સ્થિતિ નહોતી છતાં એલ્ એલ્. બી. થવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેને માટે જોઇતાં સાધનો પૂરા પાડવા માટે મૂલજી ધરમશી અને કામદાર સોલીસીટરોને ત્યાં કલાર્ક તરીકે અને ત્યાર પછી પ્રતિષ્ઠિત સ્વ. શેઠ અમરચંદ તલકચંદની શિવહેમ અમર ઍંડ કંપનીમાં મેનેજર તરીકે રહી તેમાંથી સાથેને સાથે લૉ કૉલેજમાં કાયદાનો અભ્યાસ ચાલુ રાખ્યો. [આપણા જૈન શ્રીમંતો ખરે નથી જાણતા કે ચંચલ વિદ્યાર્થીઓને પણ ગરીબાઇ હોવાથી કેટલીબધી વિપદોમાંથી પસાર થવું પડે છે. શ્રીમંતો જાણતા હોય તો તેઓ થોડીઘણી કામચલાઉપણ સહાય આપવા જેટલા ઉદાર હસ્ત લંબાવતા નથી અને તેથીજ જનોમાં ઉચ્ચ કેળવણીનો પ્રસાર ઘણો ઓછો થયો છે. છતાં જે પરાક્રમી અને સ્વાશ્રયી હોય તેતો ગમે તે ભોગે હાથમાં લીધેલું કાર્ય યા મનમાં કરેલો નિશ્ચય અવશ્ય અમલમાં મૂકે છે. **अर्थं साधयामि वा देहं पातयामि.** ]

આવીરીતે અડગ અભ્યાસ કરી સને ૧૯૦૫માં બીજી એલ્ એલ્. બીની પરીક્ષા ઘણા ઉત્તમ માર્ક મેળવી ફર્સ્ટક્લાસમાં (પહેલા વર્ગમાં) પસાર કરી. ૧૯૦૬ માં દિલ્હી,

બનારસ, અલ્હાબાદ, જયપુર વગેરે સ્થલે પ્રવાસ કર્યો, આ વખતે પાટણમાં ભરાયેલ આપણી મહાદેવી શ્રી કૉન્ફરન્સમાં ભાગ લીધો. ૧૯૦૬ના માર્ચમાં વકીલ તરીકે સનંદ લઇ પોતાનો સ્વતંત્ર ધંધો મુંબઇમાં શરૂ કર્યો. આ ધંધો સને ૧૯૧૬ના સપ્ટેંબર માસ સુધી ઘણો સારી રીતે ધીકતો ચલાવ્યો.

વકીલનો ધંધો પોતાની મધુર વાણીથી અને જહેમતભરી મહેનતથી પોતાના અસીલોને સંતોષ આપવા સાથે સારીરીતે કુશળતાથી ચલાવ્યો અને તેની સાથે જૈનકોમના કલ્યાણ અને હિતનાં કાર્યોમાં આત્મભોગ સાથે સમય, શ્રમ અને અન્ય સહાયથી ભાગ લેવા લાગ્યા, ૧૯૦૭માં અમદાવાદમાં કૉન્ફરન્સ દેવીનાં પુનિત પગલાં થયા. તે વખતે જૈન ગ્રેજ્યુએટ એસોસિએશનના સેક્રેટરી તરીકે તે ચુંટાયા. આ તરીકે સમગ્ર જૈન પ્રજાસાથે સંબંધ ધરાવતા મહાન્ પ્રશ્નો હાથમાં લઇ તેનો નિવેડો કરવા માટે પુરૂષાર્થ દાખવ્યો. (૧) ગુજરાતી વાંચનમાળા નવા ધોરણથી રચાઈ અને તેમાં જૈનો સંબંધે આવેલ પાઠમાં કેટલીક ગેરસમજૂત ઉભીકરે તેવી હકીકતો આવી, અને તેથી તે કઢાવી નાંખવા માટે એજ્યુકેશનલ ડીપાર્ટમેંટ પર અરજી કરી તે અંગે તે પાઠમાં વાંધાવાળો ભાગ કાઢી નંખાવ્યો. (૨) જૈન તહેવારો જેવાકે પવિત્ર પર્યુષણ, વગેરે જાહેર તહેવારો આખા ઇલાકામાં ગણાવા જોઇએ તે માટે નામદાર સરકારને અરજ કરી તેમનું ધ્યાન ખેંચ્યું. તે અંગે કેટલાક જાહેર તરીકે અને ઘણા સાંપ્રદાયિક તરીકે—જૈનોમાટેજ સરકાર તરફથી જાહેર થયા. (૩) મુંબઇ યુનિવર્સીટી (વિદ્યાપીઠ)માં જૈન સાહિત્ય દાખલ કરાવવા માટે હિલચાલ કરી અને આખરે તેપણ વિજયવંતી નીવડી. બી. એ. અને એમ. એ. માં અમુક જૈનગ્રંથો અભ્યાસક્રમમાં દાખલ થયા. આવાં કાર્યો કરી એસોસિએશન અને કોન્ફરન્સને આગળ પાડી. એસોસીએશન કૉન્ફરન્સથી સ્વતંત્ર સંસ્થા નથી પણ તે દેવીને સહાય કરતી તેનીજ હકુમત નીચે કાર્ય કરે છે એવું પુરવાર કરી લોકોને વિશ્વાસમાં લીધા અને તે એસોસીએશનના ધારા ધોરણ ઘડી પસાર કરાવી તેને વ્યવસ્થિત સંસ્થા તરીકે લાયક કરી.

આવાં અનેક કાર્યોથી શ્રીયુત મકનજીએ સર્વ જૈનકોમનો વિશ્વાસ પોતામાં ખેંચી લીધો અને તેથી તેમને સને ૧૯૦૮માં ભાવનગર ભરાયેલ દેવી કૉન્ફરન્સના આસિસ્ટંટ જનરલ સેક્રેટરી તરીકે નીમવામાં આવ્યા. આ વર્ષમાં સમેતશિખરજી ઉપર બંગલા બાંધવાની યોજના હજારી બાગના ડેપ્યુટી કમીશનર તરફથી બહાર પડી. શ્વેતાંબરીઓ તરફથી પોતાના પરાપૂર્વના હક્કો રજુ કરવા મી. મહેતા કલકત્તા ગયા અને પોતાથી બન્યું તેટલું કરી મુંબઈ પાછા ફર્યા.

જૈનોના ઉદ્ધારમાટે કોઈ પણ મુખ્ય સાધન હોય તો તે કેલવણીનો પ્રસાર છે, તે પ્રસાર જેમ જેમ વધુ થાય તેમ તેમ જૈનોનું ભવિષ્ય સુંદર અને પ્રકાશિત થાય તેમ છે, તેમજ શ્રી કૉન્ફરંસ મહાન્ સંસ્થાએ જેજે ઉપકાર સમસ્ત જૈન પ્રજાપર કરેલ છે તે કદી પણ ભૂલી શકાય તેમ નથી અને તેથી તે વધુ ચાલુ રહે તેમાં કોમનું કલ્યાણ છે. છે. આ માટે સુકૃત ભંડાર ફંડની યોજના દીર્ઘદર્શી નાયકોએ ઘડી અને તેની રૂએ દરેક જૈન પાસે ઓછામાં ઓછા ચાર આના ઉઘરાવવા અને તેથી જે ઉત્પન્ન થાય તે અર્ધોઅર્ધ કેળવણી ફંડ અને કોન્ફરન્સ નિભાવ ફંડમાં વ્હેંચી આપવું. આ યોજનાનો મુંબઇએ થોડો ઘણો સત્કાર કર્યો, તેવામાં અમદાવાદ તે માટે અગ્રપદ લે તો સમગ્ર ભારતમાં તે યોજના ફત્તેહમંદ થાય એવું જણાયું, આથી આ યોજના અમદાવાદમાં કાર્યગત કરવા માટે અહીંથી

શેઠ કલ્યાણચંદ સૌભાગ્યચંદ અને અન્ય સાથે શ્રીયુત મકનજીભાઇ ગયા અને ત્યાં શેઠ આણંદજી કલ્યાણજી સભા મેળવી તે યોજના રજુ કરી. પરંતુ કોમના નાયકોનો મંદ પુરૂષાર્થથી તેનું ફળ આવી શક્યું નહિ. હવે કોમના નાયકો આત્મભોગથી કાર્ય કરશે તો અચૂક ફત્તેહ મેળવે તેવાં આશાજનક ચિન્હો છે. આ અને કોન્ફરંસના સેક્રેટરી તરીકે બીજાં ઘણાં સમાજોપયોગી અને તે સંસ્થાને લાભદાયક કાર્યો કર્યા છે.

જૈનોની રાજ્યકીય સ્થિતિ બહુજ મંદ છે, આગળ પડતો રાજ્યકીય ભાગ લેવા કેળવાયેલા શ્રીમંતો આગળ પડયા નથી, તેમજ પ્રતિષ્ઠિત સ્થાન મેળવે એવા ઘણા થોડા જૈનો છે; છતાં પણ બીજી કોમો સાથે હરીફાઇ ભોગવતી જૈન કોમ પણ છે તો તેને પણ સરકારની ધારાસભામાં તેમજ કારોબારી સભામાં ખાસ નિયત સ્થાન હોવું જોઇએ એવી અરજી તે વખતના વાઇસરૉય લૉર્ડ મિંટો સાહેબને કરવામાં આવી હતી. આ વખતથી ઘણા વર્ષથી અવ્યક્ત રહેલ વિચાર અમલમાં લાવવા શ્રીયુત મહેતા પ્રયાસ કરવા લાગ્યા. તે વિચાર ઇંગ્લંડ જઇ બૅરિસ્ટર થઈ આવવું, અને જૈન બૅરિસ્ટર તરીકે સારી પ્રતિષ્ઠા મેળવવી. એ મહદેચ્છા પાર પાડવામાં આવતી મુશ્કેલીઓ, તે પાર પાડી પછી નડતી મુશ્કેલીઓ વગેરેનો મહાન્ વિચાર ( Problem) આવી પડયો. આ ઉકેલવામાં અનેકનાં મતો પૂછાયા—અનેક મિત્રોએ તે પાર પાડવા સલાહ આપી અને શેઠ જીવણચંદ લલુભાઇએ પોતાના લંડનના ઘરમાં રહેવા ખાવા પીવાની સગવડ કરી આપવા જણાવ્યું. આ વખતે આપણા સ્વગસ્થ બંધુ ગોવિંદજી મૂળજી મહેપાણીને એકાએક બૅરિસ્ટર થવાનો વિચાર થયો. તે બંધુ તરફથી પણ મકનજી ભાઇને અચૂક બૅરિસ્ટર થવા સલાહ અને ઉત્તેજન મળ્યાં. આથી પ્રેરાઇ સને ૧૯૧૧ ના સપ્ટેમ્બર માસની ૯ મી તારીખે ગોવિંદજીભાઈ અને મકનજીભાઇ ઇંગ્લંડ તરફ સર્વ બંધુઓ તરફથી માન, તેઓની પુનિત આશીષ અને પ્રેમભાવ સ્વીકારી સિધાવ્યા. શેઠ જીવણચંદ લલુભાઇએ બંને માટે પોતાના મકાનમાં એક ખરા જૈન તરીકે રહેવા ખાવા પીવાની બધી સગવડ કરી આપી. આ માટે તે શેઠને અતિ ધન્યવાદ ઘટે છે. ગોવિંદજીભાઇ ( કે જેનું જીવનચરિત્ર અમે ગત પર્યુષણ અંકમાં આપી ગયા છીએ તે ) બૅરિસ્ટરની પહેલી પરીક્ષામાં હિંદુ લૉ અને મહોમેડન લૉના અઘરા વિષયમાં ફર્સ્ટક્લાસ મેળવી પસાર થયા અને ત્યાર પછી કોમના હતભાગ્યે તેઓનું શરીર રોગવશ થયું અને મુંબઇ આવી સ્વર્ગસ્થ થયા.

મી. મહેતાએ બૅરીસ્ટરની પરીક્ષા ફર્સ્ટક્લાસ મેળવી સને ૧૯૧૨ માં પાસ કરી ૫૦ પૌંડની સ્કૉલરશિપ મેળવી. ત્યાર પછી ઇંગ્લંડની કોર્ટોનો અનુભવ ત્યાંના પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી નીચે લીધો, અને આજ વર્ષના માર્ચ મહિનામાં મુંબઇ આવ્યા, અને અહીંની હાઇકોર્ટમાં પ્રેક્ટીસ શરૂ કરી. અમે એ ઉત્સાહી, જૈન વીરરત્નની ઉત્તમ અને ઉપયોગી કારકીર્દિ ઇચ્છીએ છીએ.

---

**૨ ડાક્ટર નાનાલાલ મગનલાલ મહેતા. L. M. & S, L. R, C. P. M. R. C. S. I. M. S.**

I would rather have the affectionate regard of my fellow men than I would have heaps and mines of gold. Dickens.

સૌરાષ્ટ્રદેશમાં પવિત્ર સિદ્ધક્ષેત્ર પાસે ભાવનગરની નજીક આવેલ વાલુકડ નામના ગામમાં શ્રીયુત નાનાલાલનો સને ૧૮૮૮ માં દશાશ્રીમાળી વણિક જ્ઞાતિમાં જન્મ થયો હતો.

બાલપણમાં તેની ચપલતા, શાંતિ અને એકાંતપ્રિયતા માલુમ પડતી હતી. તેઓ પોતાના પિતાશ્રીની સહાયથી અભ્યાસ ગુજરાતી તેમજ અંગ્રેજીનો કરી સને ૧૯૦૩ માં મેટ્રિક અને ૧૯૦૪ માં પ્રિવિઅસની પરીક્ષામાં પસાર થયા હતા; ત્યાર પછી વૈદ્ય-ડાક્ટરની લાઇનમાં જવાનું પ્રકૃતિને વિશેષ અનુકૂલ લાગવાથી સને ૧૯૦૪ નવેમ્બર માસમાં ૧૭ વર્ષની વયે મુંબઇની ગ્રાંટમેડિકલ કૉલેજમાં જોડાયા, અને લગભગ પાંચવર્ષમાં—સને ૧૯૦૯ માં પ્રથમ વર્ગમાં બીજે નંબરે છેલ્લી એલ. એમ. એન્ડ એસની ડાક્ટરી પરીક્ષા કુશલતાથી પસાર કરી. આ દરમ્યાન તેમને સામાન્ય જ્ઞાનમાં વિશેષ કુશલતા માટે સને ૧૯૦૮ માં માસિક રૂ. ૧૫ ની રીડસ્કૉલરશિપ એકવર્ષ સુધી સને ૧૯૦૯ માં માસિક રૂ ૨૫ ની ફ્રેરિશ સ્કૉલરશિપ એકવર્ષ સુધી અને મિડવાઇફરીમાં કુશલતા માટે માસિક રૂ. ૨૫ ની. મેકલેનનસ્કૉલરશિપ રૂપાનાં ચાંદ સાથે બે વર્ષ સુધી અનુક્રમે મેળવી પોતાના બુદ્ધિપ્રભાવ અને હુશિયારી સિદ્ધ કર્યા હતા. હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડિંગ સ્કૂલનો લાભ તેમણે લીધો હતો, કે જે સંસ્થાએ અનેક જૈન યુવકોને ઉત્તમ ડીગ્રી મેળવાવી ઉપકાર કર્યો છે.

આવી રીતે વિદ્યાર્થી તરીકેની ઝલકતી અને ઉત્તમ કારકીર્દી બતાવી ડાક્ટર મહેતાએ બતાવી આપ્યું કે જૈનોમાં સામાન્ય સ્થિતિવાળા ઘણા યુવાનો છે કે જેઓને આગળ વધવાના સંજોગો મળે તો તેઓ પોતાનો ઉત્તમ બુદ્ધિપ્રભાવ ઘણી સારી રીતે પ્રકટ કરી શકે. ત્યાર પછી ડાક્ટર મહેતાનો ઇંગ્લંડ જઇ તબીબી અભ્યાસ લંબાવી ત્યાંની મુશ્કેલમાં મુશ્કેલ અને ઉચામાં ઉચી પરીક્ષા પસાર કરવાની ઇચ્છા થઇ. આ ઇચ્છા સફળ કરવા માટે જોઇતાં નાણાંનો મુખ્ય સવાલ હતો; સુભાગ્યે ભાવનગરવાસી અને અહીં ધીકતો વેપાર કરતા ઉદાર અને ધાર્મિક ગૃહસ્થ સ્વ. ત્રિભોવનદાસ ભાણજીના બંધુ શેઠ નરોત્તમદાસ ભાણજીને જણાવાતાં તેમણે ઉદાત્ત ચિત્તથી ડાક્ટર મહેતાના વિચારને વધાવી લઇ દ્રવ્ય સંબંધી સહાય પોતે આપવાનું સ્વીકાર્યું. શાબાશ છે આવા જૈનશ્રીમંતને કે જેમણે આવા સામાન્ય સ્થિતિના વીર રત્નને ખરેવખતે મદદ કરવા બહાર પડી જૈનકોમને ઉત્તમ રત્ન પ્રાપ્ત કરી આપવા સેવાધર્મના ઉચ્ચ હેતુથી હિંમત બતાવી છે. હમણાના શ્રીમંતો આનું અનુકરણ ક્યારે કરશે !

આથી સને ૧૯૧૦ માં ઇગ્લંડ ગમન થયું. ત્યાં મુખ્ય નિશાન ઇંડિયન મેડિકલ સર્વિસ (I. M. S) ની કઠિન ડીગ્રી લેવાનું રાખ્યું અને સાથે સાથે બીજી ઉંચ તબીબી પરીક્ષા પાસ કરવા માટેનો અભ્યાસ ચાલુ રાખ્યો. ઇગ્લંડની L. R. C, P. અને M. R. C. S ની ડીગ્રીઓ મેળવી અને ઉપરાંત Primary Fellowship of Royal College of Surgery ની પરીક્ષા પસાર કરી. આખરે મુખ્ય સાધ્ય નામે I. M. S. (Indian Medical Service) ની ઉત્તમમાં ઉત્તમ ડીગ્રી ૨૬ મી જુલાઇ સને ૧૯૧૩ ને દિને મેળવી પોતાનું અદ્ભુત બુદ્ધિબલ બતાવ્યું.

આખા મુંબઇ ઇલાકામાં ગુજરાતી હિંદુઓમાં છેલ્લા ૪૦ વર્ષોમાં ડાક્ટર મહેતા બીજા I. M. S. છે અને કાઠિયાવાડમાં તેમજ સમગ્ર જૈન કોમમાં—વણિક કોમમાં તેઓ પહેલા I. M. S. છે અને તે માટે અમો તેમને આખી જૈન સમાજ તરફથી અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપીએ છીએ અને પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છીએ કે જૈન કોમમાં આવા વધુ નરરત્નો પ્રાપ્ત થાઓ અને ડાક્ટર મહેતા પોતાની બુદ્ધિનો લાભ જૈન કોમને આપ્યાં જ કરે. અસ્તુ.

# श्री जैन श्वेतांबर एज्युकेशन बोर्ड.

## शेठ अमरचंद तलकचंद जैन धार्मिक हरीफाइनी परीक्षा.

### तेना नियमो तथा सने १९१३ नी सालनो अभ्यासक्रम.

#### नियमो.

१ मज्कुर परीक्षा श्री जैन श्वेतांबर एज्युकेशन बोर्ड निमेल, नीचे जणावेल एजन्टोनी देखरेख नीचे, नीचेना स्थळोए ता. २८-१२-१३ रवीवारे १ थी ४ वाग्या सुधी लेखीत लेवामां आवशे.

| स्थळ | एजन्ट |
|---|---|
| १ मुंबाइ | श्री जैन श्वेतांबर एज्युकेशन बोर्ड |
| २ सुरत | मी. चुनीलाल छगनलाल शराफ तथा मी. मगनलाल पी. बदामी |
| ३ अमदावाद | मी. मणीलाल नथुभाई दोशी तथा मी. हीराचंद ककलभाइ. |
| ४ मांगरोळ | श्री आत्मारामजी जैन पाठशाळा. |
| ५ महेसाणा | श्री महेसाणा जैन पाठशाळा. |
| ६ पालीताणा | मी. विठ्ठलदास पुरुषोत्तमदास. मी. कुंवरजी देवशी. |
| ७ भावनगर | श्री जैन धर्म प्रसारक सभा. |
| ८ येवला | शेठ दामोदर बापुशा. तथा शेठ बालचंद हीराचंद |
| ९ बनारस | श्री यशोविजयजी जैन पाठशाळा. |
| १० जयपुर | शेठ धांसीलाल गुलेच्छा. |
| ११ गुजरानवाला | श्री आत्मारामजी जैन पाठशाळा. |
| १२ राजकोट | मी. चत्रभुज जेचंद. |
| १३ रतलाम | शेठ वर्धमानजी वालचंदजी तथा शेठ रतनलालजी सुराना. |
| १४ बोटाद | शेठ लल्लुभाइ भाइचंद. |
| १५ वढवाण | शेठ लालचंद खेतसी तथा मी. गुलाबचंद वाघजी. |
| १६ लींच | शेठ हठीसंग रतनचंद. |
| १७ अमरेली | शेठ सुंदरजी डाह्याभाई. |

**सूचना**—आ स्थळो उपरांत अरजीओ आव्येथी परीक्षा लेवानां स्थळो वधारवानो विचार करवामां आवशे.

२ नीचे मुजब पांच धोरणोनी परीक्षा लेवामां आवशे.

धोरण १ लुं.

पंचप्रतिक्रमण-मूळ, अर्थ; विधि अने हेतु सहित ( शेठ हीराचंद ककलभाईवाळुं पुस्तक ).

વિધિપક્ષવાળા ઉમેદવારો માટે શેઠ ભીમસીંહ માણેકનું છપાવેલ વિધિપક્ષ પંચપ્રતિક્રમણસૂત્ર મોટું, સિવાયના ગચ્છવાળાઓની પરીક્ષા, તે તે ગચ્છના પ્રમાણભૂત પુસ્તકના અનુસાર લેવામાં આવશે.

## ધોરણ બીજું.

નીચેના બેમાંથી કોઇપણ એક વિભાગ.

૧

**જીવવિચાર તથા નવતત્ત્વ પ્રકરણ**-( શેઠભીમસિંહ માણેકવાળાં પુસ્તકો )
**શ્રાવક ધર્મસંહિતા**-( માંગરોળ જૈન સભાનું છપાવેલું )
**ઉપદેશ પ્રાસાદ** ભાગ ૧ લો.-( શ્રી જૈન ધર્મ પ્રસારક સભા-ભાવનગર )

૨

**નવતત્ત્વ, નવસ્મરણ અર્થ સહિત** ( શેઠ ભીમસિંહ માણેકવાળાં પુસ્તક )
**ત્રણ ભાષ્ય** ( શેઠ વેણીચંદ સુરચંદ અથવા શેઠ ભીમસિંહ માણેકવાળું પુસ્તક ) અર્થ અને સમજણ તથા હેતુપૂર્વક.

## ધોરણ ત્રીજું.

**યોગશાસ્ત્ર** ( મુનિ કેસરવિજયજી તરફથી પ્રગટ કરેલું પુસ્તક )
**મહાવીર ચરિત્ર ભાષાન્તર** હેમચંદ્રાચાર્ય કૃત ( શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલું. )
**આનંદઘનજીની ચોવીશી** ( જ્ઞાનવિમળસૂરિના ટબાવાળી. )

## ધોરણ ૪ થું.

**આગમસાર દેવચંદ્રજી કૃત** ( શેઠ ભીમસિંહ માણેક તરફથી છપાએલ )
**તત્વાર્થાધિગમસુત્ર** ( રાયચંદ જૈન શાસ્ત્રમાળામાંથી. )

## ધોરણ ૫ મું.

નીચેના પાંચ વિભાગમાંથી કોઇ પણ એક વિભાગ

૧ **ન્યાયઃ—સ્યાદ્વાદ મંજરી** ( રાયચંદ જૈન શાસ્ત્રમાળામાંથી. )
**આઠ દ્રષ્ટિની સજાય** (પ્રકરણ રત્નાકરનાં ભાગ પહેલામાંથી ૪૧૩ થી ૪૩૮ પાના)
૨ **દ્રવ્યાનુયોગઃ—છ કર્મગ્રંથ** ( ભીમસિંહ માણેક તરફથી છપાએલ. )
૩ **અધ્યાત્મ અધ્યાત્મ કલ્પદ્રુમ** ( રા. રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સોલીસિટર તરફથી બહાર પડેલું. )
**દેવચંદ્રજીની ચોવીશી** ( શેઠ ભીમસિંહ માણેક તરફથી વિવેચન સાથે છપાએલ.)
૪ **પ્રકીર્ણઃ—ઉપદેશ પ્રાસાદ** પાંચે ભાગ (શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી છપાએલ) તેના પર વિવેચન અને વિચારપૂર્વક કરેલ અવલોકન સાથે.
૫ **ઇતિહાસઃ—ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર** પર્વ ૧ થી ૧૦ નું ભાષાંતર સંપૂર્ણ (શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી છપાએલ). ઐતિહાસીક તથા તત્વદષ્ટિએ વિચારણિએ અવલોકન કરવાનું.

૩ મજકુર પરીક્ષા લીધા પછી આશરે દોઢ મહિને ઇનામ મેળવનાર તથા પાસ થનાર ઉમેદવારોનું લીસ્ટ શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી જાહેર પત્રદ્વારા બહાર પાડવામાં આવશે.

૪ આ પરીક્ષામાં ઉંચે નંબરે આવનાર ઉમેદવારોને તેની લાયકાત પ્રમાણે નીચે મુજબ શેઠ અમરચંદ તલકચંદ જૈન ધાર્મિક હરિફાઇની પરીક્ષાનાં ઇનામો મજકુર પરીક્ષા પછી આશરે બે મહિને આપવામાં આવશે.

**વર્ગ પહેલો—દશ ઇનામો રૂ ૯૨ નાં.**

| | |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૨૧) | ૬ ઠું ઇનામ રૂ. ૭) |
| ૨ જું „ „ ૧૭) | ૭ મું „ „ ૫) |
| ૩ જું „ „ ૧૫) | ૮ મું „ „ ૩) |
| ૪ થું „ „ ૧૧) | ૯ મું „ „ ૨) |
| ૫ મું „ „ ૯) | ૧૦ મું „ „ ૨) |

**વર્ગ ૨ જો:— આઠ ઇનામો રૂ. ૧૦૦) નાં.**

| ૧ લા પેટા વિભાગ માટે | ૨ જા પેટા વિભાગ માટે |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૨૧) | ૧ લું ઇનામ રૂ. ૨૧) |
| ૨ જું „ „ ૧૫) | ૨ જું „ „ ૧૫) |
| ૩ જું „ „ ૯) | ૩ જું „ „ ૯) |
| ૪ થું „ „ ૫) | ૪ થું „ „ ૫) |

**વર્ગ ૩ જો:—પાંચ ઇનામો રૂ. ૬૩) નાં.**

| | |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૨૫) | ૪ થું ઇનામ રૂ. ૮) |
| ૨ જું „ „ ૧૫) | ૫ મું „ „ ૫) |
| ૩ જું „ „ ૧૦) | |

**વર્ગ ૪ થો:—ત્રણ ઇનામો રૂ. ૬૦) નાં.**

| | |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૩૦) | ૩ જું ઇનામ રૂ. ૧૦) |
| ૨ જું „ „ ૨૦) | |

**વર્ગ ૫ મો:—પાંચ ઇનામો રૂ. ૧૫૦) નાં.**

**પાંચ વિભાગમાંના દરેક વિભાગમાં રૂ. ૩૦)**

૫ પ્રકીર્ણ સૂચના:—કોઇ પણ વિદ્યાર્થી એકી વખતે એકજ ધોરણમાં પરીક્ષા આપી શકશે, પણ તેમાં તે નિષ્ફળ થશે તો તે ધોરણમાં તે બીજે વરસે બેસી શકશે, બીજા તથા પાંચમા ધોરણમાં એકથી વધારે વિષયો છે, તેથી દરેકમાં જુદે જુદે વરસે પરીક્ષા આપી શકશે, અને પાસ થનારને લાયકાત પ્રમાણે ઇનામ અથવા પ્રમાણપત્ર મળશે.

એક તૃતિયાંશ માર્ક મેળવનારનેજ પાસ થયેલ ગણવામાં આવશે, પણ ઇનામને લાયક થવા માટે ઓછામાં ઓછા પચાશ ટકા માર્ક મેળવવાજ જોઇશે.

પાંચમા ધોરણમાં હાલ તુરત ઇનામ નાનાં દેખાય છે. પણ જે વિભાગમાં બેસનાર નહીં હોય તેનાં ઈનામો અન્ય વિભાગમાંના ઇનામની રકમ અથવા સંખ્યા વધારવા માટે ઉપયોગમાં લેવામાં આવશે.

દરેક પેટા વિભાગનાં ઇનામો એક બીજાથી સ્વતંત્ર છે, તેથી તે ધોરણના વિભાગોમાં અંદર અંદર હરીફાઇ રહેશે નહીં.

બીજા ધોરણમાં અને ત્યાર પછીના ધોરણમાં નવસ્મરણ સિવાય કોઈ પણ વિષયમાં મુખપાઠના સવાલો પરીક્ષામાં પુછવામાં આવશે નહીં.

સને ૧૯૧૧ ની પરીક્ષામાં જે બીજા ધોરણમાં પાસ થયા હશે તે આ વરસે બીજા ધોરણના (૧) લા પેટા વિભાગમાં બેસી શકશે નહીં પણ તેજ ધોરણના (૨ જા) વિભાગમાં બેસી શકશે. તેમજ ત્રીજા ધોરણમાં પાસ થયા હશે તે બીજા ધોરણના (૨)જા પેટા વિભાગમાં બેસી શકશે નહીં. પણ પેટા વિભાગ (૧) લામાં બેસી શકશે. ચોથા ધોરણમાં પાસ થયેલ વિદ્યાર્થી, ધોરણ પાંચમાના પેટા વિભાગ (૨) જામાં બેસી શકશે નહીં, તેમજ પાંચમા ધોરણમાં પાસ થયેલ વિદ્યાર્થી ચોથા ધોરણમાં બેસી શકશે નહીં.

આંખે અપંગ હોય તેને માટે લખનારની વ્યવસ્થા કરી લેવામાં આવશે તો તેની યોગ્યતાનું પ્રમાણપત્ર આપવામાં આવશે પણ તેને ઈનામ મળશે નહીં.

આ પરીક્ષાના ધોરણ વિગેરે સંબંધમાં ખુલાસો પુછવો હોય તે નીચેના શીરનામે પુછી મંગાવવો.

પરીક્ષામાં બેસવા ઇચ્છનાર દરેક વિદ્યાર્થીએ નવેંબરની ૩૦ મી તારીખ પહેલાં પહોંચે તે પ્રમાણે અરજી બોર્ડના સેક્રેટરી તરફ મોકલી આપવી. દરેક અરજીની ચે જણાવેલી વિગત સાથે મોકલવી.

૬ આ પરીક્ષામાં બેસનાર ઉમેદવારોએ નામ, ઠેકાણું, ગામ, ઉમર, જન્મ તારીખ, જન્મ ભુમિ, ક્યા ધોરણમાં, ક્યા પેટા વિભાગમાં, ક્યે સ્થળે પરીક્ષા આપવી છે, તેમજ તેની વ્યાવહારીક કેળવણી કેટલી છે અને ધંધો શું છે તેની વિગત નીચેના શીરનામે ચોખ્ખા અક્ષરે લખી મોકલવી.

પરીક્ષા તા. ૨૮-૧૨-૧૩ સં. ૧૯૭૦ ના પોષ સુદ ૧ ને રવિવારે બપોરે ૧ થી ૪ વાગ્યા સુધી ઉપર જણાવેલી જગોએ લેખીત લેવાશે.

પાયધુની-પોષ્ટ નં. ૩
મુંબઈ.

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ.
મોહનલાલ દલીચંદ દેશાઈ.
ઓનરરી સેક્રેટરીઓ,
શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

